પ્રકાશક :
શશિકાન્ત એન્ડ કું.
રાવપુરા, વડોદરા.

મૂલ્ય રૂ. ૩-૦-૦

આવૃત્તિ પહેલી સન ૧૯૩૩ ]  [ આવૃત્તિ બીજી સન ૧૯૪૯

સોલ એજન્ટસ:—
સંસ્કૃતિ રક્ષક સસ્તુ સાહિત્ય કાર્યાલય
મહાજનગલી—વડોદરા

મુદ્રક : મુદ્રણસ્થાન
મણિલાલ પ્રભાશંકર વ્યાસ
શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિ. પ્રેસ
મોદીખાના-વડોદરા
૧૦-૧૨-૧૯૪૯

# કાર્યાલય તરફથી

સં. ૨૦૦૬ના કાર્તિક શુદ ૧ થી આ "હળવા વાચનની શ્રેણિ"ના પ્રકાશનનું ત્રીજું વર્ષ શરૂ થાય છે. આરંભની અનેક મુશ્કેલીઓ છતાં, પરમાત્માની કૃપાથી, ગયા બે વર્ષનાં પુસ્તકો નિયમસર બહાર પાડી શકાયાં છે. તેમજ તે વિશેનાં જે પત્રો અને વૃત્તાંતો અમને મળતાં રહ્યાં છે તે ઉપરથી સંતોષપૂર્વક કહી શકીએ છીએ કે, સર્વ પ્રકાશન-પુસ્તકોનો સુંદર આદર પણ થયો છે; અને ભવિષ્યમાં પણ આમ જનતાનો તેવોને તેવો-બલ્કે તેમાં વૃદ્ધિ પામતો-ચાહ મળતો રહે એવી ઉમેદ રાખીએ છીએ.

બબ્બે મહિને એકના હિસાબે એક વર્ષનાં છ, અને બે વર્ષનાં બાર પુસ્તકો પ્રગટ થઇ ચૂક્યાં છે. ત્રીજા વર્ષના પ્રથમનાં બે-એટલે ગૂર્જરપતિ સમ્રાટ કુમારપાળ ભાગ-૧, ૨,-આપવાનું જાહેર કર્યું હતું. તેમાંનો આ પ્રથમ ભાગ આપશ્રીના કરકમળમાં વખતસર મૂકતાં આનંદ ઉપજે છે. અને બીજો ભાગ જે આ પછી બે મહિને આપવાનો છે તે ઘણું કરીને એક મહિને જ-એટલે ૧૯૫૦ ના જાન્યુઆરીના અંત પહેલાં બહાર પાડી શકીશું.

**લવાજમઃ**—અત્યારે એક વર્ષનું રૂા ૧૦) અને બે ત્રણ કે ચાર વર્ષનું સાથે લવાજમ ભરનારને, વાર્ષિક રૂા. ૯) ના હિસાબે લેવાયછે. પરંતુ જે નવા ગ્રાહક બંધુને, પાછલાં બે અગર એક વર્ષનાં સેટ-પુસ્તકો જોઈતાં હશે તેમને ૧૯૫૦ના અંત સુધી વર્ષ એકના સેટના રૂા. ૧૨) લેખે આપવામાં આવશે. તે બાદ તેની કિંમતમાં વધારો થશે.

**આજીવન સભ્યઃ**—હમણાં સુધી અમે આ શ્રેણિના માત્ર વાર્ષિક સભ્ય જ નોંધતા હતા. આ વર્ષથી આજીવન સભ્ય (Life members) લેવાનું ઠરાવ્યું છે, જેનું લવાજમ રૂા. ૧૫૧) છે. વ્યક્તિગત આજીવન સભ્યની મુદતના પ્રશ્ન માટે કોઈ ખુલાસાની

અપેક્ષા રહેતી નથી જ્યારે સંસ્થા માટે તે મુદત વીસ વર્ષની ઠરાવી છે. એટલે કે રૂા. ૧૫૧) ભરીને જે સંસ્થા આજીવન સભ્ય બનશે તેને વીસ વરસ સુધી (૧૫૧÷૨૦= વાર્ષિક રૂા. ૭ા લેખાય ) આ શ્રેણિના પુસ્તકો વિના લવાજમે આપવામાં આવશે. ઉપરાંત વિશેષ લાભ એ પણ અપાશે કે, આજીવન સભ્ય થનારને ( વ્યક્તિ કે સંસ્થા બન્નેને ) પાછલા સર્વે પુસ્તકો જોઈતાં હશે તો ખાસ ઉત્તેજન માટે, વર્ષ એકના ૭ રૂપિયા લેખે લવાજમ ગણીને તે પુસ્તકો આપવામાં આવશે. (૧૯૫૦ ના અંત સુધી ).

**અન્ય કાર્યઃ**—અમારા ટ્રસ્ટે જે પાંચ કાર્યો ઉપાડવાનાં છે તેમાંનું છેલ્લું કાર્ય નિધિ યોજનાનું છે. તેનાં ધારાધોરણ તૈયાર થઈ ગયાં છે. જે આવતા અંકે ( એટલે ચૌદમા પુસ્તકમાં ) બહાર પાડવામાં આવશે. તે વાંચી જવા તેમજ મિત્રવર્ગમાં અને સમાજમાં તેનો પ્રચાર કરવા તથા પ્રસંગ પડેથી તેનો લાભ ઉઠાવવા વિનંતિ છે.

**લેખકોઃ**—અમે તો લેખકોને બહાર લાવવા માગીએ છીએ અને અવારનવાર તે માટેની વિનંતિ પણ બહાર પાડીએ છીએ પરંતુ હજુ સુધી તેમનો સહકાર મળ્યો નથી તે સખેદ જાહેર કરવું પડે છે. વિના પુરસ્કારે અમારે કાંઈ લેવુ નથી પછી તેમને સંકોચ શા માટે ભોગવવો પડે છે તે સમજાતું નથી. ઉલટું એક પુસ્તક પૃ. ૨૫૦ થી ૨૭૫ નું વિના પુરસ્કારે લખી આપનારને અમે "આજીવન સભ્ય" તરીકે સન્માનીએ છીએ; અને આ વર્ગમાં શ્રીયુત મોતીચંદ ગિરધરલાલ કાપડિયા, શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકશી અને શ્રીયુત ચંદુલાલ મફતલાલ શાહ—એમ ત્રણ સભ્યો નોંધાઈ પણ ગયા છે. આવું આમંત્રણ સર્વ લેખકોને પાઠવીએ છીએ ને વિનંતિ કરીએ છીએ કે તેઓ પોતાથી બનતો ફાળો પુરાવતા રહેશે. એજ વિનંતિ.

સેવક

**મેનેજીંગ ટ્રસ્ટી**

# મારું નિવેદન

પંદર વર્ષ બાદ મારી "ગુર્જરપતિ" ઐતિહાસિક નવલકથા "કુમારપાલ" એ નામે વડોદરાના જાણીતા મારા વિદ્વાન મિત્ર રા. શ્રી. ડૉક્ટર ત્રિભુવનદાસભાઇના સંસ્થાપિત "સંસ્કૃતિ રક્ષક-સસ્તું સાહિત્ય કાર્યાલય" એ સંસ્થાની ગ્રન્થમાળાના મણકા રૂપે—એમના જ પ્રયાસથી પ્રસિદ્ધ થાય છે—તે જોઈ મને આનન્દ થાય છે.

વાત એમ છે કે બીજા લેખકોની માફક "ઢં—ઢોલ" વગાડી ખોટી જાહેરાત કરવાની મને ખરાબ આદત નથી—પણ મારી આ ટેવનું પરિણામ અંતે સારું જ આવ્યું.

ગુજરાતી સાહિત્યકારોને સિદ્ધરાજ જયસિંહ અને મહારાજાધિરાજ કુમારપાલની ઓજસ્વિની જીવનકલાએ અદ્ભુત આકર્ષણ કર્યું છે.

"કુમારપાલ"ની પહેલી નવલકથા લખી રા. શ્રી. ચુનિલાલ વર્ધમાન શાહે—મેં વાંચી મને વધુ વિસ્તૃત સ્વરૂપે લખવાની ઇચ્છા થઇ—મેં એને "ગુર્જરપતિ" એ નામે બે ભાગમાં ગૂંથી અને સાચે જ લખ્યાનો સંતોષ અનુભવ્યો. ભાષાની દૃષ્ટિએ ક્યાંક ક્યાંક નિસર્ગ વર્ણનો આવે છે. તે ત્યાં અઘરી શૈલી છે—પણ મારી એ સ્વાભાવિક શૈલી જ છે. સંવાદોમાં સરળતા, પ્રવાહ અને રસાળતા અને વર્ણનોમાં 'હું'પણાનું ગાંભીર્ય!

મારા લેખનમાં વિશિષ્ટતા છે એ છે કે હું ચિત્રકાર હોવાથી મારી દૃષ્ટિ સમક્ષ યથાર્થ જે દૃશ્ય ખડું થાય છે તે યથાર્થ શબ્દાલંકાર દ્વારા વ્યક્ત કરી શકું છું. મારી કૃતિને સમજવાને ચિત્રકાર અને સાહિત્યકારની સમન્વયવાળી દૃષ્ટિની જરૂર છે એવું મારું નમ્ર માનવું છે.

રા. શ્રી. ચુનિલાલ વર્ધમાન શાહ અને મારી નવલકથા બાદ "કુમારપાલ" ઉપર બીજા લેખકોએ નવલકથાઓ સરજી છે—પરંતુ, પહેલી અને બીજી નવલકથા તરીકે અમારી નવલકથાઓનું મૂલ્યાંકન થવાની જરૂર છે.

"ગુર્જરપતિ"ના પ્રથમ પ્રકાશક મારા સ્નેહી રા. શ્રી. માણેકલાલ હ. શાહ "ગુજરાત ટાઇમ્સ"ના તન્ત્રીનો અત્રે આભાર માનું તો કૈં જ ખોટું નથી.

મારા સ્નેહી શ્રી. રા. ત્રિભુવનદાસનો સાહિત્યશોખ ગુજરાતમાં જાણીતો છે. સારા અને સંસ્કારી સાહિત્યનું પ્રકાશન કરવું એ તેમનો અટલ ધ્યેય છે—આ ગ્રન્થમાળા દ્વારા લક્ષ્મી પ્રાપ્તિનો એમનો હેતુ છે જ નહીં! પરમકૃપાળુ પરમાત્મા આવા ગુર્જરીના અનન્ય સાહિત્યસેવકને સાહિત્યસેવા કરવા આરોગ્ય અને દીર્ઘાયુષ્ય અપી એજ અભ્યર્થના સાથે હું અત્રે જ વિરમીશ.

તા. ૪–૧૨–'૪૯<br>માલીવાડો,<br>કમાણ ભાગોળ<br>નડિયાદ

આપનો—<br>"મસ્તમયૂર"

## વાર્ષિક લવાજમ—

અમારી આ "હળવા વાંચન શ્રેણિ"ના ઘણાખરા ગ્રાહકોનું વાર્ષિક લવાજમ સં. ૨૦૦૫ ના આશ્વિન વદ ૦))ના રોજ પૂરા થતાં, બીજા વર્ષે, ખલાસ થાય છે.' તે વાતનું સ્મરણ તેમને છેલ્લાં બે પુસ્તક ( નં ૧૧ અને ૧૨ ) માં, તે મતલબનું છાપેલ કાર્ડ નાંખી અપાતું રહ્યું છે. કેટલાક ભાઈઓએ જાગૃત બની, ત્રીજા ચોથા વર્ષનું લવાજમ મનીઑર્ડરથી મોકલી આપ્યું છે, ત્યારે કેટલાકે ત્રીજા વર્ષનું પહેલું ( એટલે શ્રેણિનું તેરમું ) પુસ્તક વી. પી. થી મોકલી આપવા અમને જણાવી દીધું છે. જેઓએ કાંઈજ નથી કર્યું તે સર્વેને જણાવવાનું કે અમે તો તેમની સજ્જનતા અને પ્રમાણિકતા ઉપર વિશ્વાસ રાખી, તેરમું પુસ્તક એમને મોકલીએ છીએ અને વિનવીએ છીએ કે ચૌદમું પુસ્તક ૩૧–૧–૫૦ ના બહાર પડે તે પૂર્વે તેઓ પોતપોતાની ઇચ્છા પ્રમાણે (૧) એક, બે કે વધુ વર્ષના, નવ નવ રૂપિયાના હિસાબે મનીઑર્ડર મોકલી આપે (૨) અથવા ગ્રાહક તરીકે ચાલુ ન રહેવું હોય તો, તેરમા પુસ્તકની કિંમત રૂા. ૩] છે તેને બદલે પોતાના ખર્ચે રૂા. ૨] મોકલી આપે (૩) અથવા તો તે પુસ્તક ટપાલમાં ગુમ ન થાય તેમ અમને પરત કરી દે.

આ ત્રણમાંથી એકે માર્ગ, પ્રમાદ કરી કોઈ નહીં ગ્રહણ કરે તો અમે સમજીશું કે તેમને ગ્રાહક તરીકે ચાલુ તો રહેવું જ છે પણ આળસમાં લખી જણાવ્યું નથી એટલે ચૌદમું પુસ્તક ત્રીજા વર્ષ પૂરતું જ લવાજમ ( રૂા. ૯ અને દરેકના રૂા. ૦)=ાા લઈ છ પુસ્તકના રૂા. ૦ાા≡ મળી રૂા. ૯ાા≡ તથા વી. પી. ખર્ચ જે થાય તે રકમ) વસુલ કરવા વી. પી. થી મોકલીશું. તે તેમણે મહેરબાની કરી સ્વીકારી લેવા તજવીજ કરી વાળવી.

તેમાં પણ નિષ્ફળ જઈ, આવા નિસ્વાર્થી સેવા કરનાર ખાતાને ખર્ચના ખાડામાં નાહક ઉતારશે તેમને અમે બીજું તો શું કહી શકીએ. પરંતુ આટઆટલી ચેતવણી આપવા સાથે તેમની સજ્જનતા ઉપર વિશ્વાસ રાખ્યો, છતાં પોતાની ઊંઘ ન ઉડાડી અમને ખોટો બદલો આપ્યો તે માટે, બહાર પડતા નવા પુસ્તકમાં મોઘમ રીતે જનતાની જાણ માટે તે હકીકત લાવીએ તો અમને દોષપાત્ર ન ગણશો, એટલી તો જરૂર વિનંતિ કરીશું જ.

# અનુક્રમણિકા

## પ્રકરણ ૧ લું

### તાપસ

" પ્રધાનજી! સર્વ સામગ્રી તૈયાર છે?"

" જી, હા. રાજમહેલની બહાર સ્વારીના વાહનો પણ તૈયાર છે. અપાસરામાંથી ક્યારનુંય કહેણ પણ આવી ગયું કે, ભલે પધારો સિદ્ધરાજ મહારાજ!"

પિતા કર્ણદેવનાં શ્રાદ્ધ નિમિત્તે મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહ આજે સાધુ-શુદ્ધજનોના પૂજનાર્થે આદિનાથના ઉપાશ્રય (અપાસરા) માં પોતાના સમગ્ર રાજકુટુંબ સહિત સ્વારી લઈ જનાર છે. અણહિલવાડ પાટણનો મુખ્ય ઉપાશ્રય તે આદિનાથનો. ચૌટે ચોકે ને ચકલે અને વિશાળ પાટણપુરીના વિશાળ વૃક્ષોથી આચ્છાદિત રાજમાર્ગ પર સિદ્ધરાજ મહારાજના દર્શનાર્થે પ્રજાજનોની અપૂર્વ મેદની જામી છે.

સાયંકાળના આછા સૂર્યપ્રકાશમાં ઝમમમતી નગ્ન તલવારોથી સજ્જ થયેલી એક ઘોડેસ્વારોની ટુકડી, આગળ બે ઊંટ ઉપર ગાજતા ડંકા-નિશાન સહિત રાજમાર્ગ પરથી પસાર થઈ જેથી સૂચન મળ્યું કે, રાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહ પધારે છે.

રાજ્યનીતિમાં સિદ્ધ છે જેનો સ્વભાવ, અને સામુદ્રિક રાજ્યગુણોથી અલંકૃત છે જેની અદ્‌ભૂત આકૃતિ, જેના અંગપ્રત્યંગમાંથી પ્રગટી રહી છે સામ્રાજ્યલક્ષ્મીની જ્વલન્ત જ્યોતિ, જેની વિશાળ આંખોમાંથી નીતરી રહી છે શંકરના ત્રીજા નેત્રની તુમુલ તોફાની શક્તિ અને જેની ચપળ આંખડી નિમિષ માત્રમાં સર્વ દિશામાં નજર ફેરવી લઇ ચાણુક્ય બુદ્ધિથી માપી લે છે પ્રજાજનોના હૃદય સાગરમાં ઊછળતી રાજ્ય ભક્તિ, એવોજ હાથી પરની અંબાડીમાં વિરાજમાન થયેલો સિદ્ધરાજ મહારાજ જોતજોતામાં લોકસમૂહ આગળથી આદિનાથના ઉપાશ્રય તરફ પસાર થઇ ગયો. લોકો ધીમે ધીમે વેરાઇ ગયા.

આદિનાથના ઉપાશ્રયના આરસદ્વારે પણ પુષ્પપત્રોના શૃંગારો સજી લીધા છે. ઉપાશ્રયની બ્હારના મેદાનમાં વાહનો અને સૈનિકો તથા રાજપુરૂષોની અપૂર્વ ઠઠ જામી ગઇ, મહારાજનો સત્કાર કરવાને ઉપાશ્રયની આરસસોપાન પર જૈનયતિની શ્વેતવસ્ત્રધારિણી આવલી બંધાઈ ગઈ હતી. તેમણે સિદ્ધરાજ મહારાજ પર સુમન–સત્કાર સહિત આશીર્વચનો વરસાવ્યા. મહારાજા પણ યતિમંડળના પુનિત દર્શનથી પુલકિત થયા અને રાજરસાલા સાથે ઉપાશ્રયમાં પ્રવેશ કર્યો.

ઉપાશ્રયના પ્રધાનયતિની પૂજાવિધિ મહારાજે શરૂ કરી. જૈનધર્મ પર કટાક્ષ કરી, મહારાજ સિદ્ધરાજની વૃત્તિ અને પ્રીતિને સનાતન–બ્રાહ્મણધર્મ તરફ વારંવાર ખેંચી જનાર જઇનેતર બ્રાહ્મણો પણ આજે આદિનાથના ઉપાશ્રયમાં લોભે ખેંચાઇ આવ્યા હતા. આડે દિવસે એજ બ્રાહ્મણો हस्तिना ताडयमानोऽपि न गच्छेत् जैनमन्दिरम् એ સૂત્રને અનુસરીને ઉપાશ્રયના દર્શન કે સ્પર્શને પાપ માનતા'તા. પણ આજે દક્ષિણાના લોભે આવ્યા છે.

" બીજા જતિજનોની પણ મારે પૂજા કરવી છે."

"એમ કરવાથી મહારાજને ઘણોજ પરિશ્રમ પડશે" પ્રધાને કહ્યું.

"પ્રધાનજી! સાધુજનોની સેવામાં શ્રમ શો? પ્રાપ્ત થયેલા શુભ અવસરનો લાભ દરેક ડાહ્યા પુરૂષે લેવો એવું શાસ્ત્રવચન છે. અનુચર! ચાલ, મારી આગળ પૂજાસામગ્રી સાથે. અને પ્રધાનજી! મને એક એક યતિવરનો પરિચય કરાવો કે જેથી તેમની યોગ્ય પૂજનવિધિ કરી શકું! તમને ખબર તો છેજ કે સતપુરૂષો સેવામાં ક્ષતિ નથી સહી શકતા?—ચાલો પ્રધાનજી" સિદ્ધરાજનું આ સંભાષણ પૂર્ણ થતાંજ વિચક્ષણ પ્રધાને વગર આનાકાનીએજ કહ્યું, "જેવી મહારાજાની મરજી–પધારો મહારાજા!"

અનુચરે આગળ ચાલવા માડયું અને તેની પાછળ મહારાજા અને પ્રધાને અનુસરણ કર્યું. અનુક્રમે પ્રધાનજીએ યતિજનોનો પરિચય આપવા માંડયો અને મહારાજા સિદ્ધરાજે પણ યતિશ્વરોના હૃદય જીતી લેવાનો આ અલભ્ય પ્રસંગ સાધી લઈ, સ્મિતવદને મન્દ મીઠા સ્વરે વાર્તાલાપ કરી પ્રત્યેક સાધુજનની શુદ્ધ સેવાભાવથી પૂજા કરી.

છેવટના એક યતિજનની પૂજા બાકી રહી છે.

પૂજક–મંડળ ત્યાં તેની સમીપમાં આવીને ઊભું.

તે તેજોમય યતિનું મનોહર મુખમંડળ જોતાંજ પ્રધાનજીની ચપળ આંખો પર ભ્રુભંગીનું નૃત્ય થયુ, અને પળવારમાં તે સંકુચિત બનાવ્યું નૃત્ય આસનસ્થિત યતિએ જોઈ લીધુ. યતિના મુખમંડળમાંથી કંઈજ જવાબ ન મળ્યો, પણ યતિની સ્થિરતા જોઇ પ્રધાન મૂઝાયો, તે વિચક્ષણ વાણિયાએ કટાક્ષ કરી તાવી જોવામાં પછી ક્યાશ નજ રાખી.

"મહારાજાધિરાજ! પૂજન કરો!"

"પ્રધાનજી! આ મહાજનનો પરિચય?"

"રાજન! ભવ્ય છે, દિવ્ય છે અને દેખાવમાં દેવ છે, પણ અપરિચિત છે એટલે–નવીન સન્યાસી!"

સિદ્ધરાજ પણ આવી વિચિત્ર પરિચયપ્રથાથી જરા આશ્ચર્યચકિત થયા અને બોલ્યા, "નવીન સન્યાસી ? વારૂ–લાવો પુષ્પાક્ષતચન્દન !"

મહારાજાએ યતિજનની પુષ્પાક્ષતાદિથી યથોચિત પૂજા કરી અને સંતજનનું ચરણામૃત ગ્રહણ કરવાને હાથમાં જલની સુવર્ણ-મણિમંડિત ઝારી લઇ પદ્પ્રક્ષાલન કરવા માંડ્યું. પગની પાનીની કુમાશ અને પ્રવાલ જેવો રંગ તથા પગના અંગુઠાઓની આંસાળ અને નરમ ગોળાધીકૃતિ જોઈ, બોલ્યાચાલ્યા વગર મહારાજાએ સહસા ઊંચું જોયુ. બોલ્યાચાલ્યા વગર પૂજન સંપૂર્ણ કર્યું અને ઊભા થઈ પ્રધાનજી તરફ એક ભાવપૂર્ણ નજર નાખી. જેનો જવાબ સ્મિતમાં મળ્યો.

પૂજનક્રમ સંપૂર્ણ થયો. સર્વ સંઘ ઉપાશ્રયની બહાર નીકળ્યું. ઉપાશ્રયનાં પગથીઆ ઊતરતાં ઊતરતાં પ્રધાનજી અને સિદ્ધરાજ વચ્ચેના કંઇક વાર્તાલાપના અંતે મહારાજે એક વાક્ય બોલ્યા: "પ્રધાનજી! પહેરો મૂકવાની વ્યવસ્થા અત્યારેજ થવી જોઇએ, નહીંતર એ હરામખોર નાસી જશે !"

"મહારાજાની સત્તામાંથી નાસી છૂટવું કેટલા શેરનું છે!"

"પ્રધાનજી! એ બધું તો ઠીક પણ—"

"પણ શું મહારાજ?"

"તમારી ખાત્રી છે કે એ મારો ભત્રીજોજ છે?"

"હા, હા. મહારાજ. તમારો ભત્રીજો."

"ઠીક–ઠીક–ચાલો વ્યવસ્થા કરી નાંખો ને સ્વારી ઉપાડો !"

સ્વારી રાજમહેલ તરફ ઉપાડી પણ તેમાં અત્યારે પ્રધાનજીનું રજ ઉપર હોય એવું જણાતુ હતું.

*

## પ્રકરણ ૨ જું

## જીવતદાન અને પલાયન

" કેમ વત્સ કુમારપાળ ! અનુભવ થયો ?"

" યતીશ્વર ! તાપસનો વેશ લીધો ત્યારથીજ આંખ તો ખુલ્લી ગઇ છે ! અને હજુ આ કમનસીબના કીસ્મતમાં શું શું નિર્માણું કશે તે તો વિધાતા જાણે !"

" વત્સ ! "ચન્દ્ર છૂપે નહીં બાદલ છાયો ' ભાગ્ય છૂપે ન ભભૂત લગાયો !"

" યથાર્થ બન્યું છે પણ એમજ !"

" અને એમજ બનવું જોઇએ ' જાતિ કોટિ યત્ને પણ છૂપાવી શકાતી નથી કારણ आकृतिर्गुणान्कथयति । વત્સ, કુમાર ! તારી આકૃતિએ જ આજની આ વક્રાકૃતિ ઊભી કરી છે ' વધુમાં તને મેં કહ્યું કે, મહારાજ સિદ્ધરાજ સામુદ્રિક વિદ્યામાં વિશારદ છે—અને તે વિદ્યાને અનુભવમાં મૂકી બીજાને પકડી પાડવામાં પણ મહા વિચક્ષણ છે !"

" પણ યતીશ્વર ! પ્રથમ તો પેલો વાણીઓજ ચમક્યો અને મૂંઝાયો !"

" કુમારપાળ ! આ વાત કરવાનો અવસર નથી ! જો હવે વધુ વાત કરવા રહીશ તો ફસાઇ પડીશ માટે નાસી છૂટવાનીજ તૈયારી કર !"

" મહારાજ ! હું તો આપના કહેવાનીજ રાહ જોઉં છું. હું જીવનભર આપનો ઋણી રહીશ--મને જીવતદાન આપી રહ્યા છો !"

" કુમાર ! તને ગુપ્ત માર્ગ બતાવું છું કે જે માર્ગેથી આજથી વીસ વર્ષ પર એક રાજપુરૂષને પલાયન કરાવી મેં પ્રાણ બચાવ્યા હતા. ચાલ ભાઇ ત્વરા કર !"

" યતીશ્વર ! આજથી વીસ વર્ષ પરની આપ વાત કરો છો તો આપની ઉંમર શું ?"

" લોકો કહે છે તેટલી." બન્નેએ ચાલતાં ચાલતાં વાતો શરૂ કરી.

" લોકો તો આપની ઉમર અઢીસો વર્ષની કહે છે."

" પણ દેખાવમાં કેટલી લાગે છે ?"

" દેખાવમાં તો આપ હજુ એક ત્રીસ વર્ષના નૌજુવાન જણાવ છો—કેટલું આશ્ચર્ય ?—પણ આમા સત્ય શું મહારાજ ?'

" બધુ યે સત્ય અને બધુ યે અસત્ય !"

" એમ કેમ ?"

" ટૂંકી વાત કર—લે તારે અમર થવુ છે ?"

" અમર—અમર થવાનું આપ પુછી રહ્યા છો ?"

" હા—હા મહાભારતના મહારથી અશ્વત્થામા અને રાજા ગોપીચન્દ જેવું અદ્યાપિ પર્યન્ત અમરત્વ ભોગવી રહ્યાછે તેવું અમરત્વ !"

" અને અમર થઇ કરવાનું શું ?"

" જિનેન્દ્ર પ્રભુની જીવનભર પૂજા અને આરાધના ! "

" એટલે મારે રાજા મટી યતિ થવુ ?"

" ત્યારે અમરત્વ કે' એમને એમ વરાય છે વારૂ ?–ભોગવિના યોગ નહીં અને યોગ વિના નિર્વાણપદની પ્રાપ્તિ નહીં ! બોલ થવું છે અમર ?"

" મહારાજ ! ક્ષમા કરો ! એવું અમરત્વ વરવા કરતાં જન્મો-જન્મ આવા રાજકુલમાં અવતરી રાજા બની પ્રજાસેવા શા માટે ન કરવી ? "

" કુમારપાળ ! લે આપણે આવી પહોંચ્યા આ ઉપાશ્રયના મન્દિરગર્ભમાં જોઇ આ પ્રભુ જિનેન્દ્રની ભવ્ય આરસ પ્રતિમા ? કેવી મનોહર અને નિર્વાણદાતા દેખાય છે તે ! શું તને નથી લાગતું કે એની જો કૃપા વરસે તો સિદ્ધરાજની લોખંડની બેડીઓ પણ પીગળી જાય અને તેની ઉગામેલી તલવારના ટૂકડેટૂકડા થઇ જાય ?"

" યથાર્થ છે ! એની કૃપા એજ અત્યારે મારૂં જીવન છે ! જીનેન્દ્ર પ્રભુ ! દયા કરો દેવાધી દેવ !—ગદ્ગદ્ કંઠે કુમારપાળે સ્તુતિ કરી અને ઘૂંટણીએ પડી મસ્તક જમીનપર નમાવી દીધું.

બાજુમાં ઊભેલા ઉપાશ્રયના યતીન્દ્ર જિનસૂરીએ ત્રણ તાળી બજાવી અને કહ્યું, જો, જો વત્સ, કુમારપાળ ! જીનેન્દ્ર પ્રભુ તારા પર પ્રસન્ન થઇ તને પ્રાણદાન આપવા માર્ગ કરે છે !"

જમીન પર મસ્તક નમાવી ઘડીભર ધ્યાનમાં લીન બનેલા કુમારપાળે મસ્તક ઊંચું કર્યું તો શું જોયું ? તેણે પ્રત્યક્ષ જોયું કે, મૂર્તિ સ્વસ્થાનેથી બે ગજ ઊંચી થઇ અદ્ધર હવામાં સ્થંભી ગઇ છે.

કુમારપાળને જિનસૂરીએ હાથ પકડી જમીન પરથી ઉઠાડ્યો અને મૂર્તિની નીચેના ભોંયરાના પગથીઆં સંકેતથી દર્શાવી પલાયન કરી જવાની મૂક સંજ્ઞા કરી.

કુમારપાળ ઉપાશ્રયમાંથી સિદ્ધરાજના પહેરામાંથી પલાયન કરી ગયો.

પુનઃ મૂર્તિ સ્વસ્થાને ગોઠવાઇ ગઇ.

## પ્રકરણ ૩ જું

## સમુદ્રના ગર્ભમાં

પ્રતિકુલ પવનને લીધે સ્તંભતીર્થથી ભૃગુકચ્છ તરફ આવવા બહાર પડેલું એક નાનું વહાણ સમુદ્રની સપાટી પર કીડીની ચાલે ચાલી રહ્યું છે.

સૂકાન પરનો સુકાની આરામથી નચિંત મને સૂકાન પર બેસી રહ્યો છે કારણ કે, પવન પડી ગયો છે એટલે સૂકાન ફેરવ્યું ન ફેરવ્યું સરખું છે-ફક્ત જ્યારે દિશા ફેરબદલ કરવી હોય ત્યારેજ ખાસ સૂકાન પર કંઇક વધારે પડતો કાબૂ રાખવાની જરૂર રહેતી હતી. વહાણની બન્ને બાજૂની ધાર પર બેઠેલા ખલાસીઓ બિચારા શરીરના જોર સાથે હલેસાં મારી વહેગને કંઇક વધુ વેગ આપવાનો પરિશ્રમ ઉઠાવી રહ્યા હતા. પણ તેમની મીઠી રોટલી જમનારને ખબર નહોતી કે કુદરત તેમના આ અથાગ પરિશ્રમનું પારિતોષિક વિચિત્રજ આપનાર છે.

વહાણ ન્હાનું છતાં તેને ઘણી સારી રીતે પુષ્પલતાઓથી શણગારવામાં આવ્યું હતું. તેના સઢ પર રંગબેરંગી

ધજાઓ ઊડી રહી હતી અને તેના ફરતા ચારે બાજૂ તોરણો બાંધેલા હતા. સૂકાનની સામી બાજૂના તૂતક પર એક નાની સરખી બંગલી બાંધેલી હતી, અને તે બંગલીને ફરતી ચોમેર અટારી હતી. વહાણનો બહારનો રંગઢંગ સૂચવતો હતો કે કોઇ રાજવંશીય વ્યક્તિ પરદેશગમન કરી રહી છે.

વહાણની પૂર્વ તરફની અટારીમાં બેચાર આધેડ વયની સ્ત્રીઓથી પરિધે વેષ્ઠિત અઢારેક વર્ષની નવયૌવના દૃષ્ટિગોચર થતી હતી. તેનું અભંગ કૌમાર્ય સંધ્યાના અસ્ત થતા રંગોની સાથે હોડ કરી રહ્યું હતું. તેની સંધ્યાના રંગોથી રંજિત આકૃતિ સમુદ્રસુંદરી જેવી જણાતી હતી. તેની ચપળ આંખોમાં સમુદ્રની જેમ આશા અને યૌવન ઉછાળા મારી રહ્યાં હતાં.

"સોહાગિની બા! જૂઓ જૂઓ સામે સંધ્યાએ કેવો રંગમંડપ રચ્યો છે?" એક પ્રૌઢાએ પેલી નવયૌવનાને સંબોધી કહ્યું.

"બા! આ કૈં રંગમંડપ નથી!"

"ત્યારે શું છે?" સોહાગિનીએ કુતૂહલપૂર્ણ પ્રશ્ન કર્યો.

"બા! એ તો ક્ષિતિજમાં લપાઇ જતા સૂરપ્રભુને પોતાની સોડમાં લેવાને સંધ્યાકુમારી આ બધા રંગ કરી રહી છે!"

"અલી, શાન્તિદા! તેં તો ખૂબ કલ્પનાના ઘોડા દોડાવ્યા હો!" સોહાગિનીએ કહ્યું, "વારુ, હવે બીજી એથીય ચઢીઆતી કોઇ કલ્પના છે?"

"બા! એ તો નાગલોકમાં ભ્રમણ કરવાને પાણીમાં ભરાઇ જાય છે સૂર્યભગવાન!" અંબિકા નામની પ્રૌઢાએ કલ્પના દર્શાવી.

સોહાગિની ચીડાઇ ગઇ અને કહ્યું, "રહેવા દે, રહેવા દે નાગલોકને તારી આ ટૂંકી ચોટલાની લટમાં!"

"બા! મને એક કલ્પના સૂઝે છે. આજ્ઞા દો તો કહું?" સિદ્ધિદા નામની ત્રીજી પ્રૌઢાએ પૂછ્યું.

"સરસ અને સુંદર હોય તો સુખે કહે!"

"બા! રવિરાજ આખો દિવસ રખડી રઝળી હવે ઉષાદેવીના મંદિર તરફ પ્રયાણ કરે છે."

"બરાબર છે. સૃષ્ટિજનો પણ એમ કર્યા નથી કરતા? પુરૂષો રખડી રઝળીને બીજે જાય ક્યાં? શ્યામાની સોડમાં! અને સ્ત્રીઓ પણ થાકી પાકી સમાય ક્યાં—?" સોહાગિનીએ ઉત્તર અડધો રાખ્યો. અત્યારસુધી નિરૂત્તર રહેલી પ્રેમદા નામની પ્રૌઢાથી શાંત ન રહેવાયું એટલે પ્રશ્નની પૂર્ણાહુતી કરી દીધું, "સિંહ જેવા પુરૂષોની પ્રેમાળ હુંફમાં—આ...થ...!" આ વાર્તાલાપ ચાલી રહ્યો છે એટલામાં તો ઓચિંતો કોણ જાણે ક્યાંથી જોરમાં પવન ફુંકાવા માંડયો, વહાણ પહેલાં કરતાં બમણા વેગથી ચાલવા માંડયું. સુકાની પોતાના સુકાન ઉપર સચેત અને સાવધાન થઇ બેઠો. વીંટી લીધેલા સઢો ખલાસીઓએ ઝટપટ છોડવા માંડયા અને અનુકૂલ પવનનો લાભ લઇ લેવાની સર્વ પ્રકારની તૈયારીઓ કરવા માંડી.

જેને મનુષ્ય અનુકૂલ કલ્પી લે છે તેજ કેટલીકવાર પ્રતિકૂલ પ્રાણઘાતક નીવડે છે.

ખલાસી ધારતા'તા કે પવન નીકળ્યો છે એટલે હવે ધારવા કરતાં આપણે નિશ્ચિત સ્થાને જલ્દી પહોંચી જઇશું, પણ વહાણ જે દિશામાં ગતિ કરી રહ્યું હતુ તેની પાછલી દીશાથી ફુંકાતો પવન બદલાયો!

પવનનું ગમન વક્ર થયું અને પવનના ગર્ભમાં મહાપ્રલયકારક ઝંઝાવાત જન્મ્યો!

આશા નિરાશા નીવડી!

બંગલીની અટારીમાં રસોલ્લાસ કરતી રમણીઓ અંદર ભરાઇ ગઇ અને ચારે બાજુના બારી બારણાં વાસી દીધાં.

પ્રલયના નીશાન-ડંકા વગાડતા મહા ભયંકર મેઘમંડલોએ આકાશને ઘેરી લીધું. મેઘે ચારે દિશાને અંધકારથી કાળી ઘોર બનાવી દીધી, અને પોતાની વિજરૂપી અસિના ચમકારાથી સમુદ્રરાજને ડરાવવાનો પ્રયાસ કરવા માંડયો! ઇન્દ્રે પણ ઝંઝાવાત પૂર વેગમાં સમુદ્રના શાંત જલ પર વીંઝવા માંડયું અને સમુદ્રને હાથે કરી દુર્દશા બનાવ્યો! સાગરરાજે પણ પ્રલયના પ્રચંડ વસ્ત્રો ધારણ કરી વિશાળ આકાશ અને ગ્રહમંડલોનો ગ્રાસ કરવાને પોતાના મોજા રૂપી હસ્તો લંબાવવા માંડયા-અને સારા બ્રહ્માંડને ઢંઢેરો પીટી કહી દીધુ કે કોઇ પણ મારા માર્ગની આડે આવશો મા—આડે આવનારનો હું પ્રલય-નાશ કરીશ!

ખલાસીઓ પ્રાણભોગે વહાણને બચાવવાનો પ્રયાસ કરી રહ્યા છે. અધુરામાં પુરૂ મુસળધાર વરસાદ પણ શરૂ થઇ ગયો. આછું આછું દિશાસૂચન થતું'તું તેય હવે તો સમુળુ બંધ થઇ ગયુ!

ખલાસીઓ હવે હતાશ થયા અને હાથ જોડી કરૂણ પોકારથી તોફાન અને વર્ષાના તેમના માનેલા પાણીદેવની પ્રાર્થના કરવા લાગ્યા.

એક રાક્ષસી મોજું આવ્યું અને વહાણને જલની સપાટી પરથી બે વાંસ ઊંચુ કરી ઊંચકી લીધું, અને ફરીવાર સપાટી પર વહાણ નીચું આવે તે પહેલાં તો ઇશાન ખુણામાંથી ભયંકર કાટકો કરતી એક વિજ ઊતરી, અને વહાણને ચીરી, તે સમુદ્રજલના અતલગર્ભમાં ગુમ થઇ ગઇ!

અડધું વહાણ તો બીલકુલ સાફ થઈ ગયુ અને અડધા વહાણના તો વિજળીના કાટકાથીજ હાડકા-પાંસળા છૂટા છૂટા પડી ગયાં.

આ તુમુલ તોફાનમાં કોણ રહ્યુ અને કોણ ગયું તે તો પ્રલયરાજ એકલાએ જ જાણ્યું.

વહાણ સમુદ્રમાં ડૂબી ગયું!

સમુદ્રમાં ડૂબતા સૂર્યની ઠેકડી કરનાર વ્યક્તિઓજ સાક્ષાત ડૂબી ગઇ!

# પ્રકરણ ૪ થું

## અદૃશ્ય

સાયંકાલ સરી ગયો.

સમુદ્રમાં તુમુલ તોફાન શમી ગયુ

નિસર્ગ દેવતાએ સાન્ધ્યકાલિક શેતરંજને સમેટી લીધી. કુદરત તો એમ કહેતી'તી કે જાણે ઘડી પહેલાં તોફાન જેવું કંઈ જ બન્યું નથી ! કુદરત પોતાનો જીવનક્રમ એવી વ્યવસ્થિત અને સંપૂર્ણ સર્વાંગ સુંદર ગોઠવે છે કે, જે વિહાર કરતી માનવ બુદ્ધિને સમજાતોજ નથી ! અહીં પણ તેમજ બન્યું.

સ્તંભતીર્થથી વહાણ લઇ ભૃગુકચ્છ આવવા નીકળેલા બિચારા વહાણવટીઓને અંતરે સહીસલામતીની અટલ શ્રદ્ધા હતી. વહાણની બંગલીની અટારીમાં રહેલી નવયૌવનાઓને જીવનની ક્ષણિકતાની ભ્રાન્તિ સરખીય ન્હોતી ! આશાના અશ્વ પર સ્વાર થઇ ગગનમાં ઊડનાર માનવતા, ભલે ગર્વથી મસ્તક ઊંચુ કરી ફુલીફુલી ફરે, પરંતુ કુદરતની દેવી તો એ માનવ-સ્વપ્નાઓ તરફ સ્મિત કરે છે, અને કદિક ટકોર કરી અધવચ્ચેથી અટકી જવા પોતાની

મૂક ભાષામાં કહી નાંખે છે; છતાંએ જ્યારે માનવની માનવતા સચેત થતી નથી, ત્યારે રૂદ્ર રોષથી અટ્ટહાસ્ય કરી માનવતાનું હાડપિંજર કયાંય વિનાશની ઊંડી ઊંડી ખાઈમાં ઉસેટી દે છે અને જગતને આદેશ આપે છે કે, જીવન એટલે પ્રકૃતિ, અને વિકૃતિ એટલે મરણ ! હે, માનવ ! કિંક સાચુ સત્વ અને મૂળતત્વ માંગતો હોય, તો પ્રકૃતિના ભેદને ઉકેલ અને પ્રકૃતિથીજ વિકૃતિને બદલી નાખ ! કુદરતને પ્રભુતાનું મહાકાવ્ય માનનાર વિશ્વના વિપ્લવના સપાટામાંથી બચી જાય છે.

આપણી સોહાગિનીને કંઈક કુદરતની રમ્યતા તરફ વધુ પક્ષપાત હતો. બાપને ઘેર બાલ્યજીવન કુદરતના સાન્નિધ્યમાં પસાર કર્યું હતું પ્રત્યેક માનવજીવન પર પાંગરતી મસ્ત યુવાનીએ તેને દિવાની હાથિણી નહોતી બતાવી, કારણ તેના પિતાજીની પાસે સત્ય જ્ઞાન ધરાવનાર મહાન ધુરંધર પંડિતો અને પૂજનિય શ્રી હેમસૂરિ જેવા પ્રખર જઈનાચાર્યો વારંવાર આવજા કરતા, ને કલાકોના કલાક પર્યન્ત જૈનધર્મના સનાતન સત્ય આપનાર મૂળતત્વો પર ચર્ચા ચલાવતાં'તા.

દિવાનખાનાની બાજૂના ખંડમાં પુસ્તક–વાંચનમાં પરોવાયલી સોહાગિની જ્યારે આવી ચર્ચા ચાલતી હોય ત્યારે વાંચનનું પુસ્તક ઘડીભરને માટે આઘું કરી, એકચિત્તે ધર્મ–તત્વનું મધુર અમૃત પીવા તત્પર અને તન્મય બનતી'તી.

આ ધાર્મિક શિક્ષણેજ સોહાગિના જીવનનું ઘડતર થયું હતું છતાં ઘડી ઘડી રાજવંશીય રાજ–વાડાઓમાં આવાં પવિત્ર જીવનોને અધમ બનાવવા પ્રયાસો થાય છે. સોહાગિનીનું સખિમંડળ વિલાસપ્રિય હતું અને પોતે જ્ઞાનપિપાસુ હતી છતાંય પેલી રંગની કહેવત મુજબ વિલાસના ચગડોળે ચઢી જતી'તી. એની સખીઓના જીવન સમુદ્રે પોતાનામાં ઝબકોળી નાંખ્યા, જ્યારે સોહાગિનીને ઝબકોળી–પુનિત કરી, પાછી કિનારાનાં પાષાણ ખંડો પર ઉસેટી દીધી.

મેઘાચ્છન્ન રાત્રિ વિખરાઇ ગઈ, અને નિશાસુંદરી પોતાના રજનીપતિ—ચન્દ્રરાજ સાથે વિશ્વવિહાર કરવા નીસરી પડી. તેનાથી કિનારા પરના પથરાઓમાં બેભાન પોઢેલી સોહાગિની જીવન પામી આરસ મરડી બેઠી થઇ ગઈ!

બેઠી'તી ત્યાંથી ઉભી થઇ, પણ ભૂખ અને તરસથી તે પડી ગઇ. કિનારા પરના પાષાણપડો તેના શરીરમાં ભોંકાયા અને લોહીથી અંગ ખરડાયું, પણ પડેલી સોહાગિની પડી ન રહી. ફરી બેઠી થઇ, અને પથ્થર પર હાથને ટેકે ટેકે મહા યત્ને, સમુદ્રના કાંઠે પહોંચી ઘડીભર શ્વાસ ખાઇ, બે હથેલીઓની ન્હાનકડી ખોબી બનાવી, ભૂખી—તરસી સમુદ્રનું ખારૂં ખારૂં ઉશ જલ પીવા મંડી ગઈ!

ખારૂં તો ખારૂં પણ જલ તો ખરૂં. સોહાગિનીમાં કૈંક નૂર આવ્યું. તે ઊભી થઈ. લથડતી લથડતી કિનારા પરના વાલુકા પ્રદેશમાં આવી. ચન્દ્રની શીતળ ચાંદનીથી કાંઠા પરની રેતી ઠંડી બની હતી. ઘડીભર તેણે ઠંડી રેતીના બિછાના પર વિશ્રામ લીધો અને કાંઠાની સામેની ઊંચી ઊંચી પત્થીઓના આકારની ભેખડો સામે તેણે ચાલવા માંડયું,

અડધી માટી અને અડધી રેતીની રચાયલી ભેખડો પરની ઉગેલી વનસ્પતિના ડાળખાં ઝાલી ઝાલી, મહામહેનતે સોહાગિની એક ભેખડ ચઢી, બીજી ચઢી—આમ ક્રમાનુક્રમે ત્રણ ચઢી! તે ઊંચામાં ઊંચી જગ્યા પર ચઢી જોતી'તી જીવન—રક્ષાનો કોઇક આશ્રય કે આશ્રમ! પહેલી તો નાંખી લાંબી નજર વિશાળ સમુદ્ર જલપર, અને પછી સ્મશાનવાસી ભૂતપતિ શંકરના ગણમંડલ જેવી, હારબંધ અને એકની ઉપર એક એમ અનેક અડગ ઉભેલી ભેખડમાલાને.

બે ઊંચી અને વિશાળ કદની ભેખડોની વચ્ચેથી પસાર થતા,

દૂર દૂર તેણે આઘે નજર નાખી, તો માર્ગને છેડે એક ઊંચા લોહદંડ પર મશાલની ઊંચી શિખા જેવો ભડકો નીચેના માર્ગને કેટલાક વિસ્તારમાં પ્રકાશિત કરી રહ્યો જોયો.

સોહાગિનીને મશાલના પ્રકાશે માનવતાની યાદી આપી. માણસની વસ્તી વિના આ પ્રકાશ કેમ સંભવે ? ચન્દ્રની સુધાથી સિંચિત થયેલી આશાના નવિન અંકુરોએ તેના ગાત્રોમાં નવું જોમ પૂર્યું અને થાકી પાકી હોવા છતાંય બમણા વેગથી, તે ભૂતના ભડકા જેવી બળતી મશાલદીવીના મૂળ પાસે આવી ઊભી.

ચારે બાજુ નજર નાખી. કંઈજ ન જોયુ, સિવાય થોર બાવળીયા ! કંઈજ ન જોયું, સિવાય ભયાનક નિર્જનતા ! કંઈજ ન જોયુ, સિવાય ભ્રમણ કે ભ્રમણા !

ત્યાં નીતરતી હતી નીરવતા, સિવાય તમરાઓનો અવાજ ! યુવતી હતાશ થઈ જમીનમાં ખોડેલી, લોહદીવી પાસેજ ફરી એકવાર ફસડાઈ પડી.

લોહદંડને બે સુકુમાર વેલ જેવા હાથ વીંટી, સોહાગિની હાથની વચ્ચે માથું ઢાળી, સહજ નિદ્રાધીન થઈ ગઈ. પણ ભૂખે ઉંઘ ન આવી !

તે ફરી એકવાર ઉભી થઈ લથડિયું આવ્યુ ને પડી !

પણ આઘે ઘટનાદ થયો. નીરવતા સજીવન ગઈ. લોહદીવી પરની સળગતી મશાલ એકવાર વધુ પ્રકાશિત બની, આકાશમાંથી એક પવનનો પ્રવાહ ઉતર્યો, અને ઢળી પડતી સોહાગિનીને ટકાવી રાખી આગળ જવાને ઉત્સાહ આપ્યો.

આશાભરી સોહાગિની પંદરેક ડગલાં આગળ નહીં વધી હોય, એટલામાં તો તેણે એક દ્રશ્ય જોયું કે જેનાથી તેનુ રહ્યુ-સહ્યું

જીવન હણાઈ ગયું, તેનાથી એક કારમી ચીસ પડાઈ ગઈ અને તે જમીન પર બેસી ગઈ.

એક બાજૂ લોહદીવી, બીજી બાજૂ નવીન ભયંકર દૃશ્ય—અને વચ્ચે નિરાધાર યુવતી !

લોહદીવી કરતાં ઊંચાઈમાં અર્ધભાગે નીચા એક લાકડાના થાંભલા પર, ખેતરમાંના ચાડીઆરા જેવા, તેની ટોચ પરના બે લાકડાના હસ્ત જેવા પાંખીઆની વચ્ચે બાંધેલા દોરડાની મધ્યમાં ગળામાં ફાંસો ઘાલેલું, એક શબ લટકતું હતું. શબના ગળામાં ફાંસો હતો અને આખા અંગે લાલ–પીળા ચટાપટાવાળું, માતાની ચુંદડી જેવું કફન વીટયું'તું સમુદ્રની સીપ અને કોડીઓની તેના ગળામાં માળા પહેરાવી હતી, જે આછા પ્રકાશમાં આઘેથી નાનાં નાનાં બાલકોની કુમળી કુમળી ખોપરીઓની માલા જેવી જણાતી હતી. વધુ ભયંકર તો એની આંખો હતી જે દેખાવમાત્ર ભયાનુબી હતી. આંખમાંના ડોળા ઊંચા ચઢી ગયેલા હતા અને તેથી તે વધુ કદ્રૂપી ને હૃદયવેધક લાગતી હતી.

પવનનો એક સપાટો આવ્યો સ્થિર શબ હાલી ઊઠ્યું. એના હલનની સાથે આખી કુદરત કંપી ઊઠી. સામેની મશાલનો ભડકો ભપક્યો, અને જમીન પર પડેલી આપણી સોહાગિનીય ચમકી ઉઠી !

સામેની મશાલનો પ્રકાશ ધ્રૂજતો ધ્રૂજતો, શબની નિસ્તેજ ને સફેદ આંખોમાં જણાતી જરાક શી કીકી પર પડી, તેને સજીવારોપણ અલંકાર આપતો હતો. તથા પ્રકાશને લીધે તેની આંખની કીકી પણ આમતેમ ફરતી ન હોય એય ભાસ થતો હતો.

સોહાગિની ઘડીભર તો ભાન ભૂલી, જીવન ભૂલી, ઘર ભૂલી, મા અને બાપ ભૂલી, પણ ન ભૂલી પરિણીતા—પતિની કલ્યાણકારી મૂર્તિ ! પતિની પ્રતિમા સામે તરી આવી, આંખો આંસુએ ભરી પ્રતિ–

છાયાને સંબોધી બબડવા લાગી, "નાથ! આ કયા જન્મનાં મને આડે આવ્યાં?–આશાભરી હું તમારી શીતળ છાયામાં સમાવા આવી'તી ત્યાં ...કયાં... આ પીડા મોકલી... પ્રભુ!...દયા કર! દયા..."

તેનું હૈયું ભરાઇ આવ્યું તે વધુ આગળ ન બોલી શકી.

અત્યારે એને મન જીવન અને મરણ બન્નેય સરખાં છે? લટકતા શબનો ભયાનક દેખાવ મનમાંથી કાઢી નાખી તેણે લથડતે પગે આગળ ડગલાં માંડયા.

આકાશમાંનો ચન્દ્ર પણ તરત ઘડીભરને માટે એક ન્હાનકડા કાળા ઘનખંડમાં છૂપાઇ ગયો અને આજૂબાજૂની ઊંચી ભેખડોની છાયાથી આછા પ્રકાશવાળા માર્ગને અંધકારથી લીંપી દીધો.

દુઃખી સોહાગિનીએ ઊંચે ચન્દ્રની સામે જોયું અને જીવનને ખાતર સાહસ પર ચઢેલી યુવતી લટકતા શબની ફાંસીનો માંચડો વટાવી–આગળ નીકળી એક ને બદલે અનેક વાદળાં ગળી જતાં દેવ જેવા ચન્દ્રને ઘનમંડલના ગ્રાહમાંથી છૂટવું મુશ્કેલ થઇ પડયું. આછો અંધકાર વધુ ઘેરો ને નિબિડ બન્યો.

પ દરેક પગલાં નહીં ચાલી હોય એટલામાં તો જાણે, દુઃખીની સોહાગિનીને ધરતી માતાએ માર્ગ ન દીધો હોય તેમ ધરતીમાં શમાઇ ગઇ. સોહાગિની અદૃશ્ય થઇ ગઇ!

ઊંચા ઊંચા ઘાસથી છવાયલા એક ઊંડા હવડ કૂવામાં પડી ગઇ, વાંચક! જાણે કે સોહાગિની મરી ગઇ!

## પ્રકરણ ૫ મું

### ઘોડેસ્વાર

હજુ રસ્તા ચોક્ખા જણાતા નથી. હજુ પ્રભાત થયું નથી.

લગભગ ત્રીસ વર્ષની ઉમ્મરનો એક કદાવર બાંધાનો ઘોડેસ્વાર મારતે ઘોડે, લોહદીવીના સ્તંભની નીચે આવી ઘડી ભર અટક્યો. ઊંચે બળતી મશાલ તરફ એક નજર નાંખી, નીચું જોઇ ચારે દિશામાં ગરદન ફેરવી એક ઊડતી નજર ફેરવી લીધી. ત્યાં અદૃશ્યમાંથી એક અવાજ આવ્યો, તેય ઘણોજ મન્દ, મૃદુ અને દુઃખી તથા થાકેલો, "મને કોઇ બચાવો!—બચાવો!"

ઘોડા પર બેઠેલા તે ઘોડેસ્વારે કાન દીધા અને કઈ દિશામાંથી અવાજ આવે છે તેની ધ્યાનપૂર્વક શોધ કરવા માંડી. તેના મનમાં એટલો તો નિશ્ચય થઇજ ચૂક્યો કે, અવાજ કોઇક રમણીનો છે.

ફરી એકવાર વધારે કરૂણાથી છલકાતો આર્તનાદ સંભળાયો, "ભાઈ હું કૂવામાં પડી છું! મારું ભૂલી છું! બચાવો—મને બચાવો!"

ભવિષ્યના જીવનમાં મહાપુરૂષ થવાને સરજાયલા દેવાત્માઓ જગતનું રૂદન નથી સહી શકતા! તેમનો ઉદાર હાથ તો સદાસર્વદા

દુઃખી અને દરિદ્રનારાયણોની સેવા માટેજ લબાયલો રહે છે! તે મહાત્માઓ જગતના જીવનને પોતાનું જીવન માને છે, દુનિયાના દર્દને પોતાનું ગણે છે!

આપણા સાહસિક, પરગજુ ઘોડેસ્વારથી મૂંગા, નિષ્ક્રિય નજ રહેવાયું. તેણે ઘોડાને એક એડી મારી અને લગામ ખેંચી આગળ વધવાની સૂચના આપી.

ઘોડો પવનવેગે ઉડયો. લોહદીવીથી તે પંદરેક કદમ નહીં ગયો હોય એટલામાં તો ચમકયો ને ઘોડો બે કદમ પાછળ હઠયો. તે ય પોતાના માલિકને બચાવવાની ઇચ્છાથી! પણ માલિકને બચાવવા જતાં, પોતે બચ્યો અને માલિક તો પડયો ઊંડા અંધારા, ગોઝારા કૂવામાં, જ્યાં આપણી સોહાગિની પણ પડી પડી, જીવન–મરણ સાથે જાન સટોસટનાં સંગ્રામ ખેલી રહી છે.

ઘોડાએ પોતાની પીઠ ખાલી પડતાંજ હણહણાટ શરૂ કર્યો, અકળામણથી આમતેમ ડોક ઊંચી કરી ભમવા માંડયુ. વિશ્વાસુ પ્રાણીએ વધુ જોરથી હણહણવા માંડયું, એવી આશાથી કે કોઇક રસ્તે જનાર મુસાફર આવી પહોંચે અને પોતાના અન્નદાતાને બચાવે પણ એ બિચારા મૂંગા પ્રાણીને ક્યાં ખબર છે કે, આ સ્થાન રક્ષણનું નહિ પણ ભક્ષણનું છે.

પૂર્વ આકાશમાં ઉષાએ રંગો પૂરવા માંડયા. જો ઉષા જરાક વહેલી ઊઠી હોત અને ઊગી હોત તો કેવું સારૂં થાત? એ પોતાની ઉદય–ઘટિકા બદલત તો બે જીવ બચત.

પ્રભાતનો પ્રકાશ દશદિગન્તમાં પથરાયો. એક બાર–તેર વર્ષની બાલિકા એક માથે ને બીજું હાથે, એમ બે પિત્તળ–પાત્રો લઇ જલ ભરવાને કૂવાની બાજુમાંથી પસાર થઇ રહી છે. કૂવાનાં ભાંગલા, ઘાસથી છવાયલા ચાળા પર એક ઘોડાને ઊભેલો જોઇ તેને કૈંક

આશ્ચર્ય થયું અને સ્વાભાવિક રીતેજ તેને કૂવામાં નજર કરવાનું મન થઇ આવ્યું.

તેણે માથે ને હાથે તેડેલા દેગડો ને ઘડો, નીચા વળી જમીન પર ઉતાર્યાં. કોઇક મુરબ્બીનો ભય હોય તેમ ચારે બાજુ નજર ફેરવી લેઈ તેણે કૂવામાં ડોકિયું કર્યું. દશ્ય જોઇ બાલા છળી ગઈ અને તેનું સારુંય શરીર નિમિષભરમાં કંપી ઊઠ્યું અને પ્રભાતના શાંત શીતળ વાતાવરણમાં ય તેને રોમાંચ થયો, આખે શરીરે શીત વળ્યાં.

બાર વર્ષની નાની બાલા તે શું કરે? પણ પારધીની પ્રચંડ જાળમાં સપડાયલા વનરાજને જેમ સામાન્ય જણાતાં મૂષકે બચાવ્યો'તો, તેમ જો બાર વર્ષની બાલિકા કંઇક અણકલ્પ્યું સાહસકર્મ કરી જાય તો તેમાં નવાઇ શી?

કૂવામાંથી અવાજ આવ્યો. "અરે, કૂવાના થાળા પર કોણ છે એ!"

"કાપાલિકની દીકરી છું!" બહાર ઊભેલી બાલિકાએ જવાબ આપ્યો.

"બેટા! તારું નામ?"

"ભૈરવી."

"બેટા ભૈરવી! અમને કૂવાની બહાર ન કાઢે?"

"તમને હું તે કેવી રીતે બહાર કાઢું?"

"કેમ, દોરડું લાવી કૂવામાં નાખ, એટલે અમે તેને આધારે બહાર આવી શકીશું."

"પણ દોરડુંજ લાવું ક્યાંથી?"

"તારે ઘેરથી."

"ના—ના—એ તો બનેજ નહીં ! જો મારા પિતા આ વાત જાણી જાય તો પછી તમારે બચવાનો ઉપાયજ કર્યા રહ્યો !"

"કેમ, તારા પિતા અમને ન બચાવી શકે?"

"તે તો ખરેખરા કસાઇ છે! અને હું તેને કહી શકું એટલી મારી તો હીંમતે નથી ! મને જાનથી મારીજ નાખે, અને એનું ચાલે તો તમને બન્નેને ય!"

"વારૂ, તો બેટા! તું તારે રસ્તે પડ. અમે અમારૂં લાગ્યું ભોગવી લઇશુ!"

કુમળી બાલિકાની આંખ આંસુથી ભરાઇ, હૃદયના એક ગુપ્ત ખૂણામાં સૂઇ રહેલું દયાભીનું ઓીત્વ જાગી ઉઠયું. તેણે કૂવામાં પડેલા બે જીવોને બચાવવાને માટે પોતાની કાચી બુદ્ધિથી તર્ક—વિતર્ક દોડાવવા માંડયા.

ખરેખર, સંસારમાં જો દયાની દેવીઓ, ઔદાર્ય મૂર્તિ મહિલાઓનું અસ્તિત્વજ ન હોય, તો આખુંય સંસાર—કાનન દુઃખના ઉગ્ર દાવાનળથી સળગી જાય, સીજાઇ જાય અને ખાક થઇ, ઊંચે ઊઠી અવકાશ—તત્વમાં મળી જાય !

બાલાએ પૂછયું, "ભાઇ! તારૂં નામ શું?"

"મારૂં નામ મુસાફર."

"મુસાફરભાઇ! મને સમજ નથી પડતી કે, તમને મારે કૂવામાંથી કેવી રીતે બ્હાર કાઢવા."

"બેટા! જરાક વધારે વિચાર કર, આજૂબાજૂ નજર ફેરવ ને કંઇક સાધન શોધી નાંખ! પ્રભુ દયાળું છે—એની પ્રાર્થના કર એટલે ઉપાય જડશે!"

ફરી એકવાર બાલાએ ચારેબાજૂ નજર ફેરવી. તેની નજર ફાંસો

લાવી લટકાવેલા શબ ઉપર પડી. તેની આંખો હસી ઉઠી. તેના આખા અંગમાં ચેતનનો એક અજબ પ્રવાહ વહી ગયો. જે શબની ભયાનક બીવણાકૃતિ જોઇ સોહાગિની રાતે સાન-ભાન ભૂલી ગઇ હતી, તેજ શબના ગળામાં નાખેલું દોરડું કાઢી લાવવાને માટે એક બાર વર્ષની કુમળી બાલિકા તત્પર થઇ ગઇ.

તેણે કૂવામાંની વ્યક્તિને ધીરજ આપતાં કહ્યું, “ભાઇ મુસાફર! પ્રભુ સાચોસાચ બહુજ દયાવાળો છે—અને જો એમ ન હોય તો મારા જેવી એક નાનીશીમા આવી હીંમત ક્યાંથી આવે?”

“કેમ શું કે સાધન મળ્યું?”

“હા ભાઇ; દોરડું મળ્યું છે.”

“તો નાંખ કૂવામાં!”

“અરે, હજુ તો લાવું ત્યારે ને! મારા કસાઇ બાપે પોતાના આશ્રમને દરવાજે લાકડાનું એક ઊંચુ ખોરીબારૂં કરીને, દવાઓ ભરી દોરડાનો ફાસો લાવી એક મડદું ટીંગાવ્યું છે, તેના ગળામાંનું દોરડું હું હમણા ખેંચી લાવું છું. મુસાફરભાઇ! જરાક સબૂર કરો!”

બાલાના કરેલા વર્ણનથી કૂવામાંની વ્યક્તિ સહસા ચમકી અને ઉતાવળે ઉતાવળે કહ્યું, “બેટા! ના જઇશ—ના જઇશ! તું મડદું જોઇ છળી મરશે! તારી બોલી પરથીજ જણાય છે કે, તું હજુ બહુજ કુમળી વયની બાલા છે...!” મુસાફર પોતાનું બોલવાનું સંપૂર્ણ કરે તે પહેલાં તો બાલા ફાંસીના માંચડા પાસે પહોંચી ગઇ, અને અરણ્યના વાતાવરણમાં ઊછરેલી, તે એકજ કુદકે માંચડાને અડધે સુધી તો પહોંચી ગઇ. મહા મહેનતે ખોડીબારાની ટોચ પર ચડી બેઠી. દોરડું ખેંચી કાઢવાને શબના ગળામાં હાથ નાખ્યો. શબ હાલ્યું અને તેની આંખો સૂર્યના પ્રકાશમાં ચળકી ઉઠી. બાલા ધ્રૂજી ગઇ. હાથ પાછો ખેંચી લીધો અને ખોડીબારાના એક પાંખીઆ પર

એક હાથે લટકી પડી. આંખો જોરથી મીંચી દીધી, અને એક કારમી ચીસ પાડી ઊઠી. ઘણા લાંબા સમયનું જમીનમાં રોપેલું જૂનું લાકડું બાલાનો ભાર ન ખમી શક્યું, એટલે અધવચથીજ જમીન પર કડડભૂસ કરી તૂટી પડ્યું. બાલા બાજૂમાં પડેલી ગંજીમાંથી જમીન પર બિછાના જેવા ઘાસ પર પડી. પરોપકારીને પ્રભુજ બચાવે !

હજુ ય બાલાએ આંખો તો નથીજ ખોલી

હજુ ય મડદાની જોયેલી ભયંકર આંખો એ બાલસ્મૃતિમાંથી નથી ભૂંસાઇ ! છતાં ય જાણે પ્રભુજ પ્રેરણા ન કરતો હોય તેમ, આંખો ખોલ્યા વિના મડદાના ગળામાંના દોરડાની શોધ કરવા, તે હાથ લંબાવી આમતેમ ફાંફાં મારવા લાગી. દોરડું હાથ લાગ્યું. બીને બીતે બીજો હાથ લંબાવ્યો અને બન્ને હાથે ફાંસીની ગાંઠ છોડવાનો પ્રયત્ન કરવા માંડયો. ગાંઠ છૂટી ગઇ કે તરત દોરડું ખેંચી લઈ ઊભી થઇ ગઇ. બંધ આંખેજ તે ઝડપથી થોડેક દૂર દોડી ગઇ. સામેની ઘાસની ગંજીમાં અથડાઇ ત્યારેજ તેણે આંખો ઉઘાડી, તો સામે તેણે પોતાના કસાઇ બાપ—કાપાલિકને જોયો કાપાલિક નથી તો હાલતો, કે એક હરફ બોલતો. તે કન્યા તરફ સ્થિર નજર માંડી જોઇ રહ્યો છે. બાપની સ્થિર આંખો જોઇ, બાલા થરથરી ગઇ. હાથમાંથી દોરડું જમીન પર સરી પડ્યું.

" નાદાન, મારો પૂજાનો સમય વીતી જાય છે તેની તને સમજ છે ? " કાપાલિકે ઘોઘરા અવાજે દીકરીને ધમકાવવા માંડી.

" પિતાજી !......પિતાજી !......" બિચારી બાલા બે હાથ જોડી કસાઇ બાપની સામે વિનતિ કરવા લાગી, પણ યમના જમાઇ જેવા કાપાલિકને તેના કાકલુદીભર્યાં શબ્દોની જરાય અસર ન થઇ. તેણે તો દયાને બદલે પોતાનીજ દીકરીના મરણની દવા શોધવી શરૂ કરી. ઓચિંતી તેની નજર જમીન પર તૂટી પડેલા ખોડીબારા પર

અને શબ ઉપર પડી. તે વધુ ખીજાયો સાપની ફેંણુ જેવા રાક્ષસી પંઝાથી, બાલાનો કમર સુધી લટકતો કેશકલાપ પકડીને મુઠ્ઠીમાં કચ-કચાવ્યો, દાંતો પીસ્યા અને બોલ્યો, " આ બધા તારા કારસ્તાન કે? "

" પિતાજી !......" બિચારી બાલામાં કસાઇ બાપની સામે પિતાજી સિવાય બીજો એકે ય શબ્દ ઉચ્ચારવાની હીંમત રહી નથી.

" અને આ દોરડું કયાંથી ? " જમીન પર પડેલુ દોરડું કાપાલિકે ઊંચકી લીધું, અને આગળ ચલાવ્યું, " હં !...પેલા મડદાના ગળામાંથી ! તારે તો એ માંસડો પણુ તેંજ પાડી નાંખ્યો છે, ખરૂં ને ? "

" પિતાજી ! માફ કરો–ભૂલ થઇ–પિતાજી ! " બાલામાં બોલવાની પ્રભુએ હીંમત મૂકી.

" નાદાન ! વારંવાર માફી નહીં મળે ! તું નથી જાણુતી કે તારો બાપ કોણુ છે ? "

" બાપુ ! જાણું છું. " બાલાએ ધ્રૂજતે ધ્રૂજતે જવાબ આપ્યો.

" શું જાણે છે–નાદાન ? "

" કાપાલિક છે... પિતાજી. " કહેતાં કહી તો નાંખ્યું પણુ આંખો મીંચી દીધી.

" તું સમુદ્રજલ લાવી ! "

" ના જી. " બંધ આંખોએ જવાબ આપ્યો.

" કેમ ? "

" રસ્તામાં મોડું થઇ ગયું. " હજુય આંખો મીંચેલીજ છે.

" અને મારે પૂજાનુ મોડુ થયું ! "

" પણુ હું...હું...તો "

" હું તો શું ?"

" પરોપકાર–"

" હેં, હેં ! પરોપકાર શું ? "

" કરવા ઊ...ઊભી'તી...બાપુ ! "

આટલા લાંબા વાર્તાલાપ બાદ કાપાલિકને ખ્યાલ આવ્યો કે, દીકરીના કથનમાંથી કંઇક પોતાના લાભની વસ્તુ પ્રાપ્ત થાય એમ છે. એટલે તરતજ તેણે પોતાનું વર્તન અને વાણી સુદ્ધાં બદલી નાંખ્યાં, અને હાથમાં અત્યાર સુધી કચકચાવીને પકડી રાખેલો કેશકલાપ ઝટ છોડી દીધો. બાલિકાને પોતાના શરીર સરસી ચાંપી, માથું પંપાળવા માંડયું, તથા સમજાવી ફુનેહથી પૂછપરછ કરવા માંડી.

" દીકરા ! ડાહી થા–ડાહી જરા. આવી ભૂલ બીજી વખત ન કરીશ, સમજી ? વારૂ–તું શું પરોપકાર કરવા ગઇ'તી ? "

" બાપુ...બાપુ...! " સાચી વાત ન કહેવાને પિતાના નિષ્ઠુર અને નિર્દય સ્વભાવથી દીર્ઘકાલનો પરિચિત બાલાનો બાલક આત્મા અંદરથી કકળી ઊઠયો, આનાકાની કરવા લાગ્યો.

" જો પાછી ગાંડી થઇ ને !–ચાલ મને બતાવ–તારા પરોપકાર-માં મારો પણ ભાગ ! મને ય ,દીકરા, યોગ્ય તરફ પરોપકાર કરવો ગમે છે. "

બાલા તે બાલાજ.

પ્રૌઢ પિતાની શબ્દજાળમાં ફસાઇ ગઇ. તેણે અંગુલિનિર્દેશથી કૂવો બતાવતાં કહ્યું, " પિતાજી ! પેલા સામેના કૂવામાં બિચારા બે મુસાફરો રાતના પડી ગયા છે. "

" અને તેમને બચાવવા, એજ વાત ને ? "

" હા બાપુ. "

" ચાલ લાવ દોરડુ, હું ખેંચી કાઢું એ બન્ને મુસાફરોને. પણ જો, તું ઝટ જા, અને પૂજા માટે સમુદ્રજલ લઇ આવ ? " કાપાલિકે હાથમાંનું દોરડું આમતેમ ફેરવવા માંડ્યું.

" બાપુ ! જલ્દી કાઢજો. બિચારા બહુ દુઃખી થાય છે અંદર ! " આમ કહેતી કહેતી, ઘડો ને દેગડો લેઇ સમુદ્રજલ લેવા બાલિકા ચાલી નીકળી.

શંકરના ગળામાંના સર્પની માફક હાથમાંનું દોરડું કાપાલિકે આંટા મારી ગળા પર વીંટી દીધું.

તે કૂવાના થાળા પર જઈ ઊભો રહ્યો.

કૂવામાં નજર નાંખી.

તેણે એક અટ્ટહાસ્ય કર્યું. જેનો પડઘો કૂવામાં પડ્યો અને દૂરદૂરની ભેખડોમાં અથડાઇ વાતાવરણમાં શમી ગયો.

# પ્રકરણ ૬ ઠું

## મહારાજ અને મુંજાલ

પાટણ પાટનગરના આદિનાથના ઉપાશ્રયમાંથી જિનેન્દ્રસૂરિની મદદથી પલાયન કરી ગયેલા ભાવિ ગૂર્જરપતિ કુમારપાળની પાટણપતિ " સધરા જેસંગે " સૈનિકો મારફતે ઘણીય શોધ કરાવી પણ કેંજ પત્તો ન લાગ્યો. મહારાજ સિદ્ધરાજ પાસે આવી સૈનિકોએ પોતપોતાની તલાશના સવિસ્તર સમાચાર કહી સંભળાવ્યા તે ઉપરથી તેમની પક્કી ખાત્રી થઇ ગઇ કે કુમારપાળ અત્યારે પાટણપુરીમાં તો નથી ને નથી જ ! "

પાટણપુરીના કેટલાય કુમારપાળના લાગતાવળગતા અને તેની સાથે સંબંધ ધરાવનારા સખ્સોની સખત જડતી લેવામાં આવી, પરંતુ આ બધીય શોધનું પરિણામ કેંજ ન નિપજ્યું.

સધરા જેસંગને હાથ કુમારપાળ ચઢ્યો હોત તો તેની શી દશા થાત તે તો જાણે સધરા મહારાજનું મન. કોણ જાણે આજે વર્ષો થયાં સિદ્ધરાજને કુમારપાળ તરફ સ્વાભાવિક અણગમો ઉપજ્યો હતો.

વૃદ્ધ મંત્રી મુંજાલ અને મહારાજાધિરાજ ગૂર્જરનરેશ સિદ્ધરાજ

જયસિંહ, કુમારપાળ ક્યાં હશે તેનો છેવટનો નિર્ણય કરવા સાયં-કાલના સાનિધ્યના સમયે મહેલના મંત્રણાભવનમાં વાર્તાલાપ કરી રહ્યા છે.

"પ્રધાનજી, હવે શું કરવું તે મને કેંજ સમજાતું નથી! આખો દિવસ એ મુંડકાનો વિચાર કરી કરી મારી તો મતિ કુંઠિત થઇ ગઇ છે! હવે તો તમારી અનુભવની આંખ જે કંઇ માર્ગ જોતી હોય તેજ ખરો!"

મુંજાલે શ્વેત ભ્રમરમંડલ સંકુચિત કર્યું. ઘરડાપાએ ઊંડી ગયેલી, ઝીણી થયેલી આંખો કરડી કરી વધારે નાની બનાવી અને હાથમાંની કલમના અણિયાને ડાબા હાથના અંગૂઠાના નખની કિનાર ઉપર આમતેમ ફેરવતાં, નચાવતાં કહ્યું, "પાટણમાં તો નથીજ એ તો મારીય ખાત્રી થઇ ગઇ છે, પરંતુ."

"પરંતુ શું?"

"પરંતુ પત્તો તો પાટણમાથી જ મળી શકશે."

"પાટણમાંથી?"

"હા–અને મહારાજ! તેય આદિનાથના ઉપાશ્રયમાંથી!"

"હું ધારું છું આદિનાથના ઉપાશ્રયમાંથી અર્થાત્ તેના મઠાધિપતિ મુખ્ય સૂરિ પાસેથી, એમ ને?"

"હા, મહારાજ! જિનેન્દ્રસૂરિ કનેથી."

"તો મુંજાલ! અત્યારેજ પકડી મંગાવીએ એ મુંડકાને."

સધરા જેસંગ–ગૂર્જરેશને જૈનાચાર્ય માટે વારંવાર 'મુંડકો' શબ્દ વાપરતા જોઇ મુંજાલ મંત્રીનું દિલ દુઃખાઇ આવ્યું. મંત્રી છેવટે જૈન તો ખરોજ ને! તેણે જરાક ઉથલાવી કહ્યું, "મહારાજ? આપ જેને 'મુંડકો' કહી રહ્યા છો તે સામાન્ય સાધુ નથી! મહા

પ્રભાવશાળી વ્યક્તિ છે. ગુજરાતની આખી જૈન-આલમ એમને એક મહાસિદ્ધ-વિભૂતિપુરુષ તરીકે પૂજે છે. આપની માતા મીનળદેવીના સંબંધી-સગાઓએ એ મહાસૂરિ પાસે દીક્ષા લીધી હતી!"

"હેં?"

"મહારાજ! બહુજ અદ્દ્ભુત વિભૂતિ છે એ!"

"જ્યારે મારી માતુશ્રીના સગા-સંબંધીઓએ એ મુંડકા પાસે દીક્ષા લીધેલી ત્યારે અત્યારે એની ઉંમર શી?"

"લોકો કહે છે આશરે બસેં-સવાબસેંની! જૈન યતિજનોની ગણત્રી તો એથીય લાંબી છે વારૂ-મહારાજ! એ નિઃરસ વિષય જવા દો-આપણે મૂળ વસ્તુ પર આવીએ. પણ જે કૈં કરીએ તે ઘણીજ સાવચેતી રાખીને કરવું એવી રાજનને મારી નમ્ર અરજ છે, કારણ-"

"પાછું કારણ શું મંત્રીજી?"

"કારણ-અદ્દ્ભૂત વ્યક્તિઓની સાથે કામ પ્રસંગ પડે તો રાજનીતિની ગતિ પણ અદ્દ્ભુત રાખવી ઘટે મહારાજ!"

"બહુ થયું-બહુ! આજેજ રાતે એ જિનેન્દ્રસૂરિને પકડીને મારી પાસે એકાંતમાં મોકલવાની વ્યવસ્થા કરો! જોઈ લેજો એની અદ્દભૂતતાનો જવાબ! આ સધરા જેસંગની અદ્દભૂત અસિ કેવો સચોટ આપે છે તે!"

"મહારાજ! પ્રત્યેક પ્રસંગે કંઇ આ યુદ્ધની સહાદેવી, અસિ સાચો પ્રત્યુત્તર નથી આપી શકતી. માટે મહારાજા! જો આ દીન દાસનું નમ્ર નિવેદન સ્વીકારો તો સાધુઓની સામે ભૂલે ચૂકેય અસિ-પ્રભાવ દાખવવાનો વ્યર્થ પ્રયાસ ન કરશો."

"મુંજાલ! હું ધારૂં છું કે તમે મને અત્યારે ધર્મ અને નીતિશાસ્ત્રની વ્યાખ્યા શીખવવાના ઇરાદાથી જ અહીં આવ્યા છો એમ ભાસે છે!"

" ના, મહારાજ ! ધર્મ અને નીતિ જો આપ શ્રીમાન સરખા ન જાણતા હોય તો આવા વિશાળ સામ્રાજ્યના અધિષ્ઠાતા જ કેવી રીતે બની શકો ? રાજન ! મારો લેશમાત્ર એવો આશય નથી, પણ હું તો અત્યારે કેવલ મારો મંત્રીધર્મ જ બજાવી રહ્યો છું. "

" મંત્રીજી ! મને જો પ્રથમથી જ તમારા આવા પક્ષપાતી હૃદયની જાણ હોત તો હું મારા વિશાળ રાજ્યની દિવાનગીરી પોતાના હસ્તગત ન કરત ! મને તો આજે તમારી ઘરડે મત ગઈ હોય એમ જ ભાસે છે ! "

" મહારાજ ! એમે હોય ! ઘરડાપો કોને નથી ઘેરતો ? " મંત્રીએ જોયું કે સિદ્ધરાજ મહારાજ આજે રાજહઠે ચઢયા છે અર્થાત્ એમના હૃદયમાં વિસ્તરેલું અજ્ઞાન લાખો યત્નપ્રયત્ને ય દૂર થઈ શકે એમ નથી. મુંજાલે પ્રસંગ જોઈ વાણી ને વર્તન પરિવર્તી નાખ્યાં. તેણે મહારાજને ઠંડા પાડવાની વાકજાળ પાથરવા માંડી, "મહારાજ ! ક્ષમા ચાહુ છું ! આપ કહો તેમ હોય ! કારણ હવે જુવાનીનું જોમ તમારા મુંજાલમાં આજે રહ્યું નથી. વૃદ્ધાવસ્થામાં સ્વાભાવિક રીતે સોએ નવ્વાણું ટકા માણસોની વૃત્તિઓનું વલણ ધર્મ—નીતિ અને બહુધા ભક્તિમાર્ગ તરફ થાય છે. આ મૂજબ મારા સ્વભાવમાં જો આપ રાજાધિરાજને પરિવર્તન થયુ લાગતું હોય તો તે બનવાજોગ છે. રાજન ! ગુજરાતના પાટનગર પાટણની દિવાનગીરી હાથમાં લેતાં પહેલાં ભરજુવાનીમાં રાજનીતિના કરેલા અભ્યાસના સૂત્રો અત્યારે સહસા મને યાદ આવે છે. રાજનીતિ કહે છે કે, નયતન્ત્ર—રાજનીતિને ધર્મશાસ્ત્રો ય આડે ઊભતા નથી ! મહારાજ ક્ષમા યાચું છું—અને ફરી એકવાર કહું છું કે, ગુર્જરરાષ્ટ્રના શ્રેયને ખાતર જે કોઈપણ નય માર્ગ લેવો આપ રાજનને ઉચિત લાગતો હોય તે સુખે લ્યો અને સામ્રાજ્યસિદ્ધિ પ્રાપ્ત કરો ! "

" અરે, આ કોણ મારો વિચક્ષણ મુંજાલ બોલે છે ?"

"હા જી, સિધ્ધરાજ જયસિંહનો જૂનો અને જમણો મંત્રી બોલે છે!"

"મુંજાલ! તારી નિખાલસતાએ જ મને તારા તરફ દુર્વર્તન કરતાં વારંવાર અવરોધ્યો છે!"

"વારૂ, મહારાજ! તો આજ્ઞા હવે?"

"એજ કે આજરાત્રે ગમે તે ઉપાયે એ મુડદાને મારા મહાલયે રવાના કરવો જોઇએ."

"મહારાજ! હું સાથે આવું?"

"ભલે આવો! પણ—"

"પણ શું રાજન?"

"પણ કોઇ હિસાબે જિનેન્દ્રની શી દશા થઇ એ વાત પ્રજાજનમાં ન પ્રસરે એટલું જ સાચવવાનું."

મુંજાલે આછું સ્મિત કરતાં કહ્યુ, "મહારાજ! જીવનભર આપણે સાથે રહ્યા તોય હજુ મુંજાલને આપ નથી પારખી શક્યા? **માથાં સાથે કાન જડાયલાં છે. કોને કોના વિના ચાલશે?** ગુજરાત તો કહે છે કે, મહારાજ એટલે મુજાલ અને મુજાલ એટલે—

"સમજ્યો—યથાર્થ છે—એમજ હોય તો સામ્રાજ્ય વિસ્તરે ને વૈભવથી પાંગરે! વારૂ, તો પધારો, મંત્રીજી! કાર્યથી નિવૃત્ત થઇ આવી પહોંચો!"

મુંજાલ મહારાજ સિધ્ધરાજને સામરિક અભિવાદન કરી કક્ષ બહાર નીકળી ઘર તરફનો રસ્તો લે છે અને સિધ્ધરાજ પણ રાત્રિના શિવપૂજાદિ વિવિધ કાર્યક્રમમાં પ્રવૃત્ત થઇ જાય છે.

## પ્રકરણ ૭ મું

## જિનેન્દ્રની જડતી

મુંજાલે સિદ્ધરાજના મ્હેલથી પોતાના આલય તરફ જતાં જતાં માર્ગમાંજ જૈનાચાર્ય જિનેન્દ્રને-મહારાજની પાસે રજૂ કરવાને, પકડી લાવવા માટે ગઢવીને સૈનિકો સાથે જવાની વ્યવસ્થા કરી દીધી હતી. પરન્તુ વધારાનું ખાસ સૂચન એટલું જ આપ્યું હતું કે, રાત્રિના અગીયાર સાડા અગીયાર બાદ ઉપાશ્રય ઉપર યતિને પકડવાને સૈનિકો લઇ જવું. એ પહેલાં નહીં.

પાટણની પ્રજા નિંદ્રાગ્રસ્ત હોય ત્યારેજ આવું કર્મ કરી શકાય-કારણ પાટનગર પાટણની બહુધા વસ્તી ત્યારે ય જૈનની જ હતી. એક જૈનાચાર્ય અને તે વિખ્યાત એવા જિનેન્દ્ર-અને વળી તેને કેદ કરી મહારાજ પાસે રજૂ કરવાનો

સિદ્ધરાજ કરતાં મુંજાલ પ્રજાને સારી રીતે ઓળખતો હતો.

સિધ્ધરાજના સાહસિકપણાએ તેનું જીવન નિષ્ઠુર બનાવી દીધું હતું. તે મુંજાલને વારંવાર પૂછતો હતો અને સલાહ લેતો, પરંતુ કરતો તો પોતાના મનનું ધાર્યું જ.

કહેલા સમય મૂજબ અને મંત્રીના સંકેતાનુસાર ગઢવીએ દશ બાર સૈનિકો સાથે ઉપાશ્રય તરફ પ્રયાણ કર્યું.

ઉપાશ્રયની બહાર સૈનિકોના ઘોડાના પગરવના અવાજથી અંદરનું જતિ–મંડળ જાગૃત થઇ ગયું. એક જણ તો આચાર્ય પાસે પણ પહોંચી ગયો અને કહ્યું "દેવ, ઉપાશ્રયની બહાર સૈન્ય આવ્યું હોય એમ ભાસે છે." આચાર્યે જવાબ આપ્યો, "જાવ, સભા-મંડપમાં એકકે એક જતિને આવવાની આજ્ઞા આપો. હું હમણાંજ આવું છું."

આગન્તુક વ્યક્તિ આચાર્ય પાસેથી પાછી ફરી અને તેમની આજ્ઞાનુસાર કર્યું. જોતજોતામાં તો ઉપાશ્રયનો સભામંડપ મધ્યરાત્રે યતિ–મંડળથી ભરાઇ ગયો. ઊંચા ઊંચા રંગીન બાજઠો પરની ઊંચી ઊંચી દીવીઓમાં ઊંચી જ્યોત પ્રગટી ઊઠી. મંડપમાં પ્રકાશ થઇ રહ્યો.

આચાર્યે આવી આસન લીધું.

યતિ–મંડળે ઊભા થઇ સન્માન આપ્યું અને ફરી આખું મંડળ બેસી ગયું અને આચાર્યે પોતાનું કથન કર્યું.—

"આદિનાથનું યતિ–મંડળ જાગશે તો જીવશે. કારણ, મહારાજ સિદ્ધરાજની આજે બીજી વાર જૈનો પર ખફા–નજર થાય છે. રાજ–ક્રોધ બહુજ વિપરિત હોય છે. તે કાં તો બીજાને બાળીને યા તો પોતાની જાતને અંદર હોમીનેજ પ્રશાન્ત થાય છે. આજ પણ તેમજ ગનાર છે. જૈનો તરફ અંદરખાનેથી જેને અટલ પ્રીતિ હતી તે, જૈન મુંજાલ પણ હવે એકાદ દિવસનો છે, એ ચોક્કસ માનજો. ઉપાશ્રયની બહાર સૈનિકો આવવાજ જોઇએ, કારણ ઉપાશ્રયના આશ્રયમાંથી સિધ્ધરાજની નજર ચૂકાવી સહિસલામત નાસી છૂટનાર જૈનત્રાતા કુમારપાળનું ગૂર્જરનરેશ સધરા જેસંગને માથું

જોઇએ છે. જૂઓ–સાંભળો ' આ શાનો અવાજ થાય છે ? ઉપાશ્રયનું પ્રચંડ કમાડ ખોલી પ્રવેશ કરાય છે. હું મારી જાતેજ સૈનિકોના હાથમાં સોંપાઇ જાઉં છું. તમે બધા જાણે કંઇજ ન બન્યું હોય તેમ જાવ, અને સૂઇ જાવ. ગુણચન્દ્ર ! ઉપાશ્રયની કીર્તિને કાલપ લાગે એવું કંઇ જ ન થવા પામે તેની સદાસર્વદા સાવચેતી રાખતા રહેજો. પાંચ છ વર્ષમાં તો ઉપાશ્રય વિશ્વવિદ્યાલય બની જશે, જિન પ્રભુના દેરાસરોના ઘુમટો ઉપર સુવર્ણ–શિખરો ચડશે, અને તે પર હીરા–મણિ રત્નખંચિત દંડે જૈન–ધર્મપતાકા ઊડી સારાય સંસારને હિંસાની ઘોર માયાવી નિદ્રામાંથી જાગ્રત કરશે. તમો સર્વે સિધાવો–હું જાઉં છું ! ”

આચાર્યની આજ્ઞાનુસાર યતિ–મંડલ વેરાઇ ગયું.

હજુય ઉપાશ્રયના મજબૂત દ્વાર તૂટયા નથી. સૈનિકોના પ્રયાસો ચાલુ છે. જિનેન્દ્રે જાતેજ જઇ દ્વારનો મોટો આગળો ઉઘાડી નાખ્યો.

બહુજ બહાદુરી બતાવવાનો ડોળ કરી દ્વારને સતત ધકેલી રહેલા બે સૈનિકો ઓચિન્તુ આપોઆપજ દ્વાર ખુલી જતાં જમીન પર ઢળી પડયા, અને બાકીના સામે ઉભેલાઓએ સાક્ષાત જિનસૂરિનેજ સામે ઊભેલા જોયા.

ગઢવી કરણદાન આગળ ગયો અને બે હાથ જોડી કહ્યું, “ મહારાજ ! સિદ્ધરાજ જયસિંહે આપને કેદી કરી આણવા માટે અમને અહીં મોકલ્યા છે.”

“ હું તમારીજ રાહ જોઇને ઊભો હતો ! ”

“ તો પધારો મહારાજ ! શું કરીએ આપ જેવા સંતપુરૂષને બંદીવાન બનાવતાં અમને તો શરમ લાગે છે. પણ અમો તો બાપજી, ચાકીના ચાકર ! ”

"ગઢવી! રાજ-આજ્ઞાનું યથાર્થ પાલન કરો. ચાલો, ક્યાં જવાનું છે?"

"મહારાજના મહેલે."

સિદ્ધરાજની તો એવી આજ્ઞા હતી કે જિનેન્દ્રસૂરિને બેડી નાખી લાવજો. પણ આવા પ્રતિભાશાળી સૂરિને બેડી પહેરાવવાની ગઢવી સુદ્ધાની હીંમત ન ચાલી.

યતિ સાથે સર્વ સૈનિકમંડળ જયસિંહના મહાલયે આવી પહોચ્યું.

સધરા જેસંગ તો યતિની જ ક્યારની રાહ જોઇને બેઠો હતો. એટલામાં એક દ્વારપાળે પ્રવેશ કરી ખબર આપી, "મહારાજ ગઢવી આજ્ઞાની રાહ જૂએ છે."

"જલ્દી અંદર લઇ આવ."

એક દ્વારપાળ ગયો ને બીજો આવ્યો.

"મહારાજ! મંત્રીજીની તબિયત નરમ છે એટલે આવશે નહીં એમ કહાવ્યું છે."

"વારૂ જાવ" દ્વારપાળ ગયો ને સિદ્ધરાજ જરાક મનમાં બબડ્યો "વાણિયો સૂરિના પ્રભાવથી અંજાઇ ગયો!"

ગઢવીએ યતિ સાથે પ્રવેશ કર્યો, અને સામરિક અભિવાદન કરી ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો. પસાર થતા ગઢવીને કાને સિદ્ધરાજનો અવાજ અથડાયો.

"ગઢવી!—" જતો ગઢવી પાછો આવ્યો.

"મહારાજ!—"

"જરૂરી પ્રબંધ કરી લેજો—અને હવે જાવ. મુંજાલે બીજી સૂચના તો આપી છે ને?"

"જી હા, રાજન?"

"તો સુખેથી જાવ હવે."

ગઢવી કરણદાન પોતાની ફર્જ અદા કરી સૈનિકોને લઇ ચાલતો થયો.

સધરા જેસંગે ગઢવીને વિદાય કરી જિનેન્દ્રસૂરિ તરફ નજર ફેરવી. તેણે જોયુ કે તે સ્થિર ચિત્તે, નીચાં નેત્રો ઢાળી પાષાણુ પ્રતિમાવત ઊભા છે.

સિદ્ધરાજના પ્રશ્ને યતિની શાન્તિનો ભંગ કર્યો, "યતીશ્વર!"

આત્મ-મંદિરે પેખતું નત મસ્તક યતીન્દ્રે ઊંચું કર્યું અને સિદ્ધરાજ જયસિંહને બોલ્યા ચાલ્યા વિના માત્ર હસ્ત જોડી નમસ્કાર કર્યો અને પુનરપિ સ્થિર સ્થિતિ ધારી ઊભા.

"યતીન્દ્ર! નમસ્કાર પહોંચ્યા આપના. નવમજનાં નથી ને?"

"નૃપતિઓને તો બનતા સુધી નવમજનાજ નમસ્કાર કરવા એમ હું માનું છું!"

"કારણ?"

"કારણ, એમના મનની સ્થિતિ સદાસર્વદા બહુધા મર્કટ જેવીજ રહે છે!"

"આટલો બધો રાજાઓ માટે આપને હૈયે કેમ તિરસ્કાર વસે છે વારુ?" જયસિંહે પૂછ્યું.

"રાજધર્મથી વિમુખ ભૂપાળોથી સાધુજનોએ વિમુખ રહેવું એમ શાસ્ત્રો પોકાર કરી કહે છે." જિનેન્દ્રે પોતાના તિરસ્કારની વ્યાખ્યા કરી.

"હું રાજધર્મથી વિમુખ?" સાશ્ચર્ય જયસિંહે પ્રશ્ન પૂછ્યો.

"તો બીજું શું!"

"વારુ, યતીન્દ્ર! મારા રાજધર્મમાં તમને શી ક્ષતિ લાગે છે?"

"પ્રથમ ક્ષતિ તો એ કે સર્વધર્મ પ્રત્યે આપ સહિષ્ણુતા ધર્મ નથી બજાવી શકતા."

"વારૂ, બીજી ક્ષતિ ?"

"આપ કાયર છો !"

"હું કાયર ?"

"સાથે સાથે દગલબાજ છો !"

"તમારી સાથે મેં શી દગલબાજી કરી કહો તો જોઉં ?"

"મારી સાથે નહી પણ પ્રજાની સાથે દગલબાજી કરી છે હજુય કરો છો અને અંત સુધી કરશો."

"એકાદ દાખલો તો કહો જોઉં !"

"ત્રિભુવનપાળનું ખૂન."

યતિની નીડરતા અને હાજરજવાબી જોઇ સિદ્ધરાજને સહજ આશ્ચર્ય ઊપજ્યું.

"કયો પટ્ટણી કહે છે કે ત્રિભુવનપાળને સિદ્ધરાજ જયસિંહે માર્યો છે ?"

"બીજું કોણ કહેવાનું છે—હું પોતેજ કહું છું."

સિદ્ધરાજે જોયું કે યતિ હવે વિનય ઉલ્લંઘીને વિફરેલા જવાબો આપવા પર ચઢયો છે. તેણે પણ કૃત્રિમ ક્રોધ કરી રાડ નાખી.

"હં, તમે કોણ ? મુંડકા સરખાનું કોણ માને એમ છે ?"

"મહારાજ ! મુંડકામાં તે ધારે તેને મનાવવાની શક્તિ છે !"

"હા ?—શક્તિ છે ? વારૂ—ત્રીજી ક્ષતિ ?"

"ત્રીજી—ચોથી શું કરો છો ? બતાવવા બેસું તો ક્ષતિનો ઢગલો થઈ જાય !—માટે મહારાજને સ્વયં માનમાં રહેવા મારી નમ્ર વિનતિ

છે—અને સન્માન ઇચ્છનારે સામાને સન્માન આપવું જોઇએ એ પણ મહારાજને જણાવી દઉં છું ! "

સિદ્ધરાજે રહેજ કરડાકીમાં પૂછ્યું, "હું ધારું છું 'મુંડકો' શબ્દ અપમાન સૂચક લાગે છે ?"

" માન અને અપમાન તો વિશ્વપ્રેમની પ્યાલીમાં એકઠાં કરી આજ અઠ્ઠીસો વર્ષથી મેં ઘોળી પીધાં છે, પણ મહારાજ ! સંતજનોને રંજાડવામાં સાર નથી !"

" તેમજ રાજાની પણ અવકૃપા વ્હોરી લેવામાં સાર નથી !"

" નૃપતિ કરતાં યતિ વધારે છે." જિનેન્દ્રે રોકડો જવાબ પરખાવ્યો.

" એ તો સર્વ શાસ્ત્રો કહે છે."

" રાજન ! શાસ્ત્રો વળી એમ પણ કહે છે કે સત્તાબળ વિદ્યાબળ પાસે નિસ્તેજ બને છે અને ધર્મબળ કે સાધુબળ સમક્ષ વિદ્યાબળ હાર ખાય છે."

" મેં તમને તમારો શાસ્ત્રોપદેશ શ્રવણ કરવા નથી બોલાવ્યા." સિદ્ધરાજે જરાક રોષે ભરાઇને કહ્યું.

"છતાંય હું મારો સાધુધર્મ બજાવ્યેજ જઇશ. હજુ મારે તમને ઘણું ઘણું કહેવાનું છે."

"એ બધું ફુરસદે—મુલ્તવી રાખો—પૂછું તેટલોજ જવાબ આપો !

" જેવી આપની ઇચ્છા,"

" કુમારપાળ—મારો ભત્રીજો ક્યાં છે ?"

" મને ખબર નથી."

" તમને ખબર છે છતાંય તમે જૂઠું બોલો છો.'

"રાજન ! અત્યારે તે ક્યાં છે તેની મને ખબર નથી."

"વારુ, તમારા ઉપાશ્રયમાં આજથી કેટલાક દિવસો પર તે હતો!"

"હા–હતો."

"હું જે દિવસે ઉપાશ્રમાં યતિજનનું પૂજન કરવા આવ્યો ત્યારે તે ત્યાં હતો ?"

"હતો."

"તો પછી રાત્રે ને રાત્રે તે ક્યાં પલાયન કરી ગયો ?"

"સિદ્ધરાજ મહારાજ !–પ્રાણ કોને પ્રિય નથી ?

"પણ એ લુચ્ચાની–લૂંટારાની પ્રાણરક્ષા કરી કોણે ?"

"મેં–" જિનેન્દ્રે અડગતાથી ઉત્તર આપ્યો.

"તમને એવા લૂંટારા–રાજ્યને હાની પહોંચાડનારા બહારવટિયાઓની પ્રાણરક્ષા કરવાનો અધિકારજ શો છે ?"

"લૂંટારો અને બહારવટિયો, તમે કહો છો ?"

"તો તમે એ ભામટાને શું નામ આપો છો ?"

"અમારો ભાવિ ગુર્જરપતિ."

"ત્યારે તો એ ભિખારીને ગુજરાતની ગાદી વારસામાં આપી ધર્મ–વિસ્તારની અમર આશા પોષી રહ્યા છો, નહી વારું ?"

"રાજન ! હું નથી પોષી રહ્યો, પણ સ્વયં વિધાત્રી જ સાક્ષાત્ એ વેલનું પોષણ કરી રહી છે." જિનેન્દ્રે ભવિષ્ય કહી નાખ્યું. પણ તે સિદ્ધરાજને ન ગમ્યું.

જરાક કચવાઇને પૂછ્યું, "તમે બધા જ્યોતિષનો ઢોંગ લઇ બેઠા છો તો કહી શકશો, કે મારૂ મૃત્યુ ક્યારે છે ?"

"રાજન ! હું ઇચ્છું ત્યારે."

સિધ્ધરાજ યતિના આ છેવટના પ્રત્યુત્તરથી ખૂબ ખીજાઇ ગયો, અને ક્રોધાગ્નિથી તિરસ્કારની જવાળાઓ વર્ષાવતાં કહ્યું, "અરે, જા-જા બામટા! મને તારી માયા-જાળમાં ફસાવવા આવ્યો છે? જો, કે આ રાત અંધારી છે-આ ઓરડામાં તારૂં માથું કાપીને દાટી દઉં તોય કોઇ જાણનાર નથી!"

"રાજન! ભૂલ થાય છે-ત્રિભુવનપાળનું કોણુ જાણતું'તું-છતાંય વાત ઉઘાડી પડી ગઇ! અને જૂનાગઢના રા'-ખેંગારની રાણકદેવીની-"

સિધ્ધરાજનો પિત્તો હાથથી ગયો, તેણે વચમાંજ યતિનું કાંડું પકડી ખેંચ્યું અને કહ્યું, "અરે, જોગટા શું બકે છે?"

"રાજનના વિલાસ ને વિષયલંપટપણાની આત્ર વાતો કહું છું."

સિધ્ધરાજથી વધુ અપમાન ન સ્હેવાયું. તેણે તરતજ ગર્જના કરી, "અરે, કોણુ છે બહાર!"

ગઢવીએ તરતજ ઓરડામાં પ્રવેશ કરી સામરિક અભિવાદન કરી પૂછ્યું, "આજ્ઞા?"

"તલ્વાર લે, અને-" સિધ્ધરાજે હાથના પંજાના મૂક સંકેતથી યતિનું શરતક ઉડાવી દેવાની આજ્ઞા આપી.

"રાજન! તૈયાર છું પણ એક બે વાત કહેવાની બાકી છે તે કહી દઉં કે, મંત્રીમણિ મુંજાલનું કાલ પ્રભાતે મૃત્યુ થશે અને તેના માલિકનો જીવન-દીપક તેની પાછળ હોલવાશે. ભાઇ, ગઢવી કરણુદાન! કર તારી તલ્વાર મ્યાન-બ્હાર અને-"

આમ કહી જિનેન્દ્રે ગર્દન નમાવી દીધી.

ગઢવી કરણુદાન ખંચાયો તો ખરો પણ સામે બેઠેલા સિંહ સમા સિધ્ધરાજની સેહમા તે તણાયો.

તેણે ધ્રજતે હાથે શમશેર મ્યાન-બહાર કરી, ઉગામી, અને યતિની ગર્દન કાપવાને નમાવી. પણ–પણ શું ?

સિધ્ધરાજ અને ગઢવીએ જોયું કે જિનેન્દ્રસૂરિ–જૈનાચાર્ય જ ઓરડામાં નથી.

ફરી જોયું તો સિધ્ધરાજે કક્ષના સ્તંભે સ્તંભે જિનેન્દ્ર ! જિનેન્દ્ર ! જિનેન્દ્ર ! દેખ્યા.

ગઢવી બોલ્યો, " મહારાજ ! આ તો–એકોહં બહુ સ્યામ ! "

સિધ્ધરાજે ફરી એકવાર જોયું તો થાંભલા જ ! થાંભલા !

સિધ્ધરાજ સમજ્યો, કે જિનેન્દ્રસૂરી ગયા. પણ સાથે મારી જડતી લેતા ગયા !

ભૂલાયેલો મુંજાલ પણ તેની નજર સામે તરી આવ્યો. સૂરિની ચમત્કારિતા નજરે જોઇ. મુઝાયલો સિધ્ધરાજ ગઢવીને જવાની આજ્ઞા આપી નિદ્રાધીન થઇ ગયો.

## પ્રકરણ ૮ મું

### મંત્રીશ્વરને ત્યાં યતીશ્વર

મુંજાલ મંત્રીની ડહેલીએ એક મારવાડનો રણમલ્લ નામક સૈનિક રાત્રિના બે એકના સુમારે, એક ઊંઘ પૂરી કરી, જાગૃત થઈ, ગાંજાની ફૂંક લગાવી રહ્યો છે.

એક શ્વેતવસ્ત્રધારી જૈનયતિએ ડહેલીમાં પ્રવેશ કરી કહ્યું. "રણમલ્લ! તારા મંત્રીને જઈને ખબર આપ કે, આદિનાથ તમને મળવા માટે આવ્યા છે."

પ્રતિભાશાળી યતિપ્રતિમાને સમક્ષ જોતાંજ રણમલ્લે તરતજ ચલમ નીચે મૂકી દીધી અને મંત્રીને ખબર આપવા તે ઉપર ગયો.

સંદેશાનો જવાબ લઈ તરતજ નીચે આવ્યો અને કહ્યું, "પધારો, મહારાજ! મંત્રીશ્વર પણ આપની જ રાહ જૂવે છે!"

આગળ સૈનિક અને પાછળ યતિ. એક માળ, બીજો માળ, એમ કરતાં ત્રીજે માળે મંત્રીની બેઠકના દિવાનખાનામાં બન્ને આવી પહોંચ્યા. સૈનિક સલામ ભરી, પાછે ડગલે પાછો ડહેલીએ આવી ચલમના દમ ખેંચવા મંડી ગયો.

માંદગીને બિછાને પડેલા મુંજાલે ક્ષીણ અવાજે આગન્તુકનો સત્કાર કર્યો, " પધારો, પધારો ! બપ્પા ! ભદાર્ક ! યતીશ્વર ! કેમ આજે અને અત્યારે આ સેવકનું ઘર પાવન કર્યું મહારાજ ?" યતિ તરફની સન્માનવૃત્તિ પ્રદર્શિત કરવાને રૂગ્ણશૈયામાં પડેલા મંત્રીએ જરાક બેઠા થઇ તકિયે અઢેલી બેસવાનો પ્રયાસ કર્યો, પણ યતિએ જ મના કરી કહ્યું, " મુંજાલ ! બેઠા થવાની જરૂર નથી. સૂતા કરતાં બેઠા થવામાં શું વધારે સન્માન પ્રદર્શિત થશે ? તારા હૃદયમાં મારા પ્રત્યેનો અમર સદ્‌ભાવ પ્રર્જ્વલી રહ્યો છે તે મારાથી ક્યાં અણજાણ છે ? કેમ, કુશલ તો છે ને ?"

" મહારાજ ! કાલ સાંઝથી તબિયતે ઉથલો ખાધો છે અને પ્રત્યેક કલાકે શિથિલતા વધતીજ જાય છે. મને તો બપ્પા ! હવે અવસ્થાએ પહોંચેલી આ મારી દેહનો ભરૂસો પડતો નથી !"

યતિએ શાન્તિ અને ગંભીરતાથી જવાબ આપ્યો, " એ તો એમ જ હોય ! રાજાધિરાજનો મુકુટ ડોલી રહ્યો છે, તે કોઇ મહાપ્રતાપી મસ્તકે ધારણ કરનાર ઊભો થાય ત્યારે સ્થિર થાય ને ?"

" યતીશ્વર ! આપનું કથન યથાર્થ છે ! કોઇક મહાપ્રતાપી મહાભાગીજ રાજાધિરાજની પદવી પામશે !"

" પણ મંત્રી તારા માલિકની મતિ ફરી ગઈ છે !"

" બપ્પા ! એમ કેમ બોલો છો ?"

" તો બીજું શું ? મતિ ના ફરે તો યતિને દંડે ય ખરો કે ? યુદ્ધથી કાયર તારો સિદ્ધરાજ જયસિંહ, હવે સાધુઓને રંજાડવામાં સુખ માણી રહ્યો છે—અને જૈનોની નિંદા કરવામાં આનન્દ લૂંટી રહ્યો છે ! પણ—" પણ બોલી અટકી ગયા.

" પણ શું બપ્પા ?" મુંજાલે પૂછ્યું.

" પણ મુજાલ ! સતી રાણકની રાખ હજુ એના પાપોની સાખ પૂરે છે અને ત્રિભુવનપાળના પ્રાણહરણની કથા હજુ ય પ્રજાના સ્મરણમાં તાજી તરે છે. એ અભિમાનનું ખોળિયું કેંક ધારે છે, અને કંઇ બનશે "

" ભટ્ટારક બપ્પા ! આપ જેવા શાંત–સાગર યતીશ્વર આજ આટલા બધા ઉગ્ર કેમ થયા જણાવ છો ? સિદ્ધરાજ જયસિંહે આપનું અપમાન કર્યું લાગે છે ! "

" અપમાન મારૂં નહીં, પણ આખી જૈન પ્રજાનું ! "

" શું કે જૈનધર્મની નિંદા કરી ? "

" અરે, મારી ગરદન ઉડાવવાની એ નાસ્તિકે પોતાના એક સામાન્ય અઢવી કરણદાનને આજ્ઞા આપી. "

" તો પછી આપ એમના ક્રૂર પંઝામાંથી બચ્યા કેવી રીતે ? "

" મુંજાલ ! જિનપ્રભુના સાચા સેવકોનો આ દુનિયામાં કોઇપણ વાળ વાંકો કરી શકે એમ નથી !

વારૂ–એક બે વાત બીજી પૂછી લઉં.

પૂછો બપ્પા ! "

" સિદ્ધરાજ જયસિંહ ગુજરાતની ગાદી ભવિષ્યમાં કોને આપવા ઇચ્છે છે તે તું જાણે છે ? "

" કુમારપાળને તો નહીંજ–પણ તેને બદલે કોને તે હું મુદ્દલે નથી જાણતો. "

" રાજાધિરાજનું માનસિક વલણ આજકાલ એવું જોવામાં આવી રહ્યુ છે કે, બે બદામનો નમાલો જો ગુર્જરપતિ થઇ બેસે તો તેમાં કંઇ જ નવાઇ પામવા જેવું નથી. "

" અત્યારે તો બપ્પા ! આપ કહો છો એમ જ મહારાજના મનની પરિસ્થિતિ છે–છતાં કૃષ્ણદેવ એક જ છે જે, મહારાજની વિરૂદ્ધ જાય !

" અને સેનાપતિ ગજેન્દ્ર ? " યતિએ પૂછ્યું.

" ગજેન્દ્ર ય શૂરવીર છે–એમ તો પાટણમાં કોઇયે એવો પક્ષ નથી જે એમ ઇચ્છે કે ગુજરાતની ગાદી ત્રીજે હાથ જાય–અક્ષત્રીય ને સોંપાય ! "

" ના–ના મુંજાલ ! તારી ભૂલ થાય છે,–છે–છે એવા એક બે કટ્ટા વિરોધી. "

" તે કોણ વારૂ ? "

" પેલો મદવી અને મહાસેનાપતિ અરભટ્ટ. "

" બપ્પા ! અરભટ્ટ તો શૂરો છે ને ચતુર છે પણ ઓલ્યો બાયલો મદવી ખુશામતીઓ ખરો ! વળી આજકાલ એ બન્ને ઉપરજ મહારાજની વધારે પડતી કૃપાદષ્ટિ પડી છે–એટલે વખત છે ને આપ કહો છો એમ ધાંધલીયા તરીકે ફાવીયે જાય–એનું કે જ નક્કી ન કહેવાય ! "

" વારૂ, કૃષ્ણદેવ ને ગજેન્દ્રને અત્યારે જ બોલાવી મંગાવ કે એમના મનનો મળ જાણી લઇએ. "

" હા–એ પણ ઠીક વિચાર છે–માણસને મોકલું–" મુંજાલ ક્ષીણ અવાજે બોલે છે, " એ કોણ છે બહાર ? " એક વૃદ્ધ સૈનિક ઓરડામાં પ્રવેશ કરી 'આજ્ઞાની રાહ જોતો ઊભો રહે છે.

" વિજય ! બારીએ જો તો શું સમય થયો હશે ? "

વિજયે બારીએ જઇ આકાશ તરફ નજર નાખી પાછો આવી કહ્યું " આશરે ત્રણ સાડા ત્રણ થયા હશે. "

" તો હજી સમય છે. તું કૃષ્ણદેવ અને ગજેન્દ્રને બોલાવી લાવ ! કોને ત્યાંથી બોલાવવા આવ્યો છે–કોને ત્યાં ને કયાં જાય છે તે–

રસ્તાના જનારને ખબર પડવી ન જોઇએ એની સાવચેતી રાખજે !–જા–જલ્દી આવ !"

વિજય નમન કરી ચાલતો થયો. મુંજાલ માણસને કામ સોંપી ફરી વાતે વળગ્યો, "બાપા ! અત્યારે કુમારપાળ ક્યાં હશે ?"

"બરાબર ખબર નથી–પણ હમણાં જ થોડા દિવસ પર એક સંદેશો આવ્યો હતો કે, કુંભારની ભઠ્ઠીમાં અને ભીમસિંહના ખેતરમાં કાંટાના ઢગલામાં છૂપાઇ જવાથી, શોધ કરવા આવેલા સધરાના માણસોથી તે બચી ગયો છે."

"બાપા ! મને તો લાગે છે કે, સિદ્ધરાજ જયસિંહ ગુજરાતની ગાદી પચાવી પાડવાને દેવીપ્રસાદે કરેલી ખટપટનું વૈર, તેના વંશજ ઉપર લે છે."

"પણ નગુણો સધરા જેસંગ તારા ભાણેજ ત્રિભુવનપાળની નિઃસ્વાર્થતા ભૂલી જાય છે. જો ત્રિભુવનજ આડો ફાટયો હોત તો ગુજરાતની ગાદી કદાપિ બાલ સિદ્ધરાજના હાથમાં આવત નહીં–અને તારી યે મદદ ખરીજ તો."

પોતાના વખાણ સાંભળી જરાક મુંજાલનું મ્હોં મલક્યું અને બોલ્યો.

"મને મારા ભાણેજ ત્રિભુવનના હાથમાં ગુજરાતની રાજ્ય-લગામ મૂકે–ચૂકેય ન જાય, એમાંય મારી મદદ !"

"અરે, પણ ભાણેજ મૂકીને, પરાયાને તેં પોતાનો કર્યો એ સમસ્યા હજુય લોક–હૃદયમાં એવી ને એવીજ અણઉકેલી રહી છે."

"બાપા ! તમારાથી મારે શું છૂપું છે ? વળી તે ય મરણ વખતે ?–મહારાજ ! જગત ભલે તે કહે તેની મુંજાલને પરવા નથી–સગાને ગાદી નહીં અપાવવામાં મારા મનનો જ મુખ્ય હેતુ હતા–એ

તો સગા કદિ પોતાના થાય નહીં–અને વખત આવે અણબનાવ થાય તો ધક્કો મારીને પહેલો સગાને જ કાઢી મૂકે–બીજું મારે મારૂં નિઃસ્વાર્થપણું સિદ્ધ કરવું હતું–જો હું એમ ન કરી શક્યો હોત તો આજે મારા મંત્રીપદ માટે લોકમાં જે ગુણગાન ગવાઇ રહ્યા છે તેમ શું થાત ખરૂં !"

" મુંજાલ ! મરતાં મરતાં ય તેં તારો ભેદ ખુલ્લો કર્યો ખરો ! જો ત્રિભુવન મારો ભાણેજ છે એમ વ્હાલથી ખેંચાઇ તેને ગાદી અપાવી હોત તો તારા પર સ્વાર્થીપણાનો ગંભીર આરોપ અને કદિક ભયંકર અપમાન, આ બે વસ્તુઓ આવી પડત. જે થયું તે ઠીકજ થયું છે !"

" અને બપ્પા ! અત્યારે તો હું એમજ ઇચ્છું છું ને કહું છું કે, હવે જો મહારાજ નિસંતાન ગુજરી જાય તો કુમારપાળ જ ગુજરાતની ગાદીનો ખરો હક્કદાર ગણાય !"

આ વાર્તાલાપ ચાલી રહ્યો છે એટલામાં કોઇના આવવાનો પગરવ સંભળાયો. એટલે વાર્તાલાપ બંધ થયો.

કૃષ્ણદેવ અને ગજેન્દ્ર દિવાનખાનામાં આવી પહોંચ્યા. તેમને મૂકી વિજય ઓરડાની બહાર નીકળી ગયો.

" બપ્પા !–"

" ભટ્ટાર્ક."

આમ બન્નેએ ઓરડામાં પ્રવેશ કરતાંની સાથે જ પ્રથમ તો જિનેન્દ્રસૂરિને સદ્‌ભાવથી નમસ્કાર કરી લીધા. સૂરિએ પણ આશીર્વચન અને નયનોથી સામો જવાબ આપ્યો.

" પધારો કૃષ્ણદેવ-ગજેન્દ્ર પધારો !" મુંજાલે બન્નેનો સત્કાર કર્યો.

કૃષ્ણદેવે કહ્યું, " મંત્રીજી ! તબિયત તો કુશલ છે ને ?"

મંત્રીએ જવાબ આપ્યો, " ના—જરા એક બે દિવસથી હમણાં લથડી છે."

ગજેન્દ્ર વચ્ચેજ બોલી ઊઠયો, " પહેલાં કરતાં શરીર બહુ જ દૂબળું પડી ગયું લાગે છે!"

" હોય એ તો અવસ્થાના ખેલ છે. "

" વારૂ, મંત્રીજી અમને અત્યારે કેમ બોલાવવા પડયા?"

જિનેન્દ્રજીએ જવાબ આપ્યો, " કૃષ્ણદેવ—ગજેન્દ્ર! મેં તમને બોલાવી મંગાવ્યા છે. મારે તમારી બન્નેની સમ્મતિ લેવી છે."

" શી બાબતમાં?" કૃષ્ણદેવે પૂછ્યું.

ગજેન્દ્ર શાન્તિથી વાર્તાલાપ સાંભળી રહ્યો છે.

" કુમારપાળની બાબતમાં." યતિએ કહ્યું.

કૃષ્ણદેવે નીડરતાથી પોતાના અંતર્ગત વિચારો જાહેર કરવા માંડયા, " બપ્પા! જે કુમારપાળની બાબતમાં આપ મારો મત લ્યો છો તેની તરફ સદાને માટે પાટણની—ગુર્જર—સામ્રાજ્યની બે મુખ્ય વ્યક્તિઓ તો ઉદાસીન જ રહે છે. " એક મુંજાલ મંત્રી અને બીજા સાક્ષાત સધરા જેસંગ. તેનું કેમ!"

મુંજાલ પોતાનું નામ, વાતની વચમાં આડખીલી રૂપે આવતાં ચમકયો, જે યતિએ જોઇ લીધું અને મુંજાલ તરફથી જવાબ જ આપતા હોય તેમ કહ્યું, " મુંજાલનો મત મેં લઇ લીધો છે—સમજો કે, મુંજાલ હવે તૈયારોજ છે. મુંજાલ તો કહેજ છે કે રાજાધિરાજના મૃત્યુ પછી ગુજરાતની ગાદી કાયદેસર તેના પછી ક્ષત્રીય વંશજને મળવી જોઇએ. તમારો આ વિષયમાં શો અભિપ્રાય છે?"

કૃષ્ણદેવે કહ્યું, "અમારો અભિપ્રાય ક્ષત્રીય વારસ માટે ખરો જ પણ તેય કુમારપાળ."

યતિએ સામંત તરફ મત લેવાને ડોકું ફેરવ્યું, " અને ગજેન્દ્ર ! તમારો–? "

" મારો તો અભિપ્રાય એટલે સુધીનો છે કે, જો વખતે સિદ્ધરાજ જયસિંહ કુમારપાળને પોતાના પછી ગાદી માટે નવારસ ઠેરવે, તો લડીને–લોહી રેડીને પણ કુમારપાળને ગુર્જરપતિ બનાવવો "

અત્યારસુધી શાન્તિથી શ્રવણ કરતો મુંજાલ બોલી ઊઠયો, " ગજેન્દ્ર ! તું અને કૃષ્ણદેવ જેવા જો બે જ હશો તો બારસોને ભારે છો ! "

યતિજીએ બીજી શંકા ઉઠાવી, " વારુ, પણ કુમારપાળને ગાદી અપાવવા તૈયાર થયેલા તમે બન્નેએ મોટા મહીપાળ અને વચલા કીર્તિપાળનો વિચાર કર્યો છે ? "

" મુંજાલે ટાપસી પૂરી, " બરાબર છે, ખરો વારસ તો મોટો મહીપાળજ ગણાય ! "

" મંત્રીજી ! મહીપાળ મોટાને તમારી ગુજરાતની ગાદીની તમા નથી ! "

" તો ? "

એને તો જોઈએ થોડીક સુરા અને એકાદ સુંદરી–બસ બધુ આવી ગયું એમાં ! " કૃષ્ણદેવે કહ્યુ ગજેન્દ્રે વચ્ચે એક શંકા ઉઠાવી. " અને તો કીર્તિપાળ ? "

કૃષ્ણદેવે ડોકુ ધુણાવતાં કહ્યું, " હા–એ ખરો. "

મુંજાલ મંત્રીએ કહ્યુ, " પણું એ તો શૂરો ને વળી સમજુ ય ખરો ! એને સમજાવતાં આવડવો જોઈએ. વળી વખત આવે ન્યાય જુવે ને પક્ષમાં જઈ ઊભો રહે એવો ય ખરો, જરા ! "

જિનેન્દ્રજીએ ઊભા થતાં થતાં કહ્યું. " ત્યારે તમે બન્ને જણ હવે

કાર્યરત બનજો ! ગુજરાતના ઉજ્જવળ ભાવિમાં તમારા બન્નેનોય ભાગ છે. ચાલો, ત્યારે મુંજાલ ! હું જાઉં છું."

"હા, બપ્પા ! પધારો પણ હવે તો આપને ખાત્રી થઈને કે, કુમારપાળને ખાતર કૃષ્ણદેવ અને ગજેન્દ્ર સામંત પ્રાણાર્પણ પર્યન્ત તૈયાર છે—અને વળી એમનો પાટણમાં જે પક્ષ હોય—તે તો જૂદોજ વળી. મહારાજ ! મને તો ભાસે છે કે, ગુજરાતની ગાદી મુંજાલ જેવા ગરીબના પ્રયત્નથી પ્રૌઢ બની છે, અને ભવિષ્યમાં તેને એના સીધા કે આડકત્રા વંશજો—કાં તો છેવટે જાતિભાઇઓ જ સાચવશે—પોષશે અને વધારશે ! પધારો બપ્પા !"

કૃષ્ણદેવ અને ગજેન્દ્ર દિવાનખાનાની નીચેના ઓરડામાં જવાની સીડી ઊતરવા માંડયા, અને જિનેન્દ્ર જરાક મુંજાલની વધુ પાસે ગયા અને તેના કાનમાં કંઇક ધીમેથી કહ્યું.—

મુંજાલ પહેલાં તો ચોંક્યો. પણ સ્વસ્થ થયો અને સૂતાં સૂતાંજ યતીશ્વરને નમસ્કાર કરી કહ્યું, "બપ્પા ! એમ હોય તો ય હું ડરતો નથી ! મને આનંદ તો એ થાય છે કે, જાણે એટલા માટે જ પ્રસંગ સાધી જિનપ્રભુએ આપ જેવા તેમના ધર્મદૂતને મારા જેવા અધમોઅધમને દર્શન આપવા આજે મોકલ્યા !" જતિજીએ જવાબ આપ્યા વિના વિદાય લીધી.

## પ્રકરણ ૯ મું

## અંધાધૂંધી

કૃષ્ણદેવ અને ગજેન્દ્ર પોતાના નિવાસસ્થાને હજુ તો નથી પહોંચ્યા ત્યાં તો એક સૈનિકે રસ્તામાં ખબર આપી કે સિદ્ધરાજ મહારાજે આપને બન્નેને જમી પરવારી મહેલે તેડયા છે.

પ્રભાત થયું.

બાર બાર ગાઉના ઘેરાવાના અણુહિલપુર પાટણુના દેવાલયોમાં ઘંટનાદ થયા. વિદ્યાર્થીઓ પાઠશાળા તરફ સ્નાનસંધ્યાથી પરવારી વિદ્યાભ્યાસ માટે જવા લાગ્યા. પાટણુનગરના ચોરાશી ચોક અને ચોરાશી ચૌટા પાછાં પ્રજાજનના નિનાદથી ગૂંજિ ઊઠયા. હાથીદાંત, રેશમ, મણિ, હીરા મોતી ઇત્યાદિ જૂદી જૂદી વસ્તુઓના જૂદા જૂદા બજારોમાં વહેપારીઓ અને ખરીદદારોની ઠઠ જામવા લાગી. નાણાવટીનું બજાર તો કે જૂદું, સોનીનુ-રૂપાગરનું-સુગંધી વસ્તુના સરૈયા વેપારીઓનુ-વૈદ્યનું એમ દરેકે દરેક કારીગરનું જૂદું જૂદું બજાર હતું. જેમ ધંધા મુજબ બજારો જૂદા તેમ જાતિ મુજબ નાગવિક, ભાટ, વહિવંચા એમ સર્વનાં રહેઠાણુ પણુ જૂદાં હતા. ગુજરાતના

પાટનગર પાટણમાં અઢારે વર્ણ સંપીને વસતી હતી. ક્વચિદ્ ધાર્મિક ઝઘડા ઊભા થતા. છતાંય દેશને માથે જ્યારે સંકટ આવી પડતું ત્યારે તો આખીય પ્રજા ધાર્મિક ભેદ ભૂલી જઇ દેશકલ્યાણાર્થે માથાં આપવાને ખભેખભા અડાડી એક સાથે ઊભતી

પાટણના સિદ્ધરાજ જયસિંહના રાજત્વકાલમાં જૈનો કંઈ સત્તામાં નહોતા—છતાં ય પાટણમાં કંઈ જૈનોની વસ્તી ઓછી નહોતી કે, તેની લાગણી વિરૂદ્ધ રાજા કંઈ પણ વિચિત્ર કાર્ય કરી શકે અને જૈન-જનતા તેને એક પણ શુકન બોલ્યા વગર મૂગે મોઢે ચલાવી લે યા સહન કરી લે.

સવારના પહોરમાં જ ઉપાશ્રયમાં જતિ—મંડળે જાગતાંની સાથેજ જાણતા હોવા છતાંય, કૃત્રિમ અજાણપણાનો બહારનો દેખાવ કરી જિનેન્દ્ર આચાર્યની શોધ કરવા માંડી. સાથે સાથે એવી પણ વાત ઉડાડી કે, કુમારપાળને નસાડી મૂકવાનો આરોપ ચઢાવી સિદ્ધરાજ મહારાજની આજ્ઞાથી તેમના સૈનિકો રાત્રે ચોરી—ચૂપકીથી અમારા આચાર્યને પકડી ગયા છે, માટે અમારા જિનેન્દ્ર ભટ્ટાર્ક બાપાના ચોર બીજું કોઇજ નહીં પણ મહારાજ જ હોવા જોઇએ. ઉપાશ્રયના જતિ—મંડળે જૈન—સમાજને ચઢાવવામાં કંઈ જ કચાશ રાખી નહીં—તે એટલે સુધી કે, પંચના પાંચ માણસોને મહારાજની પાસે ન્યાય માંગવાને જવા તૈયાર કરી દીધા.

"અહિંસા પરમો ધર્મ" ના સુવર્ણ સૂત્રને માનનાર જૈન—પ્રજા હિંસા કરે, એ તો પાટણની ઇતર પ્રજાને સ્વપ્ને ય ખ્યાલ આવે એમ નહોતું છતાંય સર્વ જમાનાઓમાં ઇતિહાસની પુનરાવૃત્તિના નિદર્શનમાં એમજ દષ્ટિગોચર થાય છે કે, જ્યારે રાજા સામે પ્રજા છંછેડાય છે, ખીજાય છે, નારાજ થાય છે કે ઉશ્કેરાય છે, ત્યારે તે કર્માકર્મ, સત્યાસત્ય અને ધર્માધર્મનો ભેદ ભૂલી જાય છે. ક્રોધ અધ

છે; ઉગ્ર છે અને તેથી એને વિનાશ સિવાય અન્ય વાટ જણાતી નથી.

સધરા જેસંગ પર દમલબાજીથી ત્રિભુવનપાળનું ખૂન કરવાનો આવેલો આરોપ તો હજુ ઊતર્યો નથી, એટલામાં ભટ્ટાર્ક સંઘસ્થવીર જિનેન્દ્રનો જીવન-મરણનો આશંકાયુક્ત નવીન આરોપ આવી પડયો. વાત ઊડતી ઊડતી સિદ્ધરાજ મહારાજના કાને પહોંચી ગઇ.

રાજાધિરાજના મહેલના સિંહદ્વારની સામે જનતાની અપૂર્વ ઠઠ જામી હતી. જનસમુદ્ર જ્યારે પોતાની માઝા મૂકે છે ત્યારે અદ્વિતીય, અને મહાનમાં મહાન વ્યક્તિના માનસન્માનના કિનારાઓ, પણ પોતાના પ્રચંડ ક્રોધમાં ધોઇ નાંખે છે. તેના પૂર્વકૃત ઉપકારો જોવા તપાસવાની તેને તમા કે ફુરસદ હોતી નથી. આજે જયસિંહ મહારાજના મહાલય નીચે પણ એવોજ મસ્ત માનવ-સમુદ્ર રાજા-પ્રજાની કક્ષાના ભેદપ્રભેદની માઝા ઉલંઘી ઉલટયો છે ! પ્રભુ જાણે તે પ્રશાંત થતાં પહેલાં પોતાના હૃદયગર્ભમાં શું ય ડુબાવશે, ને શું ય તારશે.

લોક-મસ્તીથી માહિતગાર થયેલા મહારાજાએ પોતાના સામ્રાજ્યના પ્રમુખ-સ્તંભ જેવા મંત્રી મુંજાલ, મહાસેનાધ્યક્ષ કૃષ્ણદેવ અને સામંત ગજેન્દ્રને મહાલયે તેડી લાવવાને કયારનાય સૈનિકો પાઠવી દીધા હતા.

ટોળાની પાછળના ભાગમાં એકાએક મોટો કોલાહલ મચી રહ્યો. સિંહદ્વારની સમીપમાં ઊભેલી જનતાએ પાછળ જોયું અને ત્રુટક-છૂટક ઉદ્‌ગારો કહાડવા માંડયા, “ એ સેનાપતિજી આવ્યા-અલ્યા સામંત પણ સાથે છે હો ?—આ માળો કરણદાનજ મધાનું કારણ છે ! હો ! હો ! હો !...અબ્બબ ! ! !” લોક-સમુદાય નાના બાલકની માફક તાળીઓ પાડવા મંડયો, કૂદવા નાચવા લાગ્યો. આટલું બધું તોફાની વાજું ભેગું થવા છતાં ય કોણ જાણે કોઇક અગમ્ય અને અદમ્ય પ્રતિભાએ સેનાધ્યક્ષ અને સામંતને સહેલાઇથી જવાને માર્ગ કરી

આપ્યો. બન્ને વીરોના ઘોડા સિંહદ્વારમાં પેઠા નહીં હોય, એટલામાં ભેગા થયેલ ટોળામાં મસ્તીનું પ્રચણ્ડ મોજું આવ્યું. અને અકલ્પ્ય રમખાણ મચી રહ્યું. લોક જોતજોતામાં તો ફસ્કરાઈ ગયું. સૌથી પાછળ પડી ગયેલા ગઢવીજીની કમબખ્તીના સોદા થયા. ટોળામાંથી એક જણ પહેરવેશમાં જૈન છતાં દેખાવે રાજપૂત જેવા જણાતા, કદ્દાવર જુવાને, કોણીના હડસેલા મારી, ટોળામાંથી માર્ગ કરી, આગળ ધસી આવી, કરણદાન ગઢવીજીના ઘોડાની લગામ ઝડપી લઈ, ઘોડાને આગળ જતો અવરોધ્યો. ઘોડો જરાક ચમક્યો અને ચોંક્યો. જો જરા વધારે મસ્તી પર તે ચઢ્યો હોત, તો શિરપેચથી સજ્જ સૈનિક–વેશધારી ગઢવીજીને ક્યારનાય તેણે ધૂળ ચાટતા જ કરી દીધા હોત ! પણ ચતુર ઘોડો પ્રસંગ સમજી ગયો હોય તેમ સ્થિર થઈ ગયો–કાં તો ગઢવીજીની રેવડી દાણાદાણ થવાનું લખાયું હશે તેથી સ્થંભી ગયો.

લગામ પકડી ઘોડાને અટકાવનાર સાહસિક યુવકે ગઢવીજીને એક વિચિત્ર પ્રશ્ન પૂછ્યો, " ગઢવીજી ! આ અવંતીનાથ, ગુજરાતના નાથ, રાજાધિરાજ, સિદ્ધચક્રવર્તિ બિરૂદધારી, પાટણના પ્રભુ સધરા જેસંગને કેટલાક માથાં છે ? "

જમાના ખાધેલો ગઢવી એમ કંઈ ગભરાય તેવો નહોતો, તેણેય બેપરવા પ્રત્યુત્તર આપ્યો, " એ તો ભાઈ ! જેટલી પ્રજા તેટલાં સિદ્ધરાજ જયસિંહના માથાં ! "

જુવાને ઠેકડી કરી કહ્યું, " એમ ત્યારે–સધરાજેસંગ એક નહીં પણ અનેક માથાધારી છે–તે ગણત્રીમાં તમારૂં ય માથું ખરૂંને ? "

ગઢવી જરાક ખીજાયો અને બોલ્યો, " મૂક, મૂક, લગામ, મૂકી દે ! નાને મોઢે આવડાં વેણ ન શોભે સમજ્યો ? માથું વ્હાલું હોય તો મારગ આપ, નહીં તો......"

એક અટ્ટહાસ્ય કર્યું અને યુવકે પ્રશ્ન મૂકયો, “નહીં તો શું ? તમે મારૂં માથું ઉડાવી દેશો, એમજ ને ? અને આ બાકી રહ્યા તે તમારૂં......!”

મઢવી જરાક ગભરાયો, અને આખા શરીરમાંથી એક થરરાટી વછૂટી, તે પાસે ઊભેલા એકલા યુવકે જોઈ.

મઢવીનો સાદ જરાક ગળગળો થયો તે બોલ્યો, “આજના પ્રસંગને અને મારે કંઇ જ લેવાદેવા નથી !”

જનસમુદાયમાંથી અવિરત જવાબ આવ્યો, “જુઠ્ઠા ! મઢવીજી જુઠ્ઠા ! હાડોહાડ જુઠ્ઠા !”

સિંહદ્વારમાં પેઠેલા સેનાપતિ અને સામંત અત્યાર સુધી ઊભા ઊભા આગળ ન વધતાં મઢવીજીની આબરૂનું થતું લીલામ દૂરથી જોઇ રહ્યા હતા. કટોકટીનો પ્રસંગ આવે તો મદદે જઇએ એમ વિચારી રહ્યા'તા. એટલામાં તો મઢવીજી ખીજાયા અને વિફર્યા, અને પ્રસંગ પરખ્યા વિના ફટ દેતી કે મ્યાનમાંથી તલ્વાર કાઢી, અને પેલા ઉદ્ધત યુવકને છેદી નાંખવા ઉગામી, પણ સારે નસીબે યુવક ઘોડાની લગામ છોડી નીચો નમી ગયો. લોકોએ મઢવીજી પર પત્થરાઓનો ચોગમથી વરસાદ વરસાવવા માંડયો. એક બે તો મઢવીજીને વાગ્યા ય ખરા. જો, શિરપેચ મસ્તકે ન હોત તો માથું કયારનુંય રંગાઇ ગયું હોત. એક પત્થરે આવી મઢવીજીનો શિરપેચ વાંકો કરી નાખ્યો, બીજો પત્થર આવી કાંડામાં એવો તો સખ્ત વાગ્યો કે, મૂઠમાં પકડેલી તલ્વાર છટકી નીચે પડી ગઇ.

મહેલના ઉંડાણના મધ્યભાગમાં બેઠેલા સિદ્ધરાજને હજુ બોલાવવા ગયેલા માણસો પાછા ન ફરવાથી, મનમાં ચટપટી થવા લાગી. તેની ધીરજ ખૂટી ગઇ, અને મોકલેલા માણસોની પ્રતીક્ષા કરવા મહેલના રસ્તા પર ઝૂલતા ઝરૂખામા આવી ઊભો, ને દૃશ્ય જોઇ દિગમૂઢ બની

ગયો તરત અંદર ગયો ને એક સૈનિકને બોલાવી સૂચના આપી. ત્યાં તો બહાર રસ્તા પર બંદૂકના અવાજો સંભળાયા. બહાર ઝરૂખામાં આવી તેણે જોયું કે, મારા કહેતા પહેલાંજ કૃષ્ણદેવ અને ગજેન્દ્રની સરદારી હેઠળ એક પાચસો ઘોડેસ્વારની ટૂકડી, ટોળાંને વિખેરવાને પ્રબળ પ્રયત્ન કરી રહી છે.

જો આમ ન બન્યું હોત તો ગઢવીજીના અંગનું હાડકું ય શોધ્યું ન જડત.

ટોળુ વિખેરાવા માંડ્યું. લોકો જીવ લઈને નાસતા હતા. કોઇ ઘોડાની અડફટમાં તો કોઇ ભયથી નાસભાગ કરતાં જાતે ગોઠીમડું ખાઇ જતા હતા. નગરમાં વાત પ્રસરી કે, મોટું રમખાણ થયું છે. ફટોફટ દુકાનો બંધ થવા માંડી, અને વેપારીઓ, દુકાનદારો, કારીગરો એમ દરેક પ્રકારના ધંધાદારીઓ પોતપોતાના જાન-માલની અને ઘર-બહારની સહીસલામતી માટે ઉતાવળા ઉતાવળા ઘર તરફ નાસવા લાગ્યા. કોઈક વાણિયા-મહાજન તો સવારમાં ચીપીને ઓઢેલો દુપટ્ટો અને પાટણસઇ પાઘડી સુદ્ધાં બગલમાં મારી દોડતા હતા. નાણાવટ બજારના નાણાવટીઓ તો બન્ને બગલમાં નાણાંની થેલીઓ મારી, સાથે મ્હેતા-મુનીમને મોટા ઇનામ-અકરામ ની લાલચ આપી, તેમની પાસે ગજા ઉપરાંતની દીનારની થેલીઓ ઉપડાવી, કોઇ લૂટી ન લે તેમ, ઘડીમાં આમ તો ઘડીમાં તેમ, એમ ચોગમ બ્હાવરા-બાઝુકની માફક ડાફોડીઆં મારતાં, પૈસાના પૂજારીઓ, પ્રાણ પડીકે બાંધી પોતાની હવેલીઓ તરફ પલાયન કરતા હતા. અત્યારના પાટણનો દેખાવ મહાસાગર જેવો લાગતો 'તો. જ્યાં જુવો ત્યાં લોકો લોકો.

પછી તો ઘોડેસ્વારની બેચાર છૂટી છવાઇ ટૂકડીઓએ આખા પાટણ શહેરમાં એવી તો કવાયદ કરી કે, રસ્તા સુનસાન બની ગયા.

ફક્ત પંખીઓ પાટણના નિર્જન, વિસ્તૃત બજારોમાં ઊડતાં'તા. પ્રજા ઘરમાં ભરાઇ બેઠી. પણ તેથી કંઇ એમ નથી સમજવાનું કે, શાંતિ થઇ ગઈ છે.

હજુ એક દુઃખદ પ્રસંગનો ઘા તો પાટણની પ્રજાના હૃદયે રૂઝાયો નથી, ત્યાં તો બીજો જબરદસ્ત ઘા થયો.

જિનેન્દ્રજીની બાબતનો વિચાર કરવા જયસિંહના મહેલે મંડળ બેઠું છે.

" કૃષ્ણદેવ ! જિનેન્દ્ર જાય ક્યાં ? " સિદ્ધરાજે અણજાણ બની પ્રશ્ન મૂક્યો.

" મહારાજ ! કાલ સાંજ સુધી તો હતા. " જેવા મહારાજ અણજાણ બન્યા, તેવોજ ડોળ કૃષ્ણદેવે કર્યો.

" મહારાજ ! એ તો યોગીપુરૂષો, એમનો શો ભરૂસો ? ધૂન આવે તો કહ્યાકારવ્યા વિના જંગલમાં ઉપડી જાય ! " ગજેન્દ્ર સામંતે કૃષ્ણદેવના ડોળી વર્તનને વધુ ટેકો આપ્યો.

મહારાજે ગઢવી તરફ નજર ફેરવી, "ગઢવી ! તમે કંઇ બાતમી—

મહારાજ પૂરૂં બોલે તે પહેલા તો ગઢવીએ માલિકથી ય સવાયો ઉત્તર આપ્યો, " અરે, મહારાજ ! આપણે તો જિનેન્દ્રસૂરિ કેવા છે તે આંખેજ નથી જોયા તો પછી બાતમીની તો વાતજ શી ? "

" કૃષ્ણદેવ ! ગજેન્દ્ર ! મને સમજાવશો કે, મારે આ નાહકમાં ઉશ્કેરાયલી પાટણની પ્રજાને કયે રસ્તે જેર કરવી, યા તો સંતોષવી ? " સિદ્ધરાજે ગુંચવણ રજૂ કરી.

કૃષ્ણદેવ બોલ્યો, " મહારાજ ! ત્રિભુવનપાળનો પ્રસંગ જૂદો હતો, પણ આ પ્રસંગ તેવો ન ધારશો ! આ પ્રસંગ તો મહા કટોકટી અને આપના રાજકૌશલ્યની કસોટીનો ઊભો થયો છે."

" કૃષ્ણદેવ ! હજુય મૂર્ખ પ્રજા એમ માને છે કે, મેંજ ત્રિભુવનપાળનુ ખૂન કરાવ્યું ! કેવી ગાંડાઇ–કેવી ઘેલછા ? "

" મહારાજ ? લોક–પ્રવાહમાં કોણ ભીંજાયું નથી ? " એમ કહી તેણે શાંત્વન આપ્યું.

" તો હવે ઝટ બોલો, કયો માર્ગ લેવો આપણે ? " સિદ્ધરાજે છેલ્લો જવાબ માંગ્યો.

કૃષ્ણદેવે નીડરતાથી કહ્યું, " મહારાજ ! આજનુ તોફાન–અને પ્રજાનો અસંતોષ જિતેન્દ્રજીને લોક સમક્ષ હાજરાહજૂર ખડા કર્યા સિવાય સમાઈ જાય એવું અને તો લગારે લાગતુ નથી ! "

સિદ્ધરાજે ખીજાઇ કહ્યુ, " પણ મારે એ મુંડકાને લાવવો કયાંથી ? " નીડર કૃષ્ણદેવે કહ્યું, " રાજાધિરાજ ! હજુય જૈનાચાર્ય તરફ આટઆટલો તિરસ્કાર ? હજુ શું આથી વધુ ભયંકર સ્થિતિ ઊભી થાય તોજ આપની આંખ ખૂલશે ? એમ જ ને ?–વાહ. "

" કૃષ્ણદેવ ! શું કરું ? ગળથૂથીમાં મેં વૈદિક–શૈવ–ધર્મામૃત પીધું છે, તે કેવી રીતે વમન કરી શકું ? કોણજાણે કેમે કયી જૈનધર્મ તરફ મારૂં વળણજ નથી થતું ! "

કૃષ્ણદેવે પ્રથમ જેવીજ નીડરતાથી મહારાજની ઝાટકણી કાઢવા-માંડી, " તો જૈનજનતાના રાજાધિરાજ બન્યા શામાટે ? ગુજરાતનું રાજ્ય ચલાવવાને બદલે, શૈવધર્મના વિસ્તારમાંજ શક્તિઓ વાપર-વી'તી ને ! "

સિદ્ધરાજે જરાક કટાણું મોઢું કરી કહ્યું. " કૃષ્ણદેવ ! તમે બહુ બોલી જાવ છો ! "

" મહારાજને તમારા વધારે પડતાં વેણની શી અસર થાય છે. તે તો જરા જોતા જાવ ! ' ગઢવીજી અત્યારસુધી શાંત હતા તે તડુક્યા.

કૃષ્ણદેવ કે ગઢવી જેવાને પત કરે એવી કાચી બુદ્ધી ન્હોતી. તેમણે તો રોકડો જ પરખાવ્યો, "એ બધુ તમને મુબારક હો! તમારા જેવા ખુશામતીઆના પાપે જ આ પાટણની પ્રભુતાનું ભાગ્ય આજે ઊંધું થવા બેઠું છે! મહારાજ! મને તો આજનો દિન કાળો લાગે છે–જુવો, જુવો બહાર! આકાશમાં પણ વાદળાં ચઢી આવ્યાં છે–!" કૃષ્ણદેવે હજુ પોતાનું બોલવાનું તો પૂરું કર્યું નથી એટલામાં તો એક સૈનિકે પ્રવેશ કરી, સિદ્ધરાજ મહારાજને સામરિક અભિવાદન કરી કહ્યું, "મહારાજ! મુંજાલ મંત્રી મરણ પામ્યા—" સૈનિક આગળ વધું કૈં જ બોલી ન શકયો.

કાષ્ઠાસન પર બેઠેલા રાજાધિરાજ આ શોક–સમાચાર સાંભળતાંજ આસન પરજ મૂર્છિત થઈ ઢળી પડયા. પાટણની પ્રભુતાના ગોવર્ધનગિરિને ટચલી આંગળીએ તોલનાર ગિરિધર સમા, સામ્રાજ્ય–મહારથી, મંત્રી–મુકુટ, જૈન અને શૈવાદિ ને સહિષ્ણુતાના ઉત્કૃષ્ટ ગુણથી, અને વિશાળપ્રેમની દૃષ્ટિથી જોનાર નિઃસ્વાર્થયોગી સમા મુંજાલ મંત્રીશ્વરના પુણ્ય–દિવ્યાત્માએ, સ્વર્ગના પરમ પુનિત અગમ્ય પથે પ્રયાણ કર્યું.

આસન પરજ મૂર્છીંત થયેલા સિદ્ધરાજ મહારાજને અનુચરોએ મહેલમાં ખસેડી લીધા, અને તેમની સારવાર કરવા માંડી.

કૃષ્ણદેવ અને ગજેન્દ્રે મહારાજની ગંભીર અવસ્થાનો વિચાર કરી, મહારાજના નામે, દાંડી પીટાવી, મુંજાલના મૃત્યુનો શોકજનક સંદેશ પાટણની પ્રજાને પહોંચાડયો. ઘડી પહેલાંની ઉશ્કેરાયલી પ્રજા, આ ઓચિંતા દુઃખદ સમાચારથી શોક–સમુદ્રમાં નિમગ્ન બની ગઈ. મંત્રીશ્વરના સાધુ–શરીરની અગ્નિ–દાહની ક્રિયાની તૈયારીઓ થઈ. મંત્રીશ્વરનું શરીર પાલખીમાં પધરાવવામાં આવ્યું હતું. પ્રજાજને શોક–સરઘસમાં ઘડી પહેલાનો બનેલો બનાવ ભૂલી જઈ, ભાગ લઈ,–

મંત્રી તરફના શોક અને સન્માનનું ખુલ્લા હૃદયે સિદ્ધરાજ જય-સિંહને નિદર્શન કરાવ્યું; અને નિઃસ્વાર્થ, નિષ્પક્ષપાતી, ન્યાયીની સાચી વીરપૂજા, આખીય આલમ કરે છે, એ સનાતન સત્ય સૂત્રનું પ્રત્યક્ષ દર્શન કરાવ્યુ.

આજના શોક—સરઘસમાં સિદ્ધરાજ જયસિંહે પણ ભાગ લીધો હતો.

શબવાહિની પાલખી, રસ્તામાં વેરાતાં. ઊડતા પુષ્પો અને અબીલ-ગુલાબથી છવાઇ ગઇ હતી. નિર્વાણપંથે જવાના આનંદમાં, દિવ્ય સ્મિત રેખાઓથી, જીવંતદશાનો ભાસ ને ભ્રમ ઉપજાવતું મંત્રી મુંજાલનું મુખડું જ કેવળ દેખાતું હતું.

સરઘસ સ્મશાન—પ્રાન્તે આવી પહોંચ્યું શાસ્ત્રોક્ત અગ્નિદાહની ક્રિયા સંપૂર્ણ થઇ. પ્રજાનો શંભુમેળો વિખરાયો.

મહારાજ અને અધિકારી મંડળ પણ વિખૂટું પડી સ્વસ્થાને પહોંચી ગયુ, પ્રત્યેકે જતાં મંત્રોના શરીરની રાખના ઢગલામાંથી એક એક ચપટી રાખની લઇ લલાટને વિલેપનથી વિભૂષિત કરી, મંત્રીની દિવ્યતા જગતની સમક્ષ સિદ્ધ કરી બતાવી.

× × ×

રાજામહારાજાઓના કુદકે ને ભૂસકે, પરિવર્તનશીલ સ્વભાવથી પૂર્ણપણે પરિચિત, પાટણની વિભૂતિના સાક્ષાત મંત્રીવરના મૃત્યુથી, પ્રજાને એમ જ લાગ્યું કે, હવે સિદ્ધરાજ જયસિંહને સાચી સલાહ અને સાચી ઓથ આપી શકે એવી એકેય વ્યક્તિ રહી નહી. ખંભા-તનો ઉદો મંત્રો ખોટ પૂરે ખરો પણ તે મુંજાલ સાફલ્ય તો નહીં જ!

પાટણમાં હજુ ય સાચી સલાહકાર વ્યક્તિ તરીકે, કૃષ્ણદેવ અને ગજેન્દ્રનું નામ મવાતું હતું, પણ તેઓ સ્વભાવે જરા તીખા ખરા. જો સિદ્ધરાજ હઠ લે તો, તેથી બમણી હઠ તેઓ લે, એ પ્રકારના હતા

એ બે ! જ્યારે મુંજાલ, મહારાજની "હા' માં 'હા' મેળવી દઇ, બીજી પળેજ કુનેહ અને બુદ્ધિમતાથી તેમને પોતાના કરી શકતો ! કેંઇ અંશે આવી બુદ્ધિપ્રભા ઉદયનમાં ખરી! તે ધારે તો અને પ્રયત્ન કરે તો મુંજાલની બરોબરી કરી શકે-પણ હવે એ વાત અને પ્રયત્નને બહુ છેટાં પડી ગયાં-કારણ મુંજાલ ને ઉદયનની ઉમ્મરમાં કેં ઝાઝો ફેર નહોતો માત્ર એટલો જ કે ઉદાની શરીર-સંપત્તિ. મારવાડના પત્થરિયા પાણીના પ્રબળ તત્ત્વોથી પોષાઇ હોવાને લીધે, તેનો બાંધો કદાવર હતો, જેથી અવસ્થાની અસર તેના અંગ પર હજુ જોઇએ તેવા સ્પષ્ટ રૂપમાં વ્યક્ત થઇ નહોતી; જ્યારે મુંજાલ મંત્રીનું શરીર 'ગુજરાતના સૃષ્ટિસૌન્દર્ય' અને સમૃદ્ધિથી લાલિતપાલિત પ્રદેશના મૃદુ તત્ત્વોથી પોષાયલુ હોવાને લીધે, વધારે કુમાશવાળું હતું, અને કુમળા શરીરના બાંધા પર જેમ વૃદ્ધાવસ્થા વહેલી ને વધારે અસર કરે, તેમ તેના અંગ પર ઉદાના શરીર કરતાંય વહેલો, વૃદ્ધાવસ્થાએ પોતાનો શ્વેત કેશ-કેતુ ફરકાવ્યો હતો.

કૃષ્ણદેવ, અને ગજેન્દ્રે મહારાજની સંમતિ અને આજ્ઞાથી ઉદયનને થોડાક દિવસ પાટણમાંજ સ્થિતિ કરવાનો સંદેશો પાઠવી દીધો હતો.

પાટણની અઢારે વર્ણથી ઘડાયલી જનતા, નવા આવતા મારવાડી ઉદામંત્રીની આતુર અને તૃષાતુર નેત્રે પ્રતીક્ષા કરવા લાગી. પાછો એક નવીન તરંગ-પ્રવાહ ચાલ્યો, "ઉદો આવે છે, નીતિમાં ફેરફાર થશે-સિદ્ધરાજ મહારાજ જ બદલાઇ જશે?"

# પ્રકરણ ૧૦ મું

## પટ્ટરાણી લીલાદેવી

લાટ—કન્યા લીલાદેવી અને સિદ્ધરાજ જયસિંહ ભોજનોતે વાતે વળગ્યાં છે મુંજાલના મૃત્યુથી ખરેખર સિદ્ધરાજના ગાત્રો શિથિલજ થઇ ગયાં છે

" તમે ગઢવીની દશા જોઇને ?"

" લીલા પોઠીઆઓ પણ જરૂરના છે. એવાઓનાથી જ કેટલુંક તો નભે જાય છે રાજ્યરમતની અંદર બધા ય સતના ઢીગલા હોય તો કે જ ન વળે ! એતો એવા ય જોઇએ ને તેવા ય જોઇએ !"

" પણ રાજ ! સવારે જો કૃષ્ણદેવ અને ગજેન્દ્ર ન જઇ પહોંચ્યા હોત, તો જરૂર એની સિંહદ્વાર સામે જ લાશ પડત—એ તો સારે નસીબે પેલા એને બુદ્ધિ સૂઝી અને આજ્ઞાની ન રાહ જોતાં, સૈન્ય લઇ જઇ લોકોને હાંકી કાઢયાં—નહીંતર શુનું શું થઇ જાત ! કૃષ્ણદેવ અને ગજેન્દ્ર હોંશિયાર છે, અને શૂરવીર પણ છે !"

" એમનું શૂરાતન આપણે ખપમાં આવે એમ નથી તો !"

" એમ કેમ વાંકું બોલો છો રાજ ?"

"એ બેજ મારા માર્ગમાં હવે મોટામાં મોટા વિઘ્નકર્તા છે—એ બે તો મહા ડંશીલા ઝેરીનાગ છે—વખત આવે એવા તો ડંશે કે આણુજ લે!"

"એમને ઝેરીનાગ કહો છો? વારૂ, તમારૂં એ બે યે શું બગાડયું?"

"હજુ મારૂં કૈં બગાડયું નથી પણ બૂરૂં કરવાની તૈયારી અને પેરવીઓ રચી રહ્યા છે. એ બે બૂડથલ મને મૂર્ખ માને છે—પણ એમને કયાં ખબર છે કે, એમના ઘડીએ ઘડીના કામની વિગતવાર હાજરી મારા હૈયાના દફતરમાં પુરાય છે!"

"રાજ તમે નકામાં વહેમાવ છો! એ બે તો સારા માણુસ છે!"

"લીલા! સારા—નરસાની તને, મહેલની પત્થરીયા ચાર દિવાલોમાં બેઠેબેઠે ન ખબર પડે. ગઢવી કરણુદાન, અરભટ્ટ મંત્રી અને મુંજાલ જો ન હોય તો મારૂં ય જીવન આજે અસ્તિત્વ ધરાવતું હોત કે કેમ તે પણ શંકાભરેલું હતું."

"રાજન! મુંજાલ અને અરભટ્ટ તો તમારા ખરા, પણ પેલો કરણુદાન તો જરૂર કોઇક દિવસ ખાડામાં નાંખી દે, એવો મને તો ભયંકર અને ખુશામતિઓ લાગે છે. ખુશામતિઆ બહુધા ચોર, જુઠા, હરામખોર, અને નવ્વાણું ટકા ચારિત્ર્યભ્રષ્ટ પણ હોય છે—માટે ખરા ઝેરીનાગ તો એજ હોય છે!"

"અરે ઘેલી! તને રાજરમતના પાસા કયા ઘરમાં નંખાય છે તેની શી ખબર? પેલા બે—તું જેને સજ્જન કહી રહી છે, તે તો ગુજરાતની ગાદીનું સત્યાનાશ વાળવા મારા પાટણુમાં જનમ્યા છે ને જીવે છે. ત્રિભુવનપાળનો આરોપ લોકે મારા પર ચઢાવ્યો છે, પણ અમે જે કર્યું છે તે સારૂંજ કર્યું છે!"

"રાજ ! શું સારૂ કર્યું છે ? જેણે તમારે માટે પોતાનું આખું જીવન કુરબાન કર્યું, તેજ તમારા વ્હાલામાં વ્હાલા મુંજાલના ભાણેજના તમે પ્રાણ લીધા ?—અને વળી તે ય સારૂ કર્યું તમે ! એ તો કહો કે, સારે નસીબે ત્રિભુવનના મૃત્યુનો શક, મુંજાલ મંત્રીને તમારા પર ન આવ્યો, નહીતર એ વાણિયો ભાણેજના મોતનું વેર લીધા વિના તમારો કેડો ન છોડત !—અને વારૂ—ત્રિભુવને એવું તે શું તમારૂં બગાડ્યું હતું કે એના પ્રાણ લીધા ?"

સિદ્ધરાજ જયસિંહ પણ હવે ઘરડો થયો હોય એમ લાગતુ હતું. તેણે તો પોતાને હાથેજ વૃદ્ધાવસ્થાને ઘણું જ વહેલું નિમંત્રણ કર્યું હતુ. આરોગ્યનું ઉલ્લઘન કરતી, તેની વિલાસિતાએ જ તેના સૌમ્ય, અને દૃઢ શરીર પર અકાલે વૃદ્ધાવસ્થાને બેસવાને—આસન આપ્યું હતું. કમજોર ગુસ્સા બ્હોત ! જયસિંહનો પણ સ્વભાવ હવે ચીડીઓ બની ગયો હતો. જવાહીર જેવી જુવાનીને જરાક પાછળ નજર કરી, સાચવીને વાપરી હોત તો આમ પસ્તાવાનો સમય ન આવત.

અને લીલાદેવીએ પણ એમજ કર્યું હતુ.

પુત્રપ્રાપ્તિની ઠગારી આશાના મૃગજલ પાછળ દોડી, એણે ય પ્રમાણ કરતાં વિલાસની માત્રા વધારે પીધી હતી. વિલાસી તો બન્ને ય હતા

પણ ફરક માત્ર—એક પાળે છે એક પતિવ્રત અને બીજો ઉજવે છે અનેક પત્નિવ્રત.

લીલાદેવીની પ્રશ્નપરંપરાથી જયસિંહ જરાક ચીડાઇ ગયો અને ક્રોધથી કહ્યું, "એ બધું પૂછવાનો તને શો અધિકાર છે ?"

અત્યારસુધી વાતોનો રંગ નીલ—લીલો હતો. હવે બદલાયો—અને લાલ થયો

લીલાદેવીએ પણ બમણા ગુસ્સાથી જવાબ વાળ્યો, "શું બોલ્યા? હું-શું અધિકાર છે? મને તમારા સદ્‌ગત સુજ્ઞાવમંત્રી અને માતા મીનળદેવી કરતાં ય વધુ અધિકાર છે! તમારા વિચારોના તરકટી પાટીઆની ગોઠવણ થોડી ઘણી તો હું સમજી ગઇ છું! તમે મને સ્ત્રીબુદ્ધિ માનીને ઠોકરે ચડાવો છો?"

ગુર્જરસિંહ વધુ ખીજાયો, અને ઘોઘરા અવાજે ગર્જ્યો, "તું મને-ગુજરાતના નાથને ધમકાવે છે?"

"પહેલાં મારા નાથ-પછી ગુજરાતના!"

"એ તો હું સમજી ગયો છું કે તું મારૂં આજે હૃદય જાણવાની હઠ લઇ બેઠી છે! તારે જાણવુંજ છે તો લે, જાણ કે ત્રિભુવનનું ખૂન મેં કરાવ્યું છે, જિનેન્દ્રનો વધ પણ મેં જ કરાવ્યો છે, અને હજુ ગુજરાતની ગાદીને માટે ગીધની માફક તાકી રહેલા કુમારપાળનો પણ પ્રાણ લઇશ ત્યારે મને શાન્તિ વળશે!"

"તો ગુજરાતની ગાદી કોને મળશે?"

"જો વળી પાછી હઠ?-હું તને તે પ્રાણાંતે કહેનાર નથી!"

વાત જરાક ઠંડી પડી.

"ક્ષત્રિય કુલમાં જશે?"

"કુલ-બુલ હું ન જાણું-હું તો ચૂરાનો સંગાથી!"

"કોણ કૃષ્ણદેવ?"

"ના!"

"અરભટ?"

"ના-ના!"

"ત્યારે તમારો માનીતો ગઢવી?"

"એ તો સ્વપ્નેય નહીં!"

"તો કોણ ગજેન્દ્ર સામંત ?"

"એ નહીં !"

"કીર્તિપાળ–મહીપાળ ?"

"ઉંહું !"

"વાગ્ભટ્ટ–આમ્રભટ્ટ ?"

"ઉંહું !"

"તો કોણ ઉદો ખંભાતનો ?"

"અરે એ ખેંપલી તે શું રાજ કરતો 'તો"

"તો મને નામ કહો–નામ જાણ્યા વિના મને ચેન નહીં પડે !"

"તારે નામ જાણીને કામ શું છે ?"

"ક્ષત્રિયકુલને કલંક લગાડે એવો વારસ ન જોઈએ મારે !"

"મારે એટલે તું કોણ ?" ફરી જયસિંહ ખીજાયો.

"હું લાટકન્યા–લીલાદેવી !" જરાક વધુ પડતા ગર્વભર્યા અવાજે રાણીએ જવાબ આપ્યો.

"મારી સામે આટલું બધું અભિમાન !–કુલ......ટ'...!" સિદ્ધરાજે ઊભા થઈ લીલાદેવીના આસનને એક લાત મારી અને ચાલવા માંડયું.

લીલાદેવી પણ પતિના આવા વર્તનથી છેડાઈ, "ઊભા રહો !" એમ કહી પાસે જઈ જતા સિદ્ધરાજને અટકાવવા લીલાદેવીએ કાંડું પકડયું જે સિદ્ધરાજે બળથી છોડાવી લીધું, અને તલ્વારની મૂઠ પર હાથ નાંખ્યો. તે જોઈ લીલાદેવી ગર્જી ઊઠી, "કાઢો–કાઢો તલ્વાર મ્યાન બહાર !"

લીલાદેવીના કટ્ટ વેણ હવે વધુ સિદ્ધરાજથી સહન ન થઈ શકવાથી સાથેસાથ તલ્વાર મ્યાનમાંથી કાઢી, અને અવિચારી જયસિંહે

મહારાણીનો વધ કરવાને તે ઉગામી પણ ખરી, લીલાદેવીએ બળથી બે હાથે સિદ્ધરાજનું કાંડું પકડી લીધું, અને કહ્યું, " મને મોતનો ડર નથી પણ અપકીર્તિનો !"

" મૂકી દે–હાથ છોડી દે !" જયસિંહ ગર્જ્યો.

" શૂરવીરના દીકરા હો તો લાટકન્યાના હાથમાં તલ્વાર આપો, પછી મને ઘા કરો !"

" એટલે ?—"

" તમારી સાથે દ્વન્દ્વ યુધ્ધ કરીશ–અને એક ક્ષત્રાણીને શોભે એવું મૃત્યુ વરીશ ! હથિયાર વગરના ઉપર ખરા મર્દો ઘા કદી કરતા નથી !"

" તું આ કોની સામે બોલે છે, તે તને સમજાય છે ? "

" હું ન્યાયને ખાતર ન્યાયથી મરવા તૈયાર થઈ છું એટલું જ જાણું છું !"

" તું મારી સાથે દ્વન્દ્વ યુધ્ધ કરશે ?"

" હા-"

" પછી જીવતી રહી પાટણની રાજગાદી સાચવશે ?"

" ના–ના સતી થઈશ !"

સિદ્ધરાજે જરાક કટાણું અને તિરસ્કારયુક્ત મ્હોં કરી લીલાદેવીની સહેજ મશ્કરી કરી, " જોયું–જોયું હવે સતનું ઢીંગલું !"

લીલાદેવીને આ છેલ્લા વચને કારી ઘા કર્યો. તેણે કહ્યું, " શું–શું? કાલે સવારે જોજો–અને પછી પાછળ આવજો મારી !" રોષથી ઊઠીને લીલાદેવી પોતાના ઓરડામાં ચાલી ગઈ.

સિદ્ધરાજ મન–મનાવવા, સાંત્વન આપવા માટે ત્યાં ગયો પણ દ્વાર બંધ હતા.

ઘણાય ઠોકયા—પણ દ્વાર ન જ ઊઘડયાં તે બીજી સવાર સુધી !

સવારમાં લીલાદેવીના ઓરડાના દ્વાર તોડીને જોયું તો લીલા-દેવીનું શબ હાથ લાગ્યું. સિદ્ધરાજના કટુ વચનથી પ્રતિજ્ઞ લીલાદેવીએ ક્યારનોય પોતાનો પ્રાણ તેના ચરણમા સમર્પી દીધો હતો. સિદ્ધરાજનું નૂર હણાઇ ગયું.

મુંજાલના મૃત્યુથી પ્રજાને જે શોક થયો હતો તેથીય વધારે કારી ઘા આ પ્રેમાળ રાણીના મરણથી લાગ્યો.

શોક ઉપર શોક. દુઃખ પર દુઃખ.

લીલાદેવીના મૃત્યુના સમાચાર ચારે તરફ પહોંચાડવામાં આવ્યા. ઉદયનને પાટણ ત્વરાથી આવવાનો સંદેશો મોકલ્યો.

# પ્રકરણ ૧૧ મુ

## કાપાલિક

સમુદ્રના કિનારા પરની ભેખડોએ મર્મર નિનાદ કરતા ઊંચા ઊંચા તરુવરોએ રાત્રિના રસપતિ રજનીનાથ અને તારલાઓ પાસેથી દિવ્ય સંગીત શ્રવણ કર્યું હતું, અને રજનીપતિ તથા તારલાઓ પવન પાસેથી એ સંગીત શ્રવણ કર્યું હતુ: આમ ક્રમાનુક્રમે શ્રવણ કરેલું ગીત, મોજાંઓ રૂપી હસ્તોથી ચાળા કરતો, ઘમંડી, સાગરરાજ ગૂંજવાને બદલે ગર્જતો હતો !

ગર્જન અને ગૂંજનને છેટાં છે ! ગર્જનમાં ગર્વ છે, ઉન્મત્ત વિનાશ છે. ગૂંજનમાં ગૌરવ છે, માર્દવતાને મૃદુતા છે; વિશ્વાસભર્યા ભાવિ વિકાસની મૂર્છના છે !

ઘમંડી સાગરરાજને કાંઠે એક ઊંચી ભેખડ પર પ્રકાશ દૃષ્ટિગોચર થાય છે.

તે પ્રકાશની સમીપમાં, છિન્નશીર્ષ એવા શબ ઉપર સ્થિર આસન જમાવી, સ્થિર ચિત્તે એક સાધક, કાપાલિક કાળી સિદ્ધિઓની શોધમાં ઉન્મત બની પોતાના જીવનને ઉત્સર્ગ કરી રહ્યો છે.

તે ઊંચી ભેખડની ઉપરના બેચાર હાથના ગોળ મેદાનમાં આજ વર્ષોથી, તે વિરાટ જીવનને મુઠ્ઠીમાં સમાવવા રાક્ષસી પ્રયત્ન કરી રહ્યો છે.

સિદ્ધિના શોધમાં કંધક વિલીન થઈ ગયા. કંધકના કાળજાની કાજળ થઈ ગઇ, અને કંધકના મગજની કમાનો છટકી ગઇ.

ધૂણીની સામે બેઠેલો કાપાલિક કંઇક અસ્પષ્ટ શબ્દોમાં ગૂંજન કરતો હતો, પણ કેવલ છેવટનો શબ્દ "સ્વાહા" વધારે પડતા વેગથી ને અવાજથી સ્પષ્ટ સંભળાતો હતો.

તેની બાજુમાં કેળપત્ર ઉપર રાતાં ફુલોની નાની નાની ઢગલીઓ પડેલી જણાતી હતી. અને બાજુમાં પડી'તી એક નરકંકાલ-મનુષ્યની ખોપરી, અને ખોપરીમાં જણાતો'તો લાલ લાલ લોહી જેવો ભરેલો કઇંક પ્રવાહી પદાર્થ. તે કાપાલિક કેળપત્ર પરથી ત્રણ ત્રણ રક્ત પુષ્પોનો ગુચ્છો લેઇ, તે ખોપરીમાં ભરેલા રૂધિર જેવા લાલ પ્રવાહીમા બોળી બોળીને, "સ્વાહા–સ્વાહા!" એ મંત્રનુ અંતિમ ચરણ બોલી, સામેના અગ્નિકુંડમાં આહૂતિ રૂપે હોમતો હતો. તેના આખા અંગનો રંગ નદી કાંઠેના ચોમાસાના ચીકણા કાદવ જેવો કાળો હતો. તેણે આખે શરીરે ભસ્મ ચોળી'તી અને આખા મુખ ઉપર તેલમાં કાળવેલ સિંદુરના લપેડા કર્યા હતા, બે ભવાંની મધ્યમાં ટચલી આંગળી જેટલી જાડી કાજળની કાળી આડ કરી હતી, આડની નીચે લાલ લીંટી ખેંચી હતી, અને લાલ લીંટીની નીચેના નાસિકા પ્રદેશ પર ભૂંખરી ભસ્મનો, અંગૂઠાના માપનો, એકાદ ઇંચના વર્તુલના ઘેરાવાનો ચાંલ્લો કર્યો હતો. તેણે પોતાના માથા પરની જટાના વાળ ગરદન અને ખભા પર છૂટા મૂકયા હતા, તે પવનથી જયારે આમતેમ ઊડતા, ત્યારે નાના નાના નાગ જેવા ભાસતા'તા. તેની ભરાવદાર મૂછને લીધે હોઠનો ભાગ જરાય દેખાતો ન હતો,

અને લાંબી દાઢીને લીધે, આગળનો ગળાનો ભાગ અને છાતીનો ભાગ પણ દષ્ટિગોચર થતો ન્હોતો. તેના દાઢી—મૂછ અને જટાનાં ઝુલ્ફાં કાળાં હતાં, એટલે તેની ઉમ્મર પાંત્રીશ–ચાળીશની લગભગમાં હશે એમ લાગતું હતું.

મનુષ્યની સામાન્ય ધારણા અને ઊંચાઈ કરતાં તેની ઊંચાઇ વધારે હતી, અને આ મનું પહોળાણુ પણ તેટલુ જ પ્રચંડ !

તેણે કંઠમાં કોડીની માળાઓ પહેરી હતી, ને માળામાં વચ્ચે વચ્ચે હાડકાંના વેંત વેંતની લંબાઇના કટકાઓ ગાંઠેલા જણાતા હતા. અંગ પર જનોઈ હતું કે કેમ તે જણાતું નહોતું, કારણ આખા અંગે ભસ્મ અને મેલાં લાલ રંગનું જનોઇ રંગમાં એકાકાર થઇ જતાં'તા. તેની આંખોમાં શરાબની સુરખી હતી અને અગ્નિના પ્રકાશમાં જ્યારે તે ચળકારા મારતી, ત્યારે કાળા પત્થરની, કાળી મૂર્તિની બનાવટી ચળકતી આંખો જેવી લાગતી હતી.

કાપાલિક શબાસન પરથી ઊઠયો, અને ખોપરીમાંથી વધેલો રક્ત પ્રવાહી પદાર્થ પી ગયો, અને ખાલી ખોપરી અગ્નિકુંડમાં હોમી દેઈ, એક ભયંકર અટ્ટહાસ્ય કરી બોલ્યો, “ મા, ભૈરવી ! આજે મારી અંતિમ પરીક્ષા કરી લેજે ! હું તને તારા ઇપ્સિત–બલિથી સંતોષીશ, તું મને—આ તારા દાસને અષ્ટસિદ્ધિથી સંતોષજે !”

તે ભેખડની નીચે ઊતર્યો ને

એક ઝુંપડીની પાસે આવી થોભ્યો.

તેણે કટીપ્રદેશ પર કમરે, મનુષ્યના હાથનાં હાડકાંઓ લટકાવ્યાં હતાં, અને કટિપ્રદેશથી ઘુંટણ ઢંકાય તેટલું વ્યાઘ્રચર્મ વીંટ્યુ 'તું તે અત્યારે સાક્ષાત સ્મશાનવાસી શંકરના મહાગણ જેવો, કે સાક્ષાત યમરાજ જેવો ભયંકર ભાસતો હતો.

તેણે ઝૂંપડીનું દ્વાર ખખડાવ્યું, અને બૂમ મારી, " ભૈરવી ! ભૈરવી !–બેટા–ઉઘાડ ! "

અંદરથી જવાબ મળ્યો, " પિતાજી ! એ ઉઘાડું છું–ઊભા રહો–આ આવી ! "

એક બાર–તેર વર્ષની બાલિકાએ દ્વાર ખોલ્યું, અને પૂછ્યું, " પિતાજી ! શું જોઇએ છે ? "

" પેલું મારૂં ખડગ લાવ–અને તું જરા આમ આવ ! "

નાની બાલિકાને છૂટકે ન છૂટકે ય પિતાની આજ્ઞાને આધિન થવાની ટેવ–આદત પડી ગઇ હતી. તે તરતજ ઝૂંપડીમાં પાછી ગઇ, ખડગ લેઇ આવી, અને તે બાપને સોંપ્યું.

" બાપુ ! મારૂ બીજું કંઇક કામ છે ? "

" હા, પેલા બે શું કરે છે તે જઇને જોઈ આવ જરા ! "

બાલા તરતજ ત્યાંથી ચાલી નીકળી.

કાપાલિક હાથમાંના ખડગના પાના પર આસ્તેથી બીજો હાથ ફેરવતાં ફેરવતાં સહેજ બબડયો, " બિચારી ભૈરવી ! " ઘડીભર ખડગ તરફ એકીટશે જોઇ રહ્યો. એટલામાં તો ભૈરવી હાંફળી–ફાંફળી દોડતી દોડતી આવી પહોંચી અને કહેવા લાગી, " પિતાજી ! નાગ–નાગ એક—!"

નાગ શું–હેં, નાગ શું ? ઝટ બોલ ! "

" પેલો મુસાફર ધર્મશાળામાં ઘસઘસાટ ઊંઘી રહ્યો છે, અને તેના માથા પર એક મોટો કાળો નાગ, બે હથેલી જેવડી ફેણ પ્રસારી છત્તર કરી ડોલી રહ્યો છે ! "

" ચાલો, દીકરી ! શુકન તો સારા થાય છે–અને પેલી શું કરે છે ? "

" એ પણ ઊંઘે છે."

" હવે જો તું પૂજાના સાધનો તૈયાર કરી રાખ. હું હમણા આવું છું. આજે આપણે ભૈરવીની મહાપૂજા કરવાને સમુદ્રકાંઠા પરના સ્મશાનમાં જવાનું છે—અને—"

બાલિકા પિતા વાક્ય પૂરું કરે, તે પહેલાં તો વચમાં જ બોલી ઊઠી, " બાપુ, હું તો ત્યાં નહીં આવું."

" કેમ, એમ કેમ ?"

" સ્મશાનમાં તો ભૂતો હોય, એવું લોકો કહે છે."

" અરે, બેટા ! એ સ્મશાનના ભૂતોને તો મેં ક્યારનાય મારી મુઠ્ઠીમાં બાંધી લીધા છે !—અને એમના હાથ-ટાટીઆ કાપીને તો મે આ મારા ગળાનો હડ્ડી-હાર બનાવ્યો છે. વળી જો, આજનું આ કારજ સરાઈ જશે તો હું જ એમનો ભૂતનાથ બનીશ, અને કાલ સવારથી આ હડ્ડી-હાર કાઢી નાંખી, તેને બદલે નર-કંકાલ માલ મારા કંઠમાં ધારણ કરીશ.

" બાપુ એ નર-કંકાલ—શું ?"

" નર-કંકાલ માળ એટલે મનુષ્યની ખોપરીનો હાર. "

" માણુસની ખોપરીઓનો હાર બનાવી પહેરશો ? બાપુ, તમો દેખાવમાં બહુ ખરાબ લાગશો હોં !"

" અને ત્યારે, અત્યારે દેખાવમાં કેવો લાગું છુ બેટા ?"

" બાપુ ! કહું-કહું ? હતુમા—" દીકરી બાપના કંઠમાંથી શબ્દ પૂરો બોલતાં ખંચાઈ ગઈ.

" વાહ, વાહ તારો બાપ હનમાન ! પછી કે—દીકરા ! એ બધી વાતો તારા જેવી નાની બાલિકાની બુદ્ધિમાં સમાય એવી નથી, એટલે તને હું શું સમજાઉં ? છતાં ટૂંકામાં તને કહું તો, નરકંકાલ માળ એટલે મનુષ્યમાં રહેલી બુદ્ધિની, નિશાની રૂપ તે આ કંકાલ-માળ

દીકરા ! કાલે હું શંકર જેટલીજ શકિતવાળો દેવ બની જઇશ" ઓચિંતી કાપાલિકની નજર ઊંચે આકાશ તરફ ગઇ, અને ચમકી, બોલી ઊઠયો, " બેટા ! હવે બસ, વાતો બંધ કર ! મારૂં ચોઘડિયું વીતી જાય–છે તું પૂજાપો તૈયાર કર–હું આવું છું હમણાંજ ! " એમ કહી કાપાલિકે આમળ ચાલવા માંડયું.

બાલિકાએ ઝૂંપડામાં પાછો પ્રવેશ કર્યો; અને જતાં જતાં કંઇક બબડી, " હું ! હ !–બાપને મહાદેવ બનવું છે ! તો તો પછી મંદિરમાંના મહાદેવોને તો દરિયામાંજ ડુબાડી દેવા પડશે ને ? "

એક નાની શી ધર્મશાળા જેવા ખંડિયેર મકાનની પાસે કાપાલિક આવી પહોંચ્યો–ધર્મશાળાને હતો તો એકજ ઓરડો પણ બે સરખા ભાગે વચમાંજ એક ઊભી દિવાલથી આંતરો ભરી લીધો હતો. દિવાલમાં ફક્ત એક નાનકડું જાળિયું મૂકયું હતું, તોય માણસની સાધારણ ઊંચાઈ કરતાં સ્હેજ અસ્વભાવિક ઊંચાઇએ. આ ધર્મશાળા કૈં કાપાલિકે બંધાવી નહોતી. પણ તેની પહેલાં અહીં નિવસતા તેના ગુરૂરાજે. ગુરૂરાજે પણ કૈં પસીનાની પેદાશથી નહોતી બાંધી, પણું તેમણેય " અહાલેક ગિરનારી–નહીં લોટા, નહીં ચારી ! " ના ગોરખધંધામાંથી બનાવી લેવડાવી હતી. " સોંઘું ભાડું અને સિદ્ધપુરની જાત્રા " જેવી જ એ બેડોળ બાંધણીની ધરમશાળા હતી–એટલે દેખાવમાં તે ધર્મશાળાને બદલે ઢોરશાળા ગાયો, બાંધવાની કહોડ કે પાંજરાપોળ જેવી લાગતી હતી.

કાપાલિકે ધર્મશાળાનું તાળું ઉઘાડયું. અને બહાર ઊભા ઊભાજ બૂમ–બરાડા પાડવા માંડયાં. વળી કૈંક સાંભરી આવ્યું, ને " ભૈરવી ! ભૈરવી ! " ફરી બૂમો પાડી. આજ્ઞાધિન ભૈરવી તરતજ આવી પહોંચી.

" કેમ, બાપુ ? "

" અરે એક મશાલ ચેતાવી, જા ! જલ્દી આવ–જલ્દી ! "

"લાવું..." કહી બાલા ઝૂપડી તરફ ગઇ અને ત્વરાથી એક મશાલ ચેતાવી લાવી. મશાલના પ્રકાશમાં કાપાલિકને જે જોવું'તું તે ધ્યાનથી જોઇ લીધું અને નિશ્ચિંત બની, દીકરીને મશાલ ધરી રાખવાનું કહી અંદર પેઠો. સૂતેલા મુસાફરને પગોટું પકડી ધુણાવ્યો. મુસાફર કાચી ઊંઘમાંથી સફાળો જાગી ઊઠયો. ને અર્ધ બેભાન સ્થિતિમાં બબડયો, "મને–મને—"

કાપાલિકે તેના બોલવાની રાહ ન જોતાં, તેને પગોટું પકડી ઝટ ઊભો કરી દીધો. મુસાફરના હાથ–પગ તો દોરડાંથી બાંધેલા જ હતા અને તેનો લાંબો છેડો જાળિયાંના સળીઆ પર બાંધ્યો હતો.

"કોણ—?"

"પાછો ભૂલી ગયો ? એ તો હું કાપાલિક !"

"કાપાલિક પ્રભુ ! મને મીઠી નિદ્રામાંથી શા માટે જગાડયો ?"

"તું પાછો મોટો રાજાધિરાજ ખરોક ને કે તને વળી ઊંઘમાંથી ય ન જગાડી શકાય !"

"કાપાલિક પ્રભુ ! હું ઊંઘમાં ખરેખર રાજાધિરાજ જ બન્યો તો ! સુવર્ણ–રત્નમણિમંડિત સિંહાસન પર જાણે હું બેઠો છું. અને મને કેટલાક માણસો છત્ર ધરી, ચામર ઉરાડી રહ્યા છે. મારા નામની, છડી પોકારાઇ ને હું ભરેલો દરબાર બરખાસ્ત કરવાને ઊઠયો ત્યાં તો, સાચે જ તમે મને ઊંઘમાંથી ઊભો કરી દીધો !"

"અમે આડી લીંટીના નહીં પણ ઊભી લીંટીના પૂજારીઓ છીએ–અમારી સમક્ષ દુનિયાની કોઇપણ ચીજ આડી થઇ કે તરત અમો કાપાલિક તેનું પગોટું પકડી ફટ ઊભી કરી દઇએ–અમારી સામે દરેક દુન્યવી વસ્તુ ઊભી–હાજરાહજૂર જ રહેવી જોઇએ ! વારૂ, એ તમારૂં સ્વપ્ન સાંભળવાની મને ફુરસદ નથી ! હું તો તમને મુક્ત કરવા આવ્યો છું."

" તો છોડી દોને કે અમો અમારે પંથે પડીએ ! "

" આટલા દિવસ તમને સોનાને કોળીએ ખવડાવ્યુ, અને હવે આજે તમારી પૂજા કરી તમને છોડી દેવાના છે. "

" સોનાને કોળીએ ખવડાવ્યું 'તું ને કાથીને મજબૂત દોરડે હાથ પગ બાંધી રાખ્યા'તા એટલે કિં અમારા શરીરમાં કે બળમાં વધારો થયો નથી ! "

" મુસાફર ! તને વાદવિવાદ કરવાની બહુ જ ખરાબ ખાસિયત છે, તારા કરતાં તો પેલી જુવાન છોકરી નરમ છે ! તને તે દિવસે રાત્રે કૂવામાંથી ન કાઢયો હોત તોજ ઠીક થાત ! તારી જીભને જરાય લગામ નથી ! "

" અને લગામ નથી એટલે જ તમે અત્યારે ફાવી ગયા છો ! "

" નહીંતર,—" એમ કહી કાપાલિકે ક્રોધથી મુસાફરનો ખભો પકડી તેને હચમચાવી નાખ્યો.

" નહીંતર ? નહીંતર ઊંધી ધાણીએ તમારા જેવા હરામખોરોને પીલી નાંખત પણ શુ કઈ કે......! "

" બસ, બસ, કરવાનું હોય તે પછી કરી લેજે હમણાં તો ચાલ સાથે. " કાપાલિકે જાળીએથી દોરડું છોડી લીધું, અને મુસાફરને લઇ પેલી યુવતી–સોહાગિનીને તેડી લાવવા માટે દીકરીને કહ્યું. ભૈરવી અંદર ગઇ, અને કેટલીક વારે યુવતીને લઇ બહાર આવી. સોહાગિની-ના હાથ–પગ બાંધ્યા ન્હોતા.

પેલી મશાલદીવી સામેના કૂવામાંથી મુસાફર અને સોહાગિનીને બહાર કાઢી, બન્નેને જુદા રાખ્યા'તા. બન્ને જુદા હોવા છતાંય પેલા અસ્વભાવિક ઊંચાઇના જાળિયાની મદદથી પેટ ભરીને વાતો કરતા હતા.

યુવતીએ મુસાફરને તેનું નામ કહેવાના ઘણાય પ્રયત્નો કર્યાં છતાંય તેણે " મુસાફર " સિવાય બીજું નામ જ ન્હોતું આપ્યું.

મુસાફર સોહાગિનીને સારી રીતે ઓળખી શક્યો હતો, પણ સોહાગિની મુસાફરને હજુય ઓળખી શકી ન હતી. પોતાના પરિચયના પ્રશ્નના પ્રત્યુત્તરમાં તે ફક્ત એટલું જ કહેતો કે, " સમય આવે આપોઆપ મારી તમને ઓળખાણ પડશે. "

કાપાલિકની સરદારી નીચે આપણી આ ત્રિપુટીએ ચાલવા માંડયું. વચમાં ઝૂંપડું આવ્યું. પિતાની રજાથી ભૈરવી પૂજાપો લેવા પાછળ રહી ગઇ, પણ તેઓ સમુદ્રકાંઠે પહોચ્યો જાય તે પહેલાં તો તે તેમની બધાંની સાથે થઇ ગઇ.

સર્વ મંડળ ભેખડોની નીચેના, બે ઊભા ભેખડોના ખીણુની મધ્યમાં આવેલા સ્મશાન કાંઠે આવી પહોંચ્યું.

આ સ્મશાન જ મલની અસભ્ય જ મલી જાતિના લોકનું હતું ઘડીકમાં ખાડા તો ઘડીકમાં ટેકરા, આમ સ્મશાનભૂમિ સર્વત્ર અવ્યવસ્થિત હતી. માર્ગમાં ઠેર ઠેર થોર ને બાવળિયાના ઠુમસા, ઊભેલાં ભાસતા હતા. દૂર દૂર શિયાળવાંની ચીસો સંસારના અનુભવથી ઘડાયેલા માનવી-હૃદયમાં ભય, શંકા અને કાયરતા ઉપજાવતી હતી.

બાલકની નિર્દોષતા ભયમાં ભગવાન જુએ છે અને દુન્યવી હરામખોર મનુષ્યની આંખો, ભયમાં ભૈરવ યમરાજ જુએ છે.

સ્મશાનની મધ્યભૂમિ પર એક બિસ્માર હાલતમાં નાની કબર હતી તેની ચારે બાજુ ફરતી વેંતવેંતની ઓટલી હતી, તે ઓટલીની ચારે બાજુએ, ચાર મૃતિકાપાત્રોમાં ચાર દીવા બળતા હતા, તે સ્મશાન કાંઠે માનવજીવનના મુદ્રાલેખ જેવા ધર્મ, અર્થ, કામ અને મોક્ષની મૂર્તિમંત ચતુર્જ્યોત સભા ભાસતા હતા. કબરની ડાબી બાજુ પર એક સતી માતાની પુરાણી અડધી જમીનમાં દટાઇ ગયેલી ડેરી હતી અને ડેરીની ચારે બાજુએ અવ્યવસ્થિત

ગોળાકારમાં થોરીઆ ઊગી નીકળ્યા'તા. આ બધાથી પાંચ-દશ હાથને છેટે એક પત્રો વિનાનું બોડું, એકમેકમાં જગત-માયાની માફક ગૂંચાયલા ડાળખાવાળું ઠીંગણું એક ઝાડ જેની ડાળખીઓ પર મેલારૂધિર અને પરુનાં ડાઘાવાળાં ગંદા અસંખ્ય ચીંથરાં લટકતાં'તાં. એ ઝાડની નીચે હમણાં થોડીવાર ઉપર જ એક નાનું કુમળું બાલક દાટેલું હશે એમ માટીના ટેકરાથી ભાસતું હતું. ટેકરાને પાંચેક શિયાળવા ખોદવાનો પ્રયાસ કરતા હતા.

આવી પળોએ કાપાલિકે પોતાના મહામંડળ સહિત, સ્મશાન-પ્રાન્ત પર પ્રવેશ કર્યો.

કાપાલિકની પૂંઠ એક નિભાગી શિયાળવાએ પકડી. શુકન-અપશુકનને માનનારા કાપાલિકે એ દૃશ્યને અપશુકન ગણી, તરતજ સિદ્ધિનું પ્રથમ સોપાન ચઢાવવાને એ શિયાળવાનો ભોગ આપ્યો. તેણે તલ્વાર વીંઝી, ને શિયાળવાના શરીરના એકજ ઝટકે બે કટકા થઇ ગયા. પ્રથમ પગલેજ પોતાની અસિને રૂધીરથી રંજિત જોઇ, કાપાલિક ખૂશ થયો, અને બે હથેલી પર તલ્વારને રાખી નમન કર્યું.

સર્વ મંડળ કબર પાસે આવી પહોંચ્યુ. આવે સમયે આકાશ-માંથી તારાઓ નાસી ગયા હતા અને ચન્દ્ર તો ઊગ્યોજ નહોતો.

કાપાલિકે સોહાગિની અને મુસાફરને પતિ-પત્નીની માફક ડાબા-જમણી ઊભા રાખી રૂધિર-રંગિત અક્ષતથી પૂજા કરી, અને રૂધિર જેવા લાલ રંગનાં, પુષ્પો માથા પર ચઢાવ્યાં, અને તેમની પાસે આવી, બન્નેના હાથ એકમેકમાં મેળવી આપવાની-હસ્તમેળાપની તૈયારી કરી.

મુસાફર ચેતી ગયો. કાપાલિકના હાથમાંથી જોર કરી પોતાનો હસ્ત છોડાવી લેવાનો પ્રયાસ કરતો'તો જ્યારે બિચારી નવયૌવના તો બોલ્યા ચાલ્યા વગર સ્થિર જ ઊભી રહી.

મુસાફર બોલ્યો, " અમે ભાઇ-બ્હેન છીએ."

કાપાલિકે કહ્યુ, "વાંધો નહીં-હમણાં ઘડીભરમાં હું તમને પતિ-પત્ની બનાવી દઉ છું." એમ બોલી રાક્ષસી બળવાળા કાપાલિકે બન્નેના જોરજુલ્મથી હાથ મેળવ્યા. અને યુવતી ચિત્કાર-પોકાર કરી બોલી ઊઠી, " ઓ નરપિશાચ ! આવુ અધર્મ-કર્મ ?"

" મને બેવડો લાભ થાય છે તેથી-આવું જોડલું ફરી ક્યાં હાથ લાગવાનું છે ? એ તો કાપાલિક-વારુ, ચાલો થયુ-ચયું ! હવે, જરા ભગવતી ભૈરવીને વંદન કરો !"

મુસાફરે પૂછ્યું, " વળી ભગવતી ભૈરવી કયી ?"

" આ આકાશમાં અનંત રૂપે રમે છે તે-આ પાણીમાં પ્રવાહ-વેગ રૂપે વહે છે તે-આ પવનમાં નાદરૂપે નાચે છે તે !"

" આ રીતે તો આખું ત્રિભુવન ભૈરવી-ભગવતીમય છે !" મુસાફરે કહ્યું.

" બરાબર છે ! બરાબર છે !" કાપાલિકે આનંદ પ્રદર્શિત કર્યો

" સોહાગિની ! નમન કર, ભગવતી ભૈરવીને !" મુસાફરે અને સોહાગિનીએ મસ્તક નમાવ્યુ.

કાલમૂર્તિ કાપાલિકે હાથમાંની ખડગ ઉગામી અને ઝાટકો માર્યો-પણ અરે, આ શું ?

હાથમાંથી ખડગ છટકી ગઈ, અને સ્મશાન પ્રાન્ત પર આઘે જઇ પડી.

કાપાલિકની પૂઠેથી એક યોગી તેની સમક્ષ આવી ઊભો. આકૃતિમાં તે જાણે કે, જમ્બુદ્વીપની ઔજ્વલ્ય જ્યોતિ સમાન.

" કાપાલિક ! લે આ અસિ !" યોગીએ હાથ લંબાવ્યો.

" એ તલ્વાર ભ્રષ્ટ છે !" કાપાલિકે કહ્યું.

યોગીએ સ્મશાન પ્રાન્તપર આઘે પડેલી તલ્વાર લાવી હાથમાં આપતાં કહ્યું, " અને લે ત્યારે આ તારી તલ્વાર. "

કાપાલિકે ઊંચું જોયું ને પૂછ્યું " તમે કોણ છો ? "

યોગીએ તેનો જવાબ આપતાં પ્રશ્ન પૂછ્યો. " તું કોણ છે ? "

" ભૈરવીનો ઉપાસક "

" ભૈરવી કોણ છે ? "

" માતા—મહામાયા ! "

" અને તે તારી માતાને ભોગ આપવાને આ જીવતાં મનુષ્ય રૂપી ઘેટાં લઇ આવ્યો છે ખરૂં ને ? "

" હું નથી આપતો—ભોગ ભૈરવી માગે છે. "

" તો આપ ભોગ—પછી હું તારો ભોગ આપું ! "

" હું તો સિદ્ધ છું ! " કાપાલિક ગર્વથી બોલ્યો.

" અને હું સિદ્ધોનો દાસ છું ! "

" તો આઘા ખસી જાવ—મને મારૂં કર્મ કરવા દો ! કર્મ—અકર્મ ધર્મ—અધર્મ, નામ—નાશ એ સર્વનો ભેદ હુ જાણું છું ! "

" અને તેથી જ તું ભોગ આપી રહ્યો છું ? જગતની પાલકમાતા બાલકને મારી ખાય ખરી કે ?—મૂર્ખ—મતિમંદ ! લે આ સાચી અસિ ! અને અજમાવ તારા જીવનનો છેલ્લો દાવ ! "

કાપાલિક સિદ્ધિમાં મોહાંધ હતો. તેણે અસિ ઝડપી લીધી.

યોગીએ કહ્યું, " હું ધારૂં છું કે, ભૈરવીના ભોગમાં તો બત્રીશ લક્ષણો મનુષ્ય જોઇએ ખરૂ ને ? "

" મેં તેની પહેલેથી જ તપાસ કરી લીધી છે ! આના પગને તળીયે પદ્મનુ નિશાન છે, અને આ ભીના..." એમ કહી બોલવાનું

બંધ કરી તલ્વારનો ઝટકો મારવા તલ્વાર ઉગામી. પણ ઉગામેલો હાથ ઊંચેજ સ્થિર થઇ ગયો. ન તો પાછો ખસે કે ન આગળ ધસે. બીજો હાથ મદદ માટે ઊંચો કર્યો ને મૂઠ પર મૂઠ મૂકી, તે પણ ત્યાંજ ચોંટી ગયો. શરીર પણ સ્થિર બની ગયું. યોગિએ સોહાગિની–મુસાફર અને ભૈરવીને લઇ મૂંગે મોઢે ત્યાંથી ચાલવા માડયું.

મુસાફરે ચાલતાં ચાલતાં નમસ્કાર કર્યો ને વાત શરૂ કરી, "કોણ, બાપ્પા ! જિનેન્દ્રજી ?"

"હા, ગુર્જરપતિ"

"આપને પ્રભુએ જ મોકલ્યા–અને તેય ખરા અણીના અવસરે !" "આ સાથેનાં કુમાર કોણ છે ?"

"એક તો આપણા ખંભાતના ઉદાના દીકરા વાગ્ભટ્ટની પત્ની. તે પાટણ બાપને ત્યાં જતી'તી–ત્યાં રસ્તામાં જહાજ ડૂબ્યુ–બધાં મરી પરવાર્યાં–અને બિચારી સોમજોગે એકલી પડીને કાપાલિકના પંઝામાં સપડાઇ પડી. અમો દૈવયોગેજ ખંડિયેર કૂવામાં ભેગાં થઇ ગયાં–કૂવામાં પાણી તો ન્હોતું–પણ ઊંડો ને પ્હોળો–ઉપર ઊગેલું ઘાસ; તે એ ય ભૂલી તેમ હુંય ભૂલ્યો. અને ત્યાંથી આ નરપિશાચના હાથમાં પડયા, અને આપે બચાવ્યા. આ બીજી વ્યક્તિ કાપાલિક કન્યા છે. એનું નામ ભૈરવી છે !"

"વારૂ, હવે ક્યાં જવું છે ?"

"બાપ્પા ! ભાગ્ય દોરી જાય ત્યાં–પાટણની શી ખબર છે ?"

"તારા નાસી જવા બદલ મને શિક્ષા મળી. મને શિક્ષા કરવા જતાં જયસિંહને જ શિક્ષા થવાનો સમય આવી લાગ્યો. પ્રજા મારો પત્તો નહિં મળવાથી ઉશ્કેરાઇ–હુલ્લડ કર્યું–મઢવીને જરાક ગોઝ્યો–કૃષ્ણ તથા મજેંદ્રે શાન્ત કર્યું–પટ્ટરાણી લીલાદેવીએ શોભાગણ સ્વરૂપે સ્વર્ગગમન કર્યું છે–જયસિંહને હવે જીવન અકારૂં લાગે છે.

પાટણનો થાંભલો મુંજાલ મંત્રી પણ પડયો. ઉશ્કેરાયલી પ્રજા, મંત્રીના મૃત્યુની દીલગીરીમાં શાન્ત પડી ગઈ. ટૂંકમાં જયસિંહનું જીવન હવે કઠિણ છે. માટે હવે જ્યાં રખડો ત્યાં રહી પાટણ તરફ ઝીણી નજર રાખજો. "

" આ સોહાગિની–ભૈરવીનું શું કરવું ? "

" લાવ મારી પાસ–હું એને એના બાપને પાટણ પહોંચાડીશ."

" પણ ભૈરવીને કયા બાપને ત્યાં ? "

" કુમારપાળ ! ગભરાય છે શા માટે ? હું એનો પાલક પિતા બનીશ, લાવ મને સોંપી દે ! "

" તો યતીશ્વર ! બન્નેની યોગ્ય વ્યવસ્થા કરજો "–હું જાઉં છું ! " સોહાગિની ! જિનેન્દ્રપ્રભુની સાથે જા ! તે તને તારા પિતાશ્રીને ત્યાં સહિસલામત પહોંચાડી દેશે ! " કુમારપાળે સોહાગિની તરફ નજર કરી, અને જોયું કે સોહાગિની મૂંગી મૂંગી આંસુ સારી રહી હતી. કુમારપાળે પૂછયું, " સોહાગિની ! તું રડે છે ? " સોહાગિનીએ જવાબ ન આપતાં ફુસકાં ભરી ભરી વધારે રડવા માંડયું. કુમારે ફરી પૂછ્યુ, " પણ તું રડે છે શાં માટે ? "

યતીશ્વર તો આ દશ્ય જોઇ દિંગમુઢ અને અવાક્‌જ બની ગયા. સોહાગિનીએ જબાન ખોલી ને બોલી, " હું યતીશ્વર સાથે પાટણ નહીં જાઉં. "

" તો બીજે કયાં જશે ? " કુમારપાળે સાશ્ચર્ય પ્રશ્ન પૂછયો.

" પ્રભુની પાછળ ! "

" પ્રભુની પાછળ ?–સોહાગિની ! સોહાગિની ! તું ગાંડી તો નથી થઇ ને ? "

" મને કાપાલિકના અધર્મ–કર્મે ગાંડી બનાવી છે ! "

" કાપાલિકના પંજામાંથી તો આપણે જિનેન્દ્ર પ્રભુની કૃપાથી સહીસલામત છૂટી ગયા છીએ પછી શુ ? તું પાટણ જા, અને..."

કુમાર પોતાનું બોલવું પૂરું કરે તે પહેલાં તો અધીરી સોહાગિની વચમાં જ બોલી ઉઠી, " કુમાર ! હું પ્રતિકૂલ પ્રસંગને લીધે યતીશ્વરની પણ આમન્યા અત્યારે નહીં સાચવી શકું. જેને માટે તેઓ મને ક્ષમા આપશે. કુમાર ! પેલા નરપિશાચે તમારો ને મારો હસ્ત-મેલાપ કર્યો છે એ ભૂલશો મા ! "

" અરે, પણ ઘેલી ! એ કયાં સ્વેચ્છાથી હતો ? "

" હું એક પરિણિતા યુવતી છું એ ભૂલી ગયા લાગો છો કુમાર ? " યુવતીએ કાતર કંઠે કહ્યું.

" અને સોહાગિની ! હું પણ પરિણિત છું. "

" તો શું મારે એને પરણવું ? "

" અરે, એવું અઘટિત શા માટે બોલે છે ? "

" તો તમે મારા જેવી કલંકિતાને પિતાને ત્યાં શા માટે જવાનો આગ્રહ કરો છો ? "

" પણ સોહાગિની ! તો તું બીજે જશે કયાં ? ચાલ, ખંભાત આવવું છે ? તારા સાસરે પહોંચાડું-ચાલ, મારી સાથે ! ધર્મની કેટલીક બાબતમાં મુસાફરી અને પરદેશ-પર્યટનના પ્રસંગોમાં છુટછાટ મૂકવી પડે છે ! "

" એટલે તમે શું કહેવા માંગો છો ? "

" પિતાને ત્યાં જા-કાં તો સાસરે જા ! "

" મારા જેવી કલંકિતાને માટે પિતાનું ઘર ? અને સાસરું ! એ બેમાંથી કશુંય ન હોય ! મને રખડી રઝળી મરવા દો અને મારા પાપનું પૂરું પ્રાયશ્ચિત કરવા દો ! "

" સોહાગિની ! અજાણતાં થયેલું કર્મ પાપ ન કહેવાય ! " કુમારે કહ્યું.

" બરાબર છે ત્યારે શું મહાપુણ્ય કહેવાય ! એક સોહાગિનીને બે લગ્ન ! કુમારપાળ અને વાગ્ભટ્ટ બેની જોડે હસ્તમેલાપ !-હું

જાઉં છું !—પ્રભુ જાણે હવે ક્યારે આપણો ફરી મેલાપ થશે !" આમ કહી સોહાગિનીએ ચાલવા માંડયું.

કુમારે બૂમો પાડી, " સોહાગિની ! સોહાગિની ! આવી ગાંડાઇ ન કર—પાછી ફર, નાહક શા માટે સંકટ માથે વ્હોરી લે છે ?"

સોહાગિનીએ કુમારપાળના શબ્દો કાને ન ધર્યો, અને અત્યાર-સુધી શાંત ઊભેલી કાપાલિક કન્યા પણ સોહાગિનીની પૂંઠળ દોડી, અને પોકાર કરવા લાગી, " બ્હેન, મને સાથે લેતી જા—મારે પાટણ નથી જવુ—હુ જ ગલી છું—અને જ ગલમાં જ મરીશ—સોહાગિની બ્હેન રે !" આમ પોકાર કરતી કરતી ભૈરવી પણ સોહાગિની પાછળ દોડી, અને સ્મશાનની પાછળના ગીચ અરણ્યમાં અંધકારમાં બન્ને બ્હેનો અદ્દશ્ય થઇ ગઇ.

કુમારપાળ આ દૃશ્ય જોઇ ઘડીભર નિઃસ્તબ્ધ જ બની ગયો.

જિનેન્દ્રએ કહ્યું, " કુમારપાળ ! તું શા માટે ચિન્તા કરે છે ? એમના સંચિત કર્મો એવા, તેમાં તારો શો વાંક ? તેં તો બન્નેને બચાવ્યા પણ એમના નસીબમાંજ ગહન ગિરી—ગ્હ્વરોમાં અને અરણ્યમાંજ ભટકવાનું લખ્યું હશે !"

" યતીશ્વર ! ભૈરવી જંગલમાં જીવી શકશે—મને દયા આવે છે સોહાગિનીની ! એની કોમળ કાયાને કેટલાં કષ્ટ પડશે ?"

" કુમાર ! તેં તારી ફરજ બજાવી છે."

" પણ મેં એનું જીવન......" કુમારપાળ વાક્ય પુરૂં કરે તે પહેલાં તો યતીશ્વરે ઉતાવળા શબ્દોમાં કહ્યું, "કુમાર ! ન્હાસ ! ન્હાસ ! સિદ્ધરાજના......"

જોતજોતામાં તો બે ઘોડેસ્વારો ભેખડોની ખીણમાંથી બહાર નીકળી આવ્યા. અને ચારે બાજુ શોધ કરવા માંડી. પણ ઘોડેસ્વારો ખીણના સાંકડા માર્ગમાંથી સમુદ્રકાંઠા પરના સપાટ માર્ગ પર આવી પહોંચે તે પહેલાં તો યતિ અને ગૂર્જરપતિ બન્ને જુદે જુદે માર્ગે અદ્દશ્ય થઇ ગયા.

## પ્રકરણ ૧૨ મું

## ઉદયન અને હેમસુરિ

ગુજરાતના પાટનગર પાટણમાં પસરેલા જૈનોના અસંતોષના સંદેશા ખંભાતના હાકેમ ઉદયન પાસે સિદ્ધરાજ મહારાજે તરફથી આવી પહોંચ્યા.

ગુજરાતનો સિદ્ધચક્રવર્તિ રાજાધિરાજ—તથા તેનો રાજમુકુટ ઉદયનને ડોલતો ભાસ્યો.

ગુજરાતનું ભાવિ—ચિત્ર તેની કલ્પનામાં પ્રતિબિંબ થઇ ગયું.

ગુજરાતનો મહામુખો ઉદયન કે એમ ગભરાઇ જાય એવો પોચો ગુજ્જર વાણિયો ન હતો—તેના પેટમાં મારવાડની મરૂભૂમિનું પહાડી—પાણી બોલતું હતું—અને સાથે સાથે વૃદ્ધાવસ્થાના પાશમાં સપડાયા છતાંય વર્ષો સુધી સાચવી રાખેલી એકાદ મહત્ત્વાકાંક્ષાને સિધ્ધ કરવાને તેનું મન કદિક કદિક સ્વાનંદમાં આવી જઇ ડોલતું હતું!—પણ એ મહત્ત્વાકાંક્ષા તેના અને હેમસુરિના સિવાય આ સંસારમાં કોઇ જ જાણતું નહોતુ. એ વર્ષોથી સંઘરેલી મહત્ત્વાકાંક્ષાને સિદ્ધ કરવાનો જાણે કે, આજે દાવ આવ્યો હોય તેમ તેનું મર્કટ મન ઊછળ્યું, કૂદ્યું અને અંતે નાચવા માંડયું.

ઉદયને પોતાના દિવાનખાનામાં બેસી પાટણથી આવેલો સિદ્ધરાજ મહારાજનો સંદેશો વાંચ્યો અને પાછી કાગળની સાચવીને ઘડી કરી અંગરખાના ગજવામાં મૂકી દીધી. સંદેશો આવતાં પહેલાં તેણે હેમસૂરિના ઉપાશ્રયમાં રોજના કાર્યક્રમાનુસાર થતા પ્રવચનમાં જવાની તૈયારી કરી હતી, એ અરસામાં તેનો સંદેશો મળ્યો, અને ઉપાશ્રય તરફ જવા નીકળ્યો.

સ્તંભતીર્થ ( ખંભાત )માં હેમસૂરિનો ઉપાશ્રય મોટામાં મોટો ગણાતો હતો. હેમસૂરિ જ્યારે ન્હાના હતા, ત્યારે ઉદયનનું કહેવું સાંભળતા, પણ અત્યારે તો સર્વશાસ્ત્રવિશારદ, વ્યાકરણાચાર્ય, કલિકાલ સર્વજ્ઞ. ભગવાન, મહાબાહુ, સંઘસ્થવીર હેમસૂરિનું કહેવું સ્તંભતીર્થનો મહાસૂબો ઉદયન સાંભળતો, અને માનતો હતો. તે જમાનામાં હેમસૂરિ એટલે સર્વજ્ઞ. તેના પિતાનું નામ ચાચિંગ અને તેમની માતાનું નામ પાહિની હતું. પાહિનીએ સંવત ૧૧૪૫ના કાર્તિક સુદિ ૧૫ ના રોજ એ મહાપુરૂષને જન્મ આપ્યો. ધંધુકા તેમનું વતન—અને ગ્નાતે મોઢવણિક. હેમસુરિનું શૈશવાવસ્થામાં ચાંગદેવ નામ હતું. એકદા દેવચન્દ્ર નામના એક જૈનાચાર્ય પાટણથી ધંધુકામાં આવી મોઢ વસાહિકાના ઉપાશ્રયમાં ઊતર્યા હતા. તે વખતે ચાંગદેવની ઉમ્મર પાંચજ વર્ષની હતી. તે પોતાની માતા સાથે મોઢ વસાહિકામાં બીજાં નાનાં નાનાં બાલકો સાથે રમત કરી રહ્યો હતો. રમતાં રમતાં ચાંગદેવ પાસેના ઉપાશ્રયમાં જઇ આચાર્યની ગાદી ઉપર ચડી બેઠો. આચાર્યને તે બાલકની મુખાકૃતિ, હિંમત, ચપળતા અને સામુદ્રિક લક્ષણો જોતાં એમ લાગ્યું કે જો આ બાલક દીક્ષા ગ્રહણ કરે તો ભવિષ્યમાં એ મહા ધર્મધુરંધર થાય અને કલિયુગમાં કૃતયુગ પ્રવર્તાવે. ત્યારબાદ આખા સંઘને એકઠો કરી, સાથે લઇ આચાર્ય ચાચિંગને ઘેર ગયા.

ચાચિંગ શેઠ બહારગામ ગયા હતા. એટલે તેમની પત્નિ પાહિનીએ સંઘનો યોગ્ય સત્કાર કર્યો. કેટલીક વાત બાદ સંઘે આચાર્યજીને ચાંગદેવને સોંપવાનું કહ્યું. ધર્મીષ્ઠ બાઇએ પતિની આજ્ઞા લીધા વિનાજ ચાંગદેવને આચાર્યના ચરણુમાં ધરી દીધો. આચાર્યે બાલકની માતાને આશીર્વચન આપ્યા અને થોડો વખત ગયે ચાંગદેવને લઇ કર્ણાવટી આવી પહોંચ્યા. ત્યાં તેને ઉદયન મંત્રીના છોકરા સાથે રાખવાની પૂર્ણ વ્યવસ્થા કરી. ચાચિંગ બહારગામથી આવી પહોંચ્યા અને પુત્રને ઘરમાં ન જોતાં સ્રીને પૂછયું. સ્રીએ કહ્યું કે, મેં તો આચાર્યને સોંપી દીધો છે. તેથી પત્ની પર ઘણુાજ ક્રોધે ભરાયા, અને પુત્ર-સુખદર્શન ન થાય ત્યાંસુધી અનાહાર રહેવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. પુત્રની શોધમાં કર્ણાવટી આવી પહોંચ્યા. આચાર્યની પાસે પુત્રની યાચના કરી. આચાર્યે ચાચિંગ શેઠને એવી તો સરસ રીતે સમજાવ્યા કે, તેમણે પોતેજ કહ્યું. " મહારાજ ! હવે એ પુત્ર મને ન ખપે ! એ તો આજથી જગતનું ધન થઇ ચૂકયુ ! " શેઠ સ્વેચ્છાથીજ પુત્ર ચાંગદેવને આચાર્યના શરણુમાં સુપ્રત કરી ધંધુકે પાછા ફર્યાં.

ચાંગદેવ આઠ વર્ષના થયા. ત્યારે દેવચન્દ્રસૂરિએ દીક્ષા આપી તેમનું નામ સોમદેવ પાડયું. સોમદેવે પ્રખર વિદ્વતા પ્રાપ્ત કરી. પછી તેમની વિદ્વતાથી વિમુગ્ધ બની દેવચન્દ્રસૂરિએ તેમને આચાર્યપદ સંવત ૧૧૬૬માં આપી હેમચન્દ્ર તેમનુ નામ (સોનાનો ચન્દ્ર) પાડયું. એકવીશ વર્ષની યુવાન ઉમ્મરે તો હેમચન્દ્રજીએ સર્વ શાસ્ત્ર અને સિદ્ધાન્તોમાં પ્રાવિણ્ય પ્રાપ્ત કર્યું. તેમની વિદ્વતાથી સિદ્ધરાજ પણુ તેમને માન આપતા. સિદ્ધરાજને જૈન ધર્મ પસંદ નહોતો, અને કોઇ કોઇ વાર તો તે જૈનધર્મનું ઉઘાડું અપમાન પણુ કરતો; તો પણુ હેમચન્દ્રસૂરિ પોતાનાં કળવિકળ, જ્ઞાન અને ડહાપણુથી તેને પ્રસન્ન રાખતા. કેટલીકવાર તો તેમની ભક્તિ અને નમ્રતા જોઇ સિદ્ધરાજને પણુ પાછળથી પસ્તાવો થતો અને માફી માંગતો. હેમચન્દ્રજીએ

પંચાંગી વ્યાકરણ રચ્યું હતું તેની સાથે સિદ્ધરાજ તથા પોતાનું નામ યુક્ત કરી " સિદ્ધહેમ " નામ રાખ્યું હતું,

આવા મહાન ધર્મધુરંધરની પાસે ઉદયન આવી પહોંચ્યો, સૂરિજીએ પણ તેનો સત્કાર કર્યો. અવસ્થાને અંગે ઉદયનનું ચિત્ત કેંક અંશે ધર્માભ્યાસ અને વ્રત–પાલન તરફ વળ્યું હતું. રોજ પ્રભાતે તે ઉપાશ્રયમાં પ્રવચન સાંભળવા આવતો.

પ્રવચન સંપૂર્ણ થતાં, સર્વ શ્રોતામંડળ વેરાઇ ગયું ફક્ત યતિ-જનો અને હેમચન્દ્રજી તથા ઉદયન જ ઉપાશ્રયમાં હતા.

સૂરિજીએ પોતાના આસન પર બેઠા બેઠાજ પ્રશ્ન પૂછયો, " કેમ, મંત્રીજી ! કુશળ તો છો ને ?"

" મહારાજ ! સ્તંભતીર્થ તો કુશળ છે પણ પાટણમાં મૂશળ પેઠું છે !"

" કેમ પાટણની કંઈ નવીન ખબર છે ?"

" હમણાં પાટણમાં નવીનનીજ પરંપરા ચાલી રહી છે!"

" નવીનની પરંપરા ?" સૂરિજીએ આશ્ચર્યતાથી પૂછયું.

" હાજી, જૈનો કિસ્કેરાયા છે–જિનેન્દ્રપ્રભુ અદશ્ય થયા છે–મહામંત્રી મુંજાલ દેવલોક પામ્યા છે–પટરાણી લીલાદેવી પણ મૃત્યુ પામ્યાં છે—અને—"

" મંત્રીજી ! એમાં તમને શું આશ્ચર્ય લાગે છે ? "

" મહારાજ ! અમારા જેવા સામાન્ય મનુષ્યો તો ગભરાઇ જાય, ગભરાઇ ! "

" એમજ બનવાનું હતું–અને ક્રમાનુક્રમે બન્યું જાય છે ! "

" મહારાજ ! આપથી શું અજાણ્યું હોય ? "

" બીજી ખબર ? "

" બાપજી ! મારા મોટા દીકરાની વહુ—આપણી પાટણના પેલા પાનાશેઠની દીકરી સોહાગિનીને રહેવાને મે ખભાત બોલાવી'તી, અને માણસો સાથે જહાજમાં પાછી મોકલી જહાજ રસ્તામાં જ ડૂબી ગયું—જેનો હજુય પત્તો નથી ! "

" મંત્રીજી ! જિનેન્દ્રજીનો સંદેશો આવ્યો છે કે સોહાગિની અને કુમારપાળ બન્ને કાપાલિક નરપિશાચના પંઝામાં સપડાયા હતા, અને સાક્ષાત મૃત્યુના મુખમાંથીજ તેમણે તે બન્નેને બચાવ્યા છે. પણ અમુક કારણોને લઇને સોહાગિની અને ભૈરવી નામની કાપાલિક કન્યા બન્ને અરણ્યમાં અદશ્ય થઇ ગયા છે. શા કારણથી તે કંઈ પણ, પત્રમાં તેમણે જણાવ્યું નથી ! એટલે એ બાબત પર શું વધુ પ્રકાશ પાડી કહી શકીએ ? " હેમસૂરિજીએ પોતાના જાણમાં આવેલી હકીકત કહી સંભળાવી.

" મહારાજ ! મારૂં તો કાળજું ધબકે છે ! બાપજી ! પારકાની છોકરી એટલે ચિંતા કેમ ન થાય ! એના બાપને હું શું જવાબ આપીશ ? હજુય આવા કાપાલિકોનો ત્રાસ રસ્તામાં છે ? "

" કેમ, ન હોય ! દુનિયામાં કાળું ને ધોળું સાથેજ રહેવાનું. શ્યામ વિના શ્વેતની કિંમત શી ? શ્યામ ન હોય તો શ્વેતનું મૂલ્યજ ન અંકાય ! દુર્જન ન હોય તો સજ્જનની કસોટી કર્યાં થાય ? કસોટી કરવાનો પત્થર કાળો હોય છે, છતાં સુવર્ણને પોતાની શુદ્ધતા સિદ્ધ કરવાને માટે એ કાળી કસોટી પર પણ ઘસાવું પડે છે. એક વખત શુદ્ધતા સિદ્ધ થઇ એટલે થયુ, ગંગા ન્હાયા. ઉદયન ! એ જ્યાં હશે ત્યાં સુખી હશે. મહિના માસમાં એનો પત્તો લાગશે. જિનેન્દ્રજીને મેં એની શોધ કરવાને ચાંપતા ઉપાયો લેવા લખ્યું છે. વારૂ, સિદ્ધરાજ મહારાજના શા સમાચાર છે ? "

સોહાગિની માટે ઉદાના મનમાં તો ઘણી જ ચિંતા થતી'તી, પણ

હેમસૂરિજીનું કહેવું સાંભળવા સિવાય બીજો ઉપાય ન્હોતો. તે બોલ્યો, "સિદ્ધરાજ મહારાજ માંદા પડી ગયા છે"

"ઉદયન ! હવે—" સૂરિજી આગળ કૈંક કહેવા જતા'તા પણ અડધેથીજ અટકી ગયા.

"મહારાજ ! હવે શું ?—ને અટક્યા કેમ ?—"

"નારે, કંઈજ એવું ખાસ નથી !"

"મહારાજ ! કંઈજ એવું ખાસ ન હોય તો તમો અટકોજ શા માટે ? મહારાજ ! મને કહેવામાં વાંધા જેવું લાગતું હોય તો ના કહેશો—મને કોઇની વાતમાં બહુ માથું મારવાની અસલથીજ ઓછી ટેવ છે ?"

"અરે, એ તો સિદ્ધરાજ જયસિંહ બાબત મને કંઈક ઓચિંતો જ વિચાર સ્ફુર્યો."

"શું વિચાર સ્ફુર્યો મહારાજ ?"

"એજ કે—"

"કેમ ? અટક્યા કેમ મહારાજ ?"

"વિચાર બહુ જ વિપરિત છે !"

"તો તો મહારાજ ! હું જાણવાની જીદ નથી કરતો ! મારે સાંભળવા લાયક હોય તોજ કહેજો !"

"સાંભળવા કે કહેવા લાયકનો સવાલ નથી ! પણ સવાલ છે વિચારની ભયંકરતાનો !" સૂરિજી ! આટલું બોલી શાંત પડી ગયા, અને વિચક્ષણ ઉદયને પણ આગળ કંઈ જ પૂછપરછ ન કરી. તે પણ ઘડીભર શાંત બેઠો. સૂરિજીથી અંતે ન રહેવાયું અને બોલ્યા, "મંત્રી ! સિદ્ધરાજ ખરા નહીં કાઢે !"

ઉદયન જરાક ચોંકયો, "હેં ! શું કહો છો મહારાજ ?"

" કહું છું કે, સિધ્ધરાજ હવે ખરા નહીં કહાડે ! "

" કેમ, એમ શાથી જાણ્યું મહારાજ ? "

" કેમ, શું ? અત્યારનું સ્વરોદય જ્ઞાન મને અંદરથી કહે છે–સૂચવે છે–આ કંઈ હું નથી બોલતો, પણ ' હું ' માં રહેલો ' તે ' સર્વજ્ઞ બોલે છે ! "

" મહારાજ ! તો તો બહુ જ વિપરિત થાય હો ! "

" ઉદયન ! વિપરિત થવાને પણ થોડો જ કાળ બાકી છે હવે, સમજ્યા ? "

" તો તો જૈનો બહુ તોફાન મચાવશે ? "

" અહિંસા પરમો ધર્મને જીવન જાણનારી પ્રજા એવું કંઈ પણ અન્યાય ભર્યું કામ નહીં કરે. "

" હું તો ધારૂં છું કે, પટરાણી લીલાદેવીના મરણનો મહારાજને સખત આઘાત લાગ્યો હોવો જોઇએ ? "

" તેય ખરૂં, ને મુંજાલ જતાં રાજાધિરાજ મ્હાત થયો. મરાયો !"

" તો હવે પાટણમાં ખટપટો ચાલશે ? "

" અને તમને મંત્રીપદ મળશે. "

" અરે, મહારાજ ! રહ્યું એ મંત્રીપદ ? અમે તે કૈં જગતમાં જીવન જીવીએ છીએ ? કાયાનું કલ્યાણ કરવાનો તો સમય જ નહીં મળવાનો ! "

" સ્વાર્થી બનો છો કે મંત્રી ? કાયાનું કલ્યાણ કરી સ્વાર્થ સાધવા કરતાંય પ્રજાનું હિત સાધવાનું જિનપ્રભુએ તમને આ જન્મે વિશાળ ક્ષેત્ર આપ્યું છે–તે તો ખેડો ! કાયાનુ કલ્યાણ પુનર્જન્મે-ય રહેશે હવે ! "

" મહારાજ ! પણ મને તો ભય લાગે છે આ નર્કનો ! પાટણમાં

આદીવારસ થવાને માટે કાપાકાપી થશે, ને મોટી યાદવાસ્થળી મચી રહેશે !"

"રાજપનીતિ બધે ય એક ! એનાં નખરાં ન્યારાં છે !"

"મારે તો પાછું પાટણ જવાનું તેડું આવ્યું છે."

"ત્યારે તમે પાટણ જશો ? પાછા ક્યારે ફરશો ?"

"સિદ્ધરાજ મહારાજ છોડે ત્યારે જ તો !–પાટણ ગયા એટલે પછી થઈ જ રહ્યું–આવવાને નામે આરતી ! કારણ મહારાજાધિરાજ લખે છે કે, મુંજાલના મૃત્યુથી પાટણના રાજ્યતંત્રમાં ઘણી જ શિથિલતા આવી ગઈ છે–લોકોમાં અસંતોષ ફેલાયો છે–જૈન પ્રજા તો મને બહુ ભારે પડી ગઈ છે ? એટલું સારું છે કે, શસ્ત્રથી–તલ્વારની ધારથી ધર્મ ફેલાવવાની ગાંડી વાત તમારા કાલા જૈન ધર્માચાર્યો નથી લખી ગયા–નહીંતર વળી જોવા જેવું થઈ જાત ! તમો તમારો સ્તંભતીર્થનો કાર્યભાર તમારા દીકરા વાગ્ભટ્ટને સુપ્રત કરી. જેમ બને તેમ જલ્દી પાટણ આવી જાવ ! મને પણ મુંજાલના મૃત્યુ પછી એક વયોવૃદ્ધ સહકાર અને સાચા સલાહકારની ખરેખરી ખોટ પડી છે–માટે તમે આવશો તો જ મારી ખોટ પૂરાશે ! આવી આવી મહારાજે ઘણી વાતો લખી છે."

"એટલે તમારો તો પાટણ ગયે જ છૂટકો. એમ જ ને ?"

"હા–બાપાજી !"

"વારૂ પણ–હમણાં નહીં–જતા."

"શું કંઈ કામ છે મારે લાયક ?–ફરમાવો જે હોય તે !"

"ના, હમણાં કંઈ કામ નથી–આજે સાંઝે જરૂર પધારજો !"

"સાંઝે પ્રવચન છે ?"

"ના, પાટણ ઉપર કંઈ પ્રવચન કરીશું !"

" શું કે પાટણથી આપના પર સંદેશો આવ્યો છે ? "

" પાટણથી નહીં પણ પ્રાણરૂપી પાટણથી ! "

" શું ? "

" મેં તમને કહ્યું'ને કે સાંઝે પધારજો—અત્યારે ઘણું કામ છે. "

ઉદયન હેમસૂરિજીની વિદાય લઈ ઘેર ગયો.

હેમસુરિજી રોજના કાર્યક્રમ મૂજબ કામમાં રત થઈ ગયા ભોજનાંતે પણ હેમસુરિજી કદિ નિદ્રા લેતા નહી. જ્યારે ઉપાશ્રયનું આખું મંડળ બપોરે અહાર પાણીથી પરવારી નિદ્રા લેતું હોય ત્યારે હેમસૂરિજી એકાંત ઓરાડામાં બેસી કોઈ ધર્મતત્ત્વનો ગહન ગ્રન્થ વાંચતા અને વિચારતા જ દૃષ્ટિગોચર થતા હતા. રાત્રે પણ જ્યારે યતિમંડળ ઊંઘમાં ઘસઘસાટ ઘોરતું હોય ત્યારે, આપણા વિદ્વાન સૂરિજી કોઈક ધર્મગ્રન્થના ચિંતન કાર્યમાં પ્રવૃત્ત થયેલા જણાતા હતા. તેઓ પોતાનું ચિંતન કાર્ય એટલી તન્મયતાથી કરતા'તા કે પ્રભાત થઈ ગયું છે તેની ય તમને ખબર ન્હોતી પડતી કોઈ યતિ આવીને જણાવે ત્યારે જ જાણતા કે સવાર પડી ગઈ છે—એટલે પુનરપિ પોતાના પ્રભાતના કાર્યક્રમમાં પ્રવૃત્ત થઈ જતા. સરસ્વતી તેમને જીવ્હાગ્રે વસી રહી હતી સંસ્કૃત, પાલી અને માગધી ભાષા પર તેમનો અદ્‌ભૂત કાબૂ હતો. સંસ્કૃતમાં જ ચાલતા ધાર્મિક વાદવિવાદમાં તેમણે કેટલાય પંડિતોને ખુલ્લી સભાઓમાં પોતાની વિદ્વત્તાથી અને કુશાગ્ર તર્કબુદ્ધિથી મ્હાત કર્યા હતા, તે જમાનાના બ્રાહ્મણો સનાતનીઓ—શૈવમાર્ગી અને અન્ય માર્ગી આચાર્યો તેમને વખોડતા હતા. સંસાર હમેશાં સજ્જનની તેજોદ્વેષથી ચૌટે ને ચોકે નીડરતાથી—પણ તેમની ગેરહાજરીમાં નિંદા કરે છે, અને દુર્જનની નિંદા ઘરના ખૂણામાં ભરાઈને અને તે પણ બહુ બ્હીતો બ્હીતો કરે છે. સજ્જનની નિંદા ઘણે ખરે ભાગે જીવતાં થાય છે, અને દુર્જનની નિંદા તેના મુવા બાદ થાય છે.

જોતજોતામાં સાંઝ પડી ગઈ, અને ઉદયન મંત્રી ઉપાશ્રયમાં આવી ખડા થઇ ગયા.

" કેમ મહારાજ ! શું ચાલે છે ? "

" ઉદયન ! ચાલવાનું શું છે બીજું ? આ પ્રાણ સાથે ઓતપ્રોત વણાયલું મારૂં લેખનકાર્ય. "

" હાલમાં શી લેખનપ્રવૃત્તિ ચાલે છે ? "

" સિદ્ધહૈમ " વ્યાકરણમાં કંઇક લખી રહ્યો છું ! "

" વ્યાકરણ તો સંપૂર્ણ લખાઇ ગયું 'તું મહારાજ ! "

" અરે, હા પણ પેલા તેજોદ્વેષી જાગ્યા છે ને ! "

" તેજોદ્વેષી કોણ વળી ? "

" પાટણના મહારાજ જયસિંહના માનીતા બ્રાહ્મણો. "

" કેમ, બ્રાહ્મણોને તેજોદ્વેષી શા માટે કહો છો ? "

" પાટણના શૈવધર્મી પંડિત બ્રાહ્મણોએ સિદ્ધરાજ જયસિંહના મગજમાં એવું ભૂસુ ભરાવ્યું છે કે, આ હેમસૂરિએ " સિદ્ધહૈમ " નો જે વ્યાકરણ-ગ્રન્થ રચ્યો છે, તેમાં આપ જયસિંહ મહારાજની પ્રશસ્ત્યુક્તિ દર્શાવતો એકે શબ્દ નથી લખ્યો. બ્રાહ્મણોની ભંભેરણીથી મહારાજે " સિદ્ધહૈમ " નો ગ્રન્થ મારા પર પરત મોકલાવ્યો છે-અને પત્રમાં લખ્યું છે કે, સૂરિજી ! જે ગ્રન્થમાં મારૂં એકે સ્થાને નામ-નિશાન સરખું દેખાતું નથી, તે ગ્રન્થના નામ સાથે નાહકમાં મારૂં નામ શા માટે જોડયું છે ? એનું નામ બદલી નાંખજો !-આ બધા બ્રાહ્મણોના પ્રતાપ ને ધતીંગ ! "

" તો રહ્યું ! નામ બદલજો પુસ્તકનું ! પછી કે ? "

" નામ શા માટે બદલું ? મારી લેખનીમાંથી પડેલો શબ્દ, મારા પર પ્રસન્નવરદા એવી સરસ્વતીએ કદિ પણ બદલાવ્યો

નથી. અને મંત્રીજી આ હું લખું છું જ ક્યાં ? એ ભગવતી લખાવે છે ને હું તો ફક્ત લહિયો બની નોંધું છું !"

" તો પછી પુસ્તકની બાબતમાં શો માર્ગ લેશો ? "

" એવો કે એક પન્થ ઔર દો કાજ—સિદ્ધરાજ મહારાજ અને તેના બાંધિયા પંડિતો વાંચશે તો ચોક્કસી જયસિંહની પ્રસંશાજ લાગશે, અને ઊંડે ઊતરનારને વ્યાકરણના સૂત્રો પ્રાપ્ત થશે ! "

" આપની બુદ્ધિ ? પછી આગળ બોલવાનું જ શું હોય વારૂ, મહારાજ ! હમણાં કુમારપાળ ક્યાં હશે ?"

" જિનેન્દ્રજીનો સંદેશો આજેજ સવારે તમને વંચાવ્યો' તો ને ? તેમાં એટલું જ છે કે, કાપાલિકના મઠમાંથી એ મહાપુરૂષને મેં બચાવ્યો છે, ક્યાં જશો અને ક્યાં રહેશો એની પૃચ્છા મેં તેમને કરી યે નથી અને એમણે મને પણ કરી નથી ! "

" મહારાજ ! મને તો લાગે છે કે એ બિચારાની જીંદગી આમને આમ રખડી—રઝળીને પૂરી થઇ જશે ! "

" ઉદયન ! એવું નહીં થાય એની હું તમને ખાત્રી આપું છું."

" આપ કહો છો એમ બને, પણ એની લગભગ પચાસની ઉમ્મર તો થવા આવી ! અડધી જીંદગી તો આમ દૂર દૂર ભારત વર્ષના દેશ પ્રદેશમાં રખડવામાં વીતી ગઇ !"

" પણ એ ય કરે શું ? સિદ્ધરાજ જયસિંહ ક્યાં એને સ્મરણમાં થી અળગો કરે છે ? બારે ઘડી ને બારે પહોર જયસિંહ મહારાજ એની ખબર લે છે. જેટલું દૂતમંડળ પાટણથી નાસી છૂટેલા કુમાર-પાળની શોધમાં રોકવામાં આવ્યું છે, તેટલું તો રાજકાજમાં ય નહીં હોય ! "

" પણ એમ કે હાથવેંતમાં પત્તો લાગી જવાનો છે ? "

મંત્રી અને સૂરિજી વચ્ચે આ વાર્તાલાપ ચાલી રહ્યો છે એ અર-

સામાં એક મલિન વસ્ત્રધારી જૈન યતિએ ઉપાશ્રયના સભામંડપ માં પ્રવેશ કરી, હેમસૂરિજીને સાષ્ટાંગ દંડવત કર્યાં. મુસાફર યતિ દંડ-વત કરી સામો ઊભો રહ્યો કે તરતજ સૂરિજીએ યતિ વેશધારી મુસાફરનો સત્કાર કર્યો —

"પધારો, ગુર્જરપતિ !"

બાજુમાં આસન પર જરા ખૂંધો બની બેઠેલો ઉદો મંત્રી આશ્ચર્યચકિત થયો અને તરતજ આસન પર ટટ્ટાર થઇ ગયો અને આગન્તુક યતિના મુખ તરફ દૃષ્ટિ કરી.

હેમસૂરિજીનું વિચિત્ર પ્રકારનું સત્કાર-સંબોધન શ્રવણ કરી આવનાર યતિએ પૂછ્યું, "યતીશ્વર ! આપ મને કહો છો ?"

"હા, ભવિષ્યના પાટણના પાટણપતિ-ગુર્જરપતિને !"

"પણ અત્યારે તો હું ભિખારી છું."

"હમણા કલાક રહીને ગુજરાતની ગાદીના વારસ થવા જવું પડશે !"

"જો, આપ કહો છો તેમ ગુજરાતની ગાદી પામીશ તો આપને જીવનભર નહી ભૂલીશ."

"કુમારપાળ ! શા માટે પામીશ નહીં ? તમે તો ગુજરાતનું વિશાળ સામ્રાજ્ય ભોગવવાને અને જૈન—સમ્રાટ થવાનેજ સરજાયા છો !"

"સૂરિજી ? જૈનોને માટે મેં અત્યારસુધી કંઇજ નથી કર્યું. અને આપ મને કાં જૈન-સમ્રાટ-પદથી વિભૂષિત કરો છો ?"

"કુમાર ! જૈનધર્મનો ઉદ્ધાર તમારા ને મારા હાથમાં છે !"

"એમ, આપ નિશ્ચિત શાથી કહો છો ?"

હેમસૂરિજીએ કહ્યું, "કુમારપાળ ! જરા પાસે આવો !" કુમાર-પાળ પાસે આવતાં જ હેમસૂરિજીએ પોતાની હથેલી તેની આંખો

પર ઝડપથી ફેરવી દીધી અને કહ્યું, " જુઓ, જુઓ, મહારાજ ! તમે તે હું પૂર્વજન્મે કોણ હતા તે ! "

ઘડીભર માટે કુમારપાળ ભાનભૂલો બની ગયો. ફરી હેમસૂરિજીએ હથેલી તેની આંખો પર ફેરવી અને જાણે તે જુગની નિંદરમાંથી જાગતો ન હોય તેમ ચારે બાજુ કૈં શોધવા લાગ્યો. કુમારની આવી પરિસ્થિતિ જોઇ પોતાની પાસે બેસાડી હેમસૂરિજીએ કહ્યું, " ગુર્જર-પતિ ! એ તો પૂર્વજન્મનું દૃશ્ય હતું—તમોએ જોયું તે અદૃશ્ય થઈ ગયું ! "

આ જન્મે આપ એ પુણ્યકર્મ—સંચિતના પ્રતાપે પાટણપતિ—જૈનસમ્રાટ થવાને જન્મ્યા છો."

કુમારપાળે સૂરિજીને નમસ્કાર કરી કહ્યું, " હેમસૂરિજી ! ગુજરાતનો સત્તાધીશ થતાં જ હું પ્રથમ તો જૈન—ધર્મની દીક્ષા ગ્રહણ કરીશ— તત્પશ્ચાત તેનો સક્રિય ઉદ્ધાર ! "

સૂરિજીએ ઉદા તરફ ફરી, આંગળીથી બતાવી કહ્યું, " મહારાજ! આમને ઓળખો છો ? "

" ના મહારાજ !—"

" એ ભાવિ ગુર્જરપતિના ભાવિ મહામંત્રી ઉદયન ! "

" કુમારપાળ નમસ્કાર કરવા હાથ જોડે તે પહેલાં તો મારવાડી વાણિયાએ હાથ જોડી, " જય ! જય ! " કરી લીધું.

" જય ! જય !—મુંજાલના પરિચયમાં હું વધારે આવેલો. જુવાનીમાં મે આપને પાટણમાં જોયા હશે પણ ત્યારપછી મુંજાલ મંત્રીના રાજમાં તમને મેં કદિ પાટણ આવતા જોયા નથી ! "

" મહારાજ ! પૂછ્યા વગર જવાબ ન આપવો, અને કામ વિના માથું ન મારવું એ મારો જીવન—સિદ્ધાન્ત છે. ઘણે ખરે ભાગે હું

કામ વિના પાટણ જતોજ નથી. આ વળી આજે જ સિદ્ધરાજ મહારાજનું તેડું પાટણથી આવ્યું છે."

"જૈનો ઉશ્કેરાયા છે તેમને શાન્ત પાડવાને હશે ?"

"ના રે, એ તો આપ જાણતાજ હશો કે મુંજાલ મંત્રીના મરણથી ક્યારનુંય શાન્ત પડી ગયું છે. પણ સિદ્ધરાજ મહારાજને મહામંત્રીના મૃત્યુ પછી અટૂલું જીવન લાગે છે—અધૂરામાં પુરા વળી પટરાણી ગુજરી ગયા છે એટલે તો વળી એમનું રહ્યું-સહ્યું જીવનેય હણાઇ ગયું હશે ! એમને સાચો સલાહકાર ને સહચર જોઇએ છે."

"બરાબર છે. તો તો તમારે જવું'જ જોઇએ—કારણ આજની ઘડીએ હવે આખા ગુર્જર સામ્રાજ્યનું, ડહાપણ અને કુનેહ કુશળતા થી સૂકાન સાચવી શકે, અને સાચું માર્ગદર્શન કરાવી શકે એવો એકે હરેલ વૃદ્ધ પુરૂષ રહ્યો નથી ! વૃદ્ધમાં અને અનુભવમાં જુવો તો કેવલ તમો જ ? તો સુખે પાટણ પધારો '—કારણ મારા કાકાશ્રી જીવે છે ત્યાંસુધી તો તેમને સુખમાં રાખવા એ આપ જેવા વયોવૃદ્ધ શાણા રાજપુરૂષનો રાજધર્મ છે ! વારૂ, પણ પાટણમાં એવો કોઇ વિકટ પ્રસંગ ઊભો થાય કે તરત મને સંદેશો પહોંચાડવા જેટલી તો જરૂર ઉદારતા દર્શાવજો !"

"તે બાબત આપ નચિંત રહેજો."

હેમસૂરિજી વાર્તાલાપની વચમાંજ બોલી ઊઠયા, "કુમારપાળ ! તમારા નસીબમાંજ ગુજરાતનું મહાસામ્રાજ્ય ભોગવવાનું વિધાતાએ લખ્યું છે—તો પછી આટલી ચિંતા શી ? તમે જંગલમાં ભિખારી વેષે ભટકતા હશો ત્યાંય રાજલક્ષ્મી આવશે, અને તમારા મસ્તક પર ગુજરાતનો રાજ-મુકુટ પહેરાવશે !"

"મહારાજ ! આપની ભવિષ્ય વાણીએ આજે મારા જીવનમાં નવચેતન અને પ્રાણ પૂર્યાં છે ? આપ મહાજનનો તો હું જીવન

ભરનો ઋણી રહીશ ! ”

“ વારૂ, કુમાર ! આપે ભોજન કર્યું છે ? ”

“ ભોજન તો......” કુમારપાળ વાક્ય પૂરૂં કરે તે પહેલાં તો ઉપાશ્રયના એક યતિએ ત્વરાથી આવી કહ્યું, “ મહારાજ ! પાટણુથી સિદ્ધરાજ જયસિંહના માણુસો કુમારપાળની શોધ કરવાને આપણા ઉપાશ્રયમાં આવે છે. ”

ઉદયન ઊભો થઇ ગયો, “ મહારાજ ! એમને ક્યાંક......”

સૂરિ તરતજ ઊભા થઇ ગયા અને કહ્યું, “ હું એજ કરૂં છું. પણ તમે અહીં જ બેસી રહેજો ! માણુસો આવે તો બુદ્ધિ પુ:રસ્સર જવાબ આપજો ! કુમાર ! ચાલો; આવો મારી પાછળ ” એમ કહી સૂરિએ કુમારપાળને લઇ ચાલવા માંડયું. જોત જોતામાં તો સૂરિજી કુમારપાળને ઉપાશ્રયના ભોંયરામાં છુપાવી, પાછા આવી આસન પર બેસી ગયા.

થોડી વારમાં જયસિંહના માણુસોએ ઉપાશ્રયમાં પ્રવેશ કર્યો ને સૂરિજીને પૂછપરછ કરવા લાગ્યા.

એક સૈનિક બોલ્યો, “ બપ્પા ! અમો પાટણુથી આવીએ છીએ.”

“ ભલે આવ્યા ! ઉપાશ્રય મુસાફરો માટે જાતિ ભેદ વગર ખુલ્લો છે. જૈન છો ? ”

“ ના. જી અમો તો પાટણુના સૈનિકો છીએ. ”

“ સ્તંભતીર્થમાં સ્હેલ કરવા આવ્યા છો ? ”

“ ના, જી સ્હેલ શી ? અમને તો કુમારપાળની શોધ કરવા જયસિંહ મહારાજે મોકલ્યા છે. ”

“ અને તે ઉપાશ્રયમાં ? ”

“ હા, જી મહારાજાનો એવો હુકમ છે કે, ઉપાશ્રય પહેલો તપાસવો. ”

" અરે, પણ તમારીજ સામાન્ય બુદ્ધિ શું કહે છે ? ઉપાશ્રયમાં તે યતિમંડળ હોય કે તમારો રખડેલ કુમારપાળ ? "

" બાપ્પા ! અમો તો ચીઠ્ઠીના ચાકર ! "

" તો ભાઈ સુખે આખો ઉપાશ્રય તપાસી જાતે જ ખાત્રી કરી લ્યો '–પણ કુમારપાળને છુપાવ્યો હોય તો આમ ઉપાશ્રયનાં બારણાં ખુલ્લાં હોય ખરા કે ? ' વિપદ્ ધર્મનો વિપરીત ધર્મપથ સ્વીકારી હેમચન્દ્રજીએ જવાબ આપ્યો.

" આપનું કહેવું સત્ય છે છતાં ય—"

" હા, હા સુખેથી તપાસો ! "

સૈનિકો આખો ઉપાશ્રય તપાસી હતાશ થઇ પાછા ફર્યાં અને કહ્યું, મહારાજ ! આપને વૃથા શ્રમ આપ્યો છે તે માટે ક્ષમા યાચીએ છીએ. કુમારપાળ અહીંઆ નથી અને હોય પણ કયાંથી ? પણ જયસિંહ મહારાજનો તરંગ એટલે શું કરીએ ?"

" વારૂ, તમો બધાએ ભોજન માટે શો પ્રબંધ કર્યો છે ?"

બાપ્પા ! ભોજનની વ્યવસ્થા તો ગુપ્તચરખાતા તરફથી કયારની ય થઇ ગઇ છે–એટલે અમો હવે જઇશૂ !"

સૈનિકોએ વંદન કરી ચાલવા માંડયું.

" આવજો ભાઇઓ ! કામ પડે તો ઉપાશ્રયના બારણાં સદાય ખુલ્લાં રહે છે !" સૂરિજીએ જતા સૈનિકોને કુમારપાળ ઉપાશ્રયમાં નથી એ વાતની વધારે પ્રતિતી છેલ્લા વાકયથી કરાવી દીધી.

સૈનિકો પસાર થઇ ગયા.

ફરી સૂરિજી અને મંત્રી વાતે વળગ્યા.

" જોયુંને મંત્રીજી ! મરતાં મરતાં યે સિદ્ધરાજ, કુમારપાળનો કેડો છોડતો નથી !"

"પણ મહારાજ! મને એક બીજી યુક્તિ સૂઝે છે, જો રજા હોય તો કહું!"

"એમાં રજા શી?–કારણ સૂરિજી એટલે ધર્મશાસ્ત્રો અને ઉદયન અર્થાત યુક્તિ! રાજનીતિ તો તમારી જ અને ધર્મનીતિ એ અમારી! કહો, કહો શું યુક્તિ શોધી છે?"

"યુક્તિ એટલી કે, પાટણમાં જયસિંહે પૂરી તપાસ કરાવ્યા બાદ જ આ સૈનિકોને પરદેશમાં કુમારપાળની શોધ કરવા મોકલ્યા હોય એમ લાગે છે. તો હવે કુમારપાળ જો પાટણમાં જ ભરાઇ રહે તો કેમ?

"પણ પાટણમાં એને કોણ સંઘરે?"

"કેમ આપેજ કહ્યું'તુંને કે એનો બનેવી કૃષ્ણદેવ એના પક્ષનો છે?"

"તમારા કહેવાનું તાત્પર્ય હવે હું સમજ્યો! જો ઓચિંતુ કંઇક બની જાય તો કુમારપાળની હાજરી લાભદાયક નીવડે ખરી!"

"તો આપણે કુમારપાળને પાટણ મોકલવાની વ્યવસ્થા કરીએ."

"બરાબર છે!—"

આ વાર્તાલાપ ચાલી રહ્યો છે એટલામાં ઉદયનનો મોટો પુત્ર વાગ્ભટ્ટ આવી પહોંચે છે, અને નમસ્કાર કરી સૂરિજીની સામે બેસે છે.

સૂરિજીએ પૂછ્યું, "કેમ, પાટણની કંઇ ખબર?"

વાગ્ભટ્ટે કહ્યું, "આ ચારૂભટ્ટનો મારા પર પત્ર આવ્યો છે. વાંચી જુવોને." એમ કહી વાગ્ભટ્ટ ઉર્ફે વાહડે સૂરિજીના હાથમાં પત્ર મૂક્યો. અને ઉદયને પુત્રને પૂછ્યુ, "શું કંઇ ભયંકર સ્થિતિ તો નથી ને?"

"અત્યારે તો નથી, પણ ઊભી થશે એમ ચાહડનો કાગળ બોલે છે!"

સૂરિએ પત્ર અથેતિ વાંચી, વાહડને પાછો આપતાં આપતાં કહ્યું, " મંત્રીજી ! ચાહડના લખાણમાં મને તો કંઇક મહાન ભેદ છૂપાયલો દષ્ટિગોચર થાય છે !"

મંત્રીએ સાશ્ચર્ય પૂછ્યું, એમ કેમ મહારાજ ?"

જાણે કોઇક અગમ્ય ભાવિના પડદા ખોલતા હોય તેમ સૂરિજી બોલવા લાગ્યા, " કારણ, કુમારપાળનો જો પત્તો લાગે તો સાથે લઇને આવવાનું લખ્યું છે !"

મંત્રીએ શંકા ઉઠાવી કહ્યું. એમાં કોણ જાણે એનો સારો હેતુ ન સમાયો હોય ? "

સૂરિજીએ આછું સ્મિત કરતાં, ફરી ગંભીરતા ધારણ કરી કહ્યું, " ઉદયન ! ખોટું ન લગાડશો. જો સાચેસાચું કહું તો તમારો દીકરો ચાહડ મને તો મહા હરામખોરની ખોપરી લાગે છે ! મારા આ વાક્યની યથાર્થતા પણ થોડાજ સમયમાં જણાશે ! કુમારપાળને પાટણ બોલાવવામાં—સિદ્ધરાજના હાથમાં તેને સપડાવી દેવાનું તમારા ઉસ્તાદ બેટાએ આ ષડ્યંત્ર રચ્યું છે—પણ યાદ રાખજો કે ખાડો ખોદશે તેજ પડશે !"

વાગ્ભટ્ટ વચમાંજ બોલી ઊઠયો, " પણ ગુરૂદેવ ! મહારાજની માંદગીના સમાચારના તો કાગળ પર સાચા આંકડા પાડયા લાગે છે ?"

" એ તો મેં આજે સવારેજ તારા બાપુને કહ્યા'તા ! વાહડ ! જો એટલુંય સાચું ન લખે, તો તમો બાપ-દીકરો પાટણ જવા લલચાવ કેમ ? ત્યારે મંત્રીજી ! ઉપડો પાટણ, અને સંભાળીને ચાલજો, તોળી તોળીને વેણ કાઢજો ! વાહડને અહીંઆ રાખી જાવ, અને કુમારપાળને સાથે લઇ જાવ ! કૃષ્ણદેવને સોંપજો ! પણ સંભાળજો—હાં, કુમારના માથાનું મૂલ અણમોલ છે ! કુમારપાળનો વાળ વાંકો થતાંમાં તો સારૂંય ગુજરાત ખડની જેમ સળગી જશે, અને હવે

સળગ્યા પછી ગુજરાતમાં શાંતિ ઇચ્છવી એ માત્ર મૃગજલ છે !"

સૂરિજીની અવિરત અદ્ભૂત વાગ્ધારા શ્રવણ કરી, પોતાના હૃદયમાં તેમના માટેનો સારોય સદ્ભાવ વ્યક્ત કરતો ઉદયન બોલ્યો, "ભટ્ટારક બપ્પા ! આપના વેણ તો દેવવેણ ! આપ બોલો છો ને ગુજરાતના ભાવિ ચિત્રો મારી આંખો સામે અત્યારથી તરી આવે છે ! મહારાજ, આપની હીંમતે હું પાટણ જાઉં છું—નહીંતર આ ઉમ્મરે મારામાં હવે પાટણની પ્રજાને જેર કરવાનું બુદ્ધિકૌશલ્ય રહ્યું નથી !—કારણ અવસ્થાને લીધે કોઇક કોઇકવાર યાદદાસ્ત પણ મને દગો આપે છે !"

"એ તો ઘણુંજ સારૂં લક્ષણ કહેવાય. જો એમ કરતાં કરતાં સમૂળ સ્મૃતિ—વિનાશ થઇ જાય તો તો "નિર્વાણ" પ્રાપ્તિ થાય !"

"મહારાજ ! આપણા જૈનધર્મમાં શ્રાવકને મોક્ષપ્રાપ્તિ કરાવવાને માટે જે ક્રમાનુક્રમ ધર્મનો વિભાગ છે તે ન પાળી શક્યો તો તે શ્રાવક શાનો ?"

"મંત્રીજી ! તમે ઘણુંજ જાણો છો. પણ જાણવું ને જીવવું જૂદું છે. આજે તો વાતોમાં રાત પડવા આવી. તમો કાલે જ પ્રભાતે પાટણ તરફ પ્રયાણ કરો. સાથે એને રાખજો—અને જીવની પેરે સંભાળજો ! એને સંભાળવામાં તમારૂં શ્રેય છે ટૂંકમાં આખી પાટણની પ્રજાનું શ્રેય છે !"

બાપ—દીકરો સૂરિજીને પ્રણામ કરી ઘર તરફ જવા નીકળ્યા.

## પ્રકરણ ૧૩ મું

## બુઝાતો દીપક

ઉદયનને મહારાજની માંદગીના સમાચાર પહોંચ્યા હશે, એ અરસામાં તો પાટણપતિની પરિસ્થિતિ વધારે ગંભીર બની ગઇ.

પાટણની વિભૂતિ અલ્પકાલને માટે કાલમુખમાં પડી.

પાટણની લીલાભૂમિ વખતે–કાળે શૂન્યકારે બની જાય તો તેમાં નવાઇ નહીં !

" લીલા !–લીલા ! મેં તને સતનું......મેં તારૂં હડહડતું અપમાન કર્યું"–અને તે અપમાન તારૂં જાજરમાન સ્ત્રીત્વ ન સહી શક્યું ! તું મને મૂકી–ક્યાં—" માંદગીને બિછાને સૂતેલા સિદ્ધરાજ જયસિંહે બબડવા માંડયું. બાજુમાં બેઠેલા કૃષ્ણદેવે મહારાજના કાન પાસે મોઢું લઇ જઇ કહ્યું, "મહારાજ ! આમ નાના છોકરાંની માફક ગાંડા શું કહાડો છો ? શાન્તિથી જરાક નિદ્રા લઇ લ્યો એટલે કાલે સવારે આરામ થઇ જશે."

" કાલે સવારે ? હા–કાલે સવારે મને બીલકુલ આરામ થઇ જશે !–કાલે સવારે મને આરામ !" આટલું બોલતામાં તો મહા-

રાજની આંખો ચક્રવક્ર થવા લાગી અને એક પ્રાણવેધક ચીસ પાડી, તે પથારીમાંજ બેઠા થઇ ગયા અને ભાંગાતૂટા શબ્દોમા બોલવા માંડયું. “રાણકદેવી!—ઓ રાણકદેવી!” સિદ્ધરાજે રડવા માંડ્યું. ફરી પાછા ગાંડા કહાડવા માંડયા, “રાણક!—ઓ—ઓ—ઓહ—! મને માફ કરજે! ઓ, સતીમા! તારાં ન્હાનાં ન્હાનાં બે છૈયાં મેં પાપીએ માર્યાં છે! રાણકસતીનો હું ગુન્હેગાર છું! જૂનાગઢના રા'-ખેંગારનો—હું ઘાતક છું!” સિદ્ધરાજ પથારીમાં ઊભો થઇ ગયો. કૃષ્ણદેવ અને બીજા અનુચરે હાથ પકડી બેસાડી, સુવડાવી દેવાનો પ્રયત્ન કરવા માડયો—પણ હાથ છોડવી લઇ તે બબડવા લાગ્યો, “જૂવો, જૂવો! આ આવ્યા—આ—આવ્યા! ઓ મીનળબા મેં તમારૂં કહ્યું ન માન્યું અને સતીમાને મેં બહુ પજવ્યાં! ઓ, મીનળબા! તમે તો મને બચાવો! એ તો હું છું હું!—હું—એ તો તમારો વ્હાલો દિકરો સિદ્ધરાજ!—ઓ, મીનળબા! તમારા સધરા—જેસંગને ભૂલી ગયાં?—” જયસિંહનું મગજ ભમવા લાગ્યું તે ઊભો થઇ ગયો અને તેને ચક્કર આવ્યાં. જો તેને અનુચરોએ ઝીલી ન લીધો હોત તો તે ઓરડાની ફરસબંધી પર પછડાઈ પડત. નોકરોએ મહારાજને બિછાનામાં સુવડાવી દીધા.

ગૂર્જરપતિ ઘડીભર નિદ્રામાં પડયો.

કૃષ્ણદેવની બાજુમાં બેઠેલા ધન્વંતરી—રાજવૈદ્ય મણિન્દ્રનાથે મહારાજની નાડ તપાસી—હૃદયના ધબકારા તપાસ્યા, અને અભિપ્રાય આપ્યો કે મને તો સન્નિપાતના લક્ષણો સ્પષ્ટ દષ્ટિગોચર થાય છે.

કૃષ્ણદેવે પૂછયું, વૈદરાજ! કાલના ઔષધમાં કહેતા'તા તે ફેરફાર આપે કર્યો?”

“ના જી, અનુપાનમાં ફેરફાર કર્યો છે—કારણ ઔષધ કરતાં તો અનુપાનના ફેરફારથી જ ઔષધનો ગુણ બદલાઇ જાય છે. આયુર્વેદમાં અનુપાનને બહુજ મહત્ત્વ આપવામાં આવ્યું છે. એટનું એક જ

ઔષધ જો, જુદા જુદા અનુપાન સાથે લેવામાં આવે તો તેની અસર પણ જુદી જુદી જ થાય છે. છતાં અત્યારે તો હું ઔષધમાં પણ ફેરફાર કરવાના નિર્ણય પર આવ્યો છું."

"વારુ, તો જે ફેરફાર કરવો ઉચિત લાગે તે કરી, ઉપચાર ત્વરાએ શરૂ કરી દો. કારણ મહારાજની માંદગીએ તો થોડાજ દિવસમાં ગંભીર રૂપ પકડી લીધુ છે. મને તો બહુ જ ભય લાગે છે."

"કૃષ્ણદેવજી ! હું ઉપચારો ને ઔષધો તો સોના જેવા, અમૃત સરખા કરૂં છું–પછી ફળ અને યશ આપવો એ તો ભગવાનના હાથની વાત છે." રાજવૈદ્ય મણિન્દ્રનાથે પોતાની શક્તિનું પરિમાણ કાઢી બતાવ્યું.

રાજવૈદે દિવ્ય ઉપચારો કરવા માંડયા.

એકાદ લેપ તૈયાર કર્યો અને મહારાજના ભાલપ્રદેશ પર તેનું વિલેપન કર્યું. નિદ્રામાં પડેલા સિદ્ધરાજ મહારાજે આંખો ખોલી અને ચારે બાજુ જોઇ પૂછયું, "કૃષ્ણદેવ ! ત્રિભુવનપાળ કેમ નથી આવ્યો ?"

"મહારાજ ! ત્રિભુવનપાળ તો કયારનાય ગુજરી ગયા !"

"હા,–ના–ગુજરી નથી ગયા, –પચ્ચાસ સૈનિકોની સાથે–એકલો ત્રિભુવન તે કયાંસુધી ઝઝૂમે ?–પણ કુમાર—" મહારાજે પાછી આંખો બંધ કરી દીધી. પાએક કલાક તો ઘસઘસાટ ઊંઘી લીધું પછી કોણજાણે કયાંથી અજબ જાગૃતિ અને આખા અંગમાં ચેતના આવી. તેણે આંખો ઉઘાડી અને કૃષ્ણદેવને પાસે બોલાવ્યો.

"કૃષ્ણદેવ ! તમે કોના પક્ષના માણસ છો ?"

"મહારાજ ! અત્યારે આરામ લ્યો–તમારા પક્ષના !"

"મારા પક્ષના ?"

"હા, તમારા પક્ષના. આપ જરા આરામ લ્યો !"

" કૃષ્ણદેવ ! મારું માંડપણ હવે જતું રહ્યું છે. એટલે જ મને મારી જીંદગીનો ભરૂસો નથી. મારી ગુજરાતની ગાદીનું નિરાકરણ કરી નાંખો ! "

" મહારાજ ! આપ હાથે કરીને આપના શરીરને વધારે ને વધારે બગાડી રહ્યા છો ! વારૂ—બોલો, શું ચોકખું કરવું છે ? " કૃષ્ણદેવે વાત ટૂંકી કરવા માંડી. "

" ચાહડને અહીં બોલાવો. "

" મહારાજ ! ચાહડ તો આ રહ્યા આપની બાજુમાં જ બેઠેલ છે. " કૃષ્ણદેવે આંગળીથી ચારુભટ્ટને બતાવતાં કહ્યું.

" ચાહડ ! જરા મારી પાસે આવ !" ચાહડ મહારાજની પાસે ગયો, અને મહારાજે ધારી ધારીને ચાહડનું મુખ જોયું અને બોલ્યા, " બરાબર છે—મારો વિચાર !—કૃષ્ણદેવ ! "

" જી. "

" પાસે આવો ! "

કૃષ્ણદેવ પાસે ગયો.

" મારા મરણ પછી પાટણની ગાદી તમે કોને આપવાનો વિચાર કરી રાખ્યો છે ? " મહારાજ આતુર આંખે કૃષ્ણદેવના જવાબની આશાએ તેના મોઢા તરફ ટીકી રહ્યા.

કૃષ્ણદેવે મહારાજના મુખમંડળ તરફ જોયું તો ઘડી પહેલાંનું માંડપણ અત્યારે ન્હાસી ગયેલું તેને જણાયું. બીજી એક બાબતનું પણ તેણે સાથે સાથે નિરીક્ષણ કરી લીધું કે, મહારાજ અત્યારે પૂરતી અક્કલ—હોશિયારીથી આ પ્રશ્નો પૂછી રહ્યા છે.

તેણે કહ્યું, " તમારા કાયદેસર વારસને. "

" એટલે કુમારપાળને ? "

"બીજું ગમે તે થાય—પણ કુમારપાળને ગાદી ન જ મળવી જોઇએ."

"અમે કંઇ કુમારપાળના જ નામ પર છાપ નથી મારી ! એ તો અમારી પરીક્ષામા જે કોઇ આપનો વંશજ ઉત્તીર્ણ થશે, તેને ગુજરાતનો રાજમુકુટ વરશે. આપના કુલની વિરૂધ્ધના કુલમાં કદિ પણ પાટણનું સિંહાસન નહીં જાય ! એ બાબત નચિંત રહેજો !"

"એટલે મારો વંશજ બાયલો હશે તો ય ગાદી સોંપશો ?"

"સિદ્ધચક્રવર્તિ જયસિંહનો વંશજ બાયલો ?"

"તો બતાવને એકે સિંહ—સપુત પાક્યો હોય તો !"

"સિંહ અને સપૂત તો કુમારપાળ."

"એ તો બાયલો છે—અને મુંડકાઓના પંજામાં સપડાતાં જ એ વધારે બાયલો બની જશે ! કીર્તિપાળ શૂરવીર તો ખરો, પણ ગુજરાતનું વિશાળ સામ્રાજ્ય સાચવવાનું એનું સામર્થ્ય કે ગજું નહીં ! અને મૂરખો મહીપાળ તો ફક્કડ ફક્કડ દેખાવડી સ્ત્રીઓની જ તપાસ કરતો ફર્યા કરેછે—એક બગલમાં શરાબની શીશી—અને બીજી બગલમાં સુંદરી !—એટલે એ ગાંડા હાથીનું તો નામ જ નહીં લેવાતું !"

અત્યારસુધી કરણુદાન શાંત બેઠો'તો તે બોલી ઉઠ્યો, "તો મહારાજ ! આપજ કોઇક લાયકને બતાવી દોને કે પંચાત પતી જાય.

મહારાજની પાસે અત્યારે માણુસોમાં ગઢવી કરણુદાન, મંત્રી ચારૂભટ્ટ—ચાહડ, સેનાધ્યક્ષ કૃષ્ણુદેવ અને સામંત શિરોમણિ મજેન્દ્ર આટલા જ હાજર હતા. ઉદો હજુ ખંભાતથી આવ્યો નથી.

"ગઢવી, કરણુદાન ! તું મારૂં હૃદય જાણે છે ! તું એમને કહે. મારાથી વધુ બોલાતું નથી—એટલે હું સૂતો સૂતો સાંભળીશ."

જયસિંહના માનીતા ગઢવીજીએ મહારાજના બદલે બોલવા માંડયું, "કૃષ્ણુદેવ અને સામંતમણિ ! મુખ્ય મારે હવે તમારા બેના

જ અભિપ્રાય લેવાના છે. ઉદયન અને વાગ્ભટ્ટના તો અભિપ્રાય ક્યારનાય આવી ગયા છે, જાણે કે મહારાજે મને એક વ્યક્તિનું નામ કહ્યું છે. જાણે કે તમને રૂચશે કે કેમ તે તો—"

ગઢવીને ફક્ત કૃષ્ણદેવનીજ બહુ બીક લાગતી'તી. કૃષ્ણદેવ જરાક તાણીથી બોલ્યો, " અરે, હવે લાંબા લીસોટા તાણવાના મૂકી દઇ ટપકું કરોને કે વાતનો જલ્દી પાર આવી જાય.

ગઢવીને આજે સિદ્ધરાજ મહારાજે વાત કરવાનો અધિકાર આપી દીધો હતો, એટલે તે પણ જરા રંગમાં હતો. " કૃષ્ણદેવજી ! એમ ઉતાવળ કરે નહીં ચાલે "

" તો પટ દેતું કે નામ કહી નાખોને ! મહારાજની સ્થિતિ શું તમે નથી જોતા ?"

" એટલે ? મહારાજ ધખી જાય એમ ઇચ્છો છો ખરું ને ? " ગઢવી જરા ચડભડયો.

" ઇશ્વરની ઇચ્છા સામે હું કોણ માત્ર ? "

" એ બધા ઢોંગ રહેવા દેજો, હું તો તમને ક્યારનો ય કળી ગયો છું, તમારી તો અંદરખાનેથી એજ મહેચ્છા છે કે, મહારાજ ક્યારે ધખી જાય, ને ઘી-કેળાં પામીએ, પણ એમ કેં હવે ફાવશો નહીં, કારણ મહારાજે સઘળી સત્તા મારા હાથમા મૂકી છે. માટે આજથી ગઢવી કરણદાન એટલે સર્વ કૈં !"

" સર્વ કૈં ?" કૃષ્ણદેવ ગર્જ્યો. ગઢવીના ઉદ્ધત વર્તનથી તે ખૂબ ગુસ્સે થયો હતો.

તકરાર એટલી બધી વધી પડી કે, વૈદરાજ તો પૂછયા કર્યા વગર જ ચાલતા થઇ ગયા, અને અનુચરો પણ લડાઇ જોવા–સાંભળવામાં તલ્લીન થઇ ગયા.

વાગ્યુધ્ધે ચઢેલા રણવીરોને સિદ્ધરાજ મહારાજ જીવે છે કે મરી ગયા છે તે ય જોવા–તપાસવાની ફુરસદ નહોતી.

તકરારે ગંભીર સ્વરૂપ પકડ્યું. કમરપટામાં લટકતી તલવારોની મુઠ પર હાથ નંખાયા, કોઈકે તો અડધી ખેંચી ને પાછી મ્યાનમાં અફાળી. જેના ખણુંગ્–ખણુંગ્–ખણુંગ્ અવાજો થયા.

સ્વાર્થી, બડાઈખોર અને ખુશામતિયા ગઢવીજીએ સિદ્ધરાજ જયસિંહની મૃત્યુ–શય્યા પર ઊભા રહી છેવટનું પોતાનું પ્રવચન શરૂ કરી દીધું,

"કૃષ્ણદેવજી અને ગજેન્દ્ર ! તમે મનમાં આવે તેટલી ખાંડ ખાવ, પણ સિદ્ધરાજ મહારાજે તો કોને ગાદી સોંપવી તેનો નિર્ણય આજે વર્ષોથી કરી રાખ્યો હતો. લ્યો વાંચો, આ મહારાજના હસ્તાક્ષરનો છેવટનો નિર્ણય દર્શાવતો પત્ર !" એમ કહી ક્રોધમાં ને ક્રોધમાં ગઢવીએ અજવામાંથી કાઢી કૃષ્ણદેવ તરફ વાંચવાને એક સીલ–મ્હોર કરેલો પત્ર ફેંક્યો. ફેંકતાં ફેંકાઈ તો ગયો પણ પછી પોતે કરેલી પોતાની મૂર્ખાઈ યાદ આવી.

ગઢવીની પત્ર પાછો માગવાની હીંમત ન ચાલી.

ચાહડ કોણ જાણે અન્યમનસ્ક બની ગયો હતો, ક્યાં તો કંઈક સ્વપ્નાં સેવતો'તો.

કૃષ્ણદેવે સીલ–મ્હોર તોડી, પત્ર ફોડી વાંચવા માંડ્યો. વચ્ચે ગજેન્દ્ર સામંતે પણ વાંચવાને માથું ઘાલ્યું. વાંચવાનું પૂરું થતાંજ કૃષ્ણદેવ ગર્જી ઊઠ્યો, "એમ કદી નહીં બને ! અને તે વણિક પુત્ર ગુર્જરપતિ ?"

ગઢવી જરાક કરડાકીમાં બોલ્યો, "હા, હા મારવાડીનો દીકરો –ચાહડ–ગૂર્જરપતિ !"

કૃષ્ણદેવે કરડી આંખ કરી કહ્યું, "કેમ, ગઢવીજી !–મરવાનું બહુ મન થયું લાગે છે ?–તેથી આટલી બધી કરડાકીમાં બોલો છો કે ? માથું વ્હાલું હોય તો જીભ જરા સંભાળજો."

સિદ્ધરાજ જયસિંહનો જમણો હાથ ઊંચો થયો અને ધબ દેતો કે પાસે બેઠેલા કૃષ્ણદેવના શરીરને છરતો વાગી પાછો પથારીમાં પડી ગયો. કૃષ્ણદેવ ચમક્યો અને તેણે પાછળ ફરી જોયું.

શું જોયું ?

જોયું કે પાટણપતિ જીવનની અનંત યાત્રાના પંથે પળી રહ્યા છે. તે બોલ્યો,

" અરે, ઓ જયસિંહના હિતૈષીઓ ! આ સિદ્ધરાજ જયસિંહ તો ચાલ્યા—ચાલ્યા ! " એમ કહી કૃષ્ણદેવે તરત જ મહારાજનું માથું પોતાના ખોળામાં ઊંચકી લીધું.

કરણદાન, ચારુભટ્ટ, ગજેન્દ્ર અને સર્વ અનુચર મંડળનું ધ્યાન તે તરફ ખેંચાયું.

માલીકનું માથું મરણ સમયે ખોળામાં ધારણ કરવાનો શુભ અવસર ગફલતીમાં ગુમાવવા બદલ ચારુભટ્ટ ફિર્કે ચાહડનું હૈયું ઇર્ષ્યાના કલવહ્નિથી ચણચણ બળવા માંડ્યું.

અને ઘડી પહેલાં વાગ્યુદ્ધે ચઢેલો કરણદાન ગઢવી તો આ દૃશ્ય જોઇ સ્તબ્ધ જ બની ગયો ! તેને મનમાં થયું કે, ગાદીનું નિરાકરણ તો અર્ધદગ્ધ દશામાંજ રહી ગયું અને મહારાજે તો મહાયાત્રા કરી.

મહારાજની શ્વાસોશ્વાસથી ધમણની માફક છેલ્લા ધબકારા લેતી છાતી પર ગજેન્દ્ર હલકે હાથે પંપાળવા મંડી ગયો.

એક જ પક્ષના બે ગોઠીઆઓને મહારાજની સેવામાં રોકાઇ ગયેલા જોઇ, ગઢવીથી ન રહેવાયું, અને સિદ્ધરાજ જયસિંહની પાછળ પટરાણી લીલાદેવીને બદલે પોતે જાણે સતી ન થવાનો હોય તેમ એણે એના બાપના નામની પોકળ પ્રાણપોક મૂકી. ગઢવી જમીન પર ઢગલો બેસી ગયો.

ચાહડને કૈં જ ના સૂઝયું.

તે એક બાજુમાં અદબ વાળીને, નિમ્ન મસ્તકે ઊભો રહ્યો.

એક હેડકી આવી-બીજી અને ત્રીજીએ તો પાટણની પ્રભુતા લૂંટાઇ ગઇ.

પાટણનો પ્રાણ-દીપક સદાને માટે બૂઝાઇ ગયો.

લીલાદેવીના પ્રેમયજ્ઞમાં જયસિંહ હોમાઇ ગયો.

વ્યષ્ટિરૂપ આત્મ સમિષ્ટમાં હોમાઇ ગયો-અને વિશ્વ-વિરાટ આત્મામા વિલીન થઇ ગયો

મહારાજના મૃતદેહની ક્રિયા કરવામાં અનુચર મંડળ રોકાઇ ગયું.

કૃષ્ણદેવે શહેરમાં ઢઢેરો પીટાવીને પ્રજાને મહારાજના મૃત્યુની ખબર આપી.

સિદ્ધરાજ જયસિંહનો મૃતદેહ પુષ્પોથી શણગારી, વિરાસાસન પર પ્રજાજનના દર્શનાર્થે, કલાકોને માટે મહેલની આગળની-રસ્તા પર ઝૂલતી અટારીમા ગોઠવવામાં આવ્યો. પાટણનો જન-સાગર પોતાના માલીકને સન્માનવા ઉમટ્યો. આમ દૂર દૂરથી દર્શનાર્થે લોક આવતા. આમ કરતાં કરતાં તો સાંજ પડી ગઇ.

રાજાધિરાજનું શોક-સરઘસ નીકળ્યુ.

મહારાજના મૃતદેહની અન્ત્યેષ્ઠિ ક્રિયા સંપૂર્ણ થઇ.

બુઢ્ઢામા બુઢ્ઢા એકલા ઉદાને મૂકીને, સિદ્ધરાજ જયસિંહ, મુંજાલ અને લીલાદેવીને મળવા ગયા. લોકો સ્મશાન ભૂમિ પરથી વિખેરાવા લાગ્યા એટલામાં ટોળાંમા કોલાહલ મચી રહ્યો, "એ ઉદામંત્રી આવ્યા-મંત્રી આવ્યા!" ખરેખર ઉદયન સ્થંભતીર્થથી આવી પહોંચ્યો. તેણે મહારાજના મૃતશરીરની રાખમાંથી ચપટી ભરી આસ્કા કરી અને સરઘસ વિખેરાયું.

સિદ્ધરાજ જયસિંહની જીવનયાત્રાનો અંત આવ્યો. પાટણની પ્રભુતા રાજાધિરાજની પત્ની અને મંત્રીના પ્રણયસાગરમાં એક રસ થઇ ગઇ!

❀

## પ્રકરણ ૧૪ મું

### શિયાળવાંની સોબત

" ઉદા મંત્રી આવ્યા–મંત્રી આવ્યા "ના પોકાર ટોળામાંથી થતાં જ ધીમી ધીમી ડોલતી ચાલે ચાલતા ચાહડ અને ગઢવીએ પોતાની ગતિ વધારી દ્વિગુણ કરી દીધી, અને સર્વથી વહેલા ને પહેલા જનતાના શંભુમેળામાંથી ક્યાંય અદૃશ્ય થઇ ગયા. ટોળામાં ઉદાના નામના પોકાર થતાંની સાથે જ ગઢવીએ ચાહડને ખભે હાથ મૂકી, સ્વપ્ન-સૃષ્ટિમાંથી જાગૃત કરી કહ્યું" " ચાહડ મહારાજ! ભાગો બાપા ભાગો! પાંટણના અર્ધમુંજાલ આપના પિતા આવી પહોંચ્યા છે. એટલે ખરેખરી ધમાલ તો હવે ચાલશે ! "

સિંહે શિયાળની મૈત્રિ બાંધી હતી.

પોતાપણું ભૂલેલો સિંહ જ્યારે ખંધા શિયાળની મૈત્રિ બાંધે છે ત્યારે છેવટે તે પોતાના પ્રાણને જોખમમા મૂકવા સિવાયનો કોઇ પણ પ્રકારનો અન્ય લાભ પ્રાપ્ત કરતો નથી. પ્રસંગવશાત શિયાળની જાળમાં ફસેલો સિંહ, પોતાપણું યાદ આવતાં જ્યારે છૂટવાનો પ્રયત્ન કરે છે ત્યારે લુચ્ચું શિયાળવું તે વનરાજને તેવી જ વિચિત્ર

પરાધિન દશામાં મૂકીને પલાયન કરી જાય છે.

શૂરવીર ચાહડ, કરણુદાનની વૃથા પ્રસંશામાં ફસાઈ રહ્યો છે. અત્યારે, પણ તેને ખબર નથી કે, ખુશામતિયા માણસો અણીને અવસરે જ અધવચમાં મૂકી–સપડાવી પોબારા ગણી જાય છે.

વાતો કરતાં–કરતાં ત્વરિત ગતિથી ચાહડ અને ગઢવી મુકામ પર આવી પહોંચ્યા. આજકાલ કરતાં આઠ દશ વર્ષથી ગઢવી કરણુદાન, જ્યારે ચાહડ મંત્રી નવરા હોય ત્યારે તેને ત્યાંજ જઇ બેસતો. રાત્રે પણ મોડી રાત સુધી તેને ત્યાં એ પડ્યો પાથર્યો રહેતો'તો.

મંત્રીને ત્યાં પડ્યા પાથર્યા રહેવાનાં કારણો તો ઘણાંય હતાં. પણ તેમાં મુખ્ય કારણ બે હતાં. એક તો એકે, જ્યારે ચાહડમંત્રી સત્તામાં આવે ત્યારે પાટણમાં ઊંચો અધિકાર પામી ફાવી જવાની દાનત ! બીજું કારણ પ્રેમપુરાણનું એણે મંત્રીજીને ત્યાં મંડાણ કર્યું હતું.

લવંગિકા નામની મંત્રીની એક કુમારિકા પુત્રી હતી. જેના રૂપનો ગઢવીજીને તાળવે આજ બેચાર મહિનાથી ગોળ ચોંટયો હતો.

સિંહ ને શિયાળ દીવાનખાનામાં આવી બેઠા.

સંધ્યાકાલ થયો હતો:

" ચાહડ ! પિતાજી હમણાં અહીં આવશે, નહીં વારૂ ? "

" ના, ના આજે તો પિતાજી મોડીરાતસુધી ઘેર આવે એમ મને તો નથી લાગતું. કારણ આજે તો કૃષ્ણદેવને ત્યાં રાજ્યગાદી કોને સોંપવી તે ઉપર વાટાઘાટ ચાલશે–એટલે મોડું થશે–છતાં મેં નીચે માણસને કહ્યું છે કે, કોઇને પરવાનગી સિવાય ઉપર આવવા ના દઇશ. "

" વારૂ. તો આપે પાટણના રંગ તો જોયાને ?"

" જોયા ભાઇ–જોયા–મને તો સમજાતું નથી કે હવે કયો માર્ગ લેવો.

" કયો માર્ગ શું કુસ્તમબાજી !"

" પણ પિતાજી પાટણમાં આવી પહોંચ્યા છે તેનું કેમ ? "

" પોતાનો દીકરો રાજા થાય તે કયા બાપને ન ગમે ? પિતાજીને સિદ્ધરાજ મહારાજના હસ્તાક્ષરનો પત્ર બતાવી દઇશું કે ઠંડાગાર થઇ જશે !"

" કરણદાન ! તમારી ભૂલ થાય છે ! ઉદાયંત્રીને તમે ધારો છો તેવા એ નથી એ યાદ રાખજો !"

" તો શું તમને પાટણની ગાદી મળે તેમાં તે વિઘ્નકર્તા બનશે ?"

" એ પણ સંભવિત છે."

" જાણે કૃષ્ણદેવ અને ગજેન્દ્ર સામંતને તો લાગ આવે જોઇ લઇશું. જો સારૂં ચાલશે તો સિદ્ધરાજ મહારાજના તેરમા પહેલાં જ તેમને તલવારથી ધૂળ ચાટતા કરી દઇશ, સમજ્યા ? "

" ગઢવી ! તારા સમજાવે હું સમજું તેમ નથી, કારણ તું ગજા ઉપરાંતની વિચિત્ર હવાઇ કિલ્લા બાંધવાની વાતો કરે છે. કૃષ્ણદેવ અને ગજેન્દ્ર સામંત ફક્ત બે જ જણ આખા પાટણને ભારી છે. તું એમનો પક્ષ કેવો ધારે છે ?"

" આ પાટણના થોડાક સુંડકાઓ અને થોડાક જૈન નાણાવટી પૈસાની મદદ કરે એવા શેઠીયાઓ, બીજું શું વળી ?"

" ના, ના, ગઢવી ! તારી ગણનામાં તું ભૂલ ખાય છે! તેં કોઇ દિવસ પાટણના સૈન્યને તાવી જોયું છે ? અને જો કસોટી કરવી હોય તો કરી જોજે કે પાટણનું સૈન્ય કોનો હૂકમ માને છે ?"

"સૈન્ય પોતાના મહાસેનાધ્યક્ષનો હૂકમ માને-તેમાં નવાઇ શું ?"

" એ બરાબર છે—અને એમજ હોઇ શકે ! પણ પાટણની એકે ટૂકડીને આપણા પક્ષમાં ખેંચવાની તારી તાકાત છે ?"

" પણ મંત્રીજી ! આપણે તાકાત કરતાં યુક્તિથી જલદી અને અચૂક ફાવી જઈશું ! જો કે અત્યારે પાટણમાં તમારી કે મારી તાકાતથી તો એક તણખલુંય ખસે એમ નથી—કારણ શક્તિના એઓ સ્વામી છે પણ યુક્તિપુરાણમાં આપણે એક્કા છીએ !"

" શું તમે યુક્તિ કૈં શોધી છે ?"

" હા, શોધી છે."

" શું, કહે જોઉં ?"

" આપના પિતાશ્રી આજે રાત્રે ઘેર આવી ગયા બાદ મધરાતે, તમારા પિતાજીના જ નામથી કૃષ્ણદેવ અને ગજેન્દ્રને અહીં મળવા બોલાવવા—અહીં આવ્યા પછી એ બે કંટકોને જડ મૂળથી ઉખેડી નાંખવા કે એમના અણીદાર મુખાગ્રભાગ છેદી નાંખવા તેનો નિર્ણય. તમે ને હું આપસઆપસમાં કરી લઈશું !"

" પણ ગઢવી તારી આ યુક્તિ અજમાવવાને માટે આ સ્થળ બદલવું પડશે."

" કેમ ?"

" ચાહડ મંત્રીના મકાનમાં કૃષ્ણદેવ અને ગજેન્દ્રનાં માથાં ન રોળાવાં જોઈએ !"

" કારણ ? એમાં વાંધો શો ?"

" લોકને શક લઈ જવાને આપણા પર પૂરતાં કારણો મળે ? રાજનીતિ કહે છે કે, કાવત્રું ત્રીજે ઘેર કરવું !"

" મંત્રીજી ! તમારે ગુજરાતના ધણી થવું છે ?"

" અરે, થવું છે શું ? સિદ્ધરાજ જયસિંહ જ મને બનાવી ગયા છે !"

" પણ તમને માને છે કોણ ?"

"અરે, જો તારી બતાવેલી યુક્તિ પાર પડશે તો મનાવીશું !"

"યુક્તિ તો હું આબાદ બતાવું છું, પણ પાર પાડવાની હિંમત ભાવિ ગૂર્જરપતિમાં ક્યાં છે ? યુક્તિ પાર પાડનારા, આમ અલ્લાં-તલ્લાં ન કરે ! એતો શિર સાટાંના કામ !"

"પણ હુ ક્યાં ના કહું છું ! ગૂર્જરપતિ થવાના બદલામાં હું બધું ય કરવા તૈયાર છુ !"

મંત્રીજી ! મોઢે જ બોલો છો, પણ વખત આવે તમારાથી એક તણખલું પણ ખસી શકનાર નથી !"

"કરણુદાન ! હિંમત આપવાને બદલે, આજે તુ મને આમ નાહિંમત બનાવે છે વારૂં ?"

"વારૂ કૃષ્ણસર્પ કૃષ્ણદેવ અને મજમૂર્તિ ગજેન્દ્રનો હું જે અહારોઅકાર ઘાટ ઘડી લઇશ, પછી આપ—" અટવી આગળ બોલી ન શક્યો. તે જરાક ખંચાયો.

"પછી વળી શું ? પતી ગયું !—પછી ફાવ્યા ! હું રાજા ને તું પ્રધાન !"

"મંત્રીજી ! રહેવા દો, રહેવા દો એ હવાઇ ગહેલ બાંધવા ! હજુ તો દીલ્હી બહુ દૂર છે ! માનો કે એ મોટા કાંટા દૂર થયા—પણ" અટવી ફરી પાછો અટકી ગયો.

"કરણુદાન ! અટક્યા વગર કહી નાખને જે કહેવાનું હોય તે બે ધડક !

"પછી એક કાંટા વગરનું સૂકું થોરનું ઠૂંઠું જ માર્ગમાં ત્રિશ બાકી રહે છે !"

"તે કોણ ?"

"આપના શિરછત્ર"

" કોણ મોટાભાઇ વાહડ ? "

" ના. "

" તો વળી કોણ બીજું ? "

" જરાક વિચાર કરો, એટલે યાદ આવશે. "

" કોણ હેમસૂરિજી ? "

" એ તો ખરો, પણ એની તો છેક છેલ્લી વલે કરવાની ! "

" તો તો ભાઇ, હવે મને કોઇ'જ યાદ નથી આવતું ! "

" જે મુખ્ય વસ્તુ છે તેજ તમને યાદ નથી આવતી ? તમને તે અત્યંત પ્રિય છે ! જવા દો હવે એ વાત ને નકામી લત ! "

જરાક આશ્ચર્યચકિત થઇ કરણુદાન તરફ એકી ટશે જવાબની આતુરતાથી રાહ જોતાં મંત્રીજીએ પૂછ્યું, " ગઢવી ! અલ્યા, તું પિતાજીની તો વાત નથી કરતો ને ? "

" બરાબર, હવે સમજ્યા—યાદ આવ્યુ ! "

" હેં, શું બરાબર ? પિતાજી મારા માર્ગમાં કંટકરૂપ ? તું ગાંડો તો નથી થયો ? ના ? " મંત્રીએ ગઢવી શું જવાબ આપે છે તેની ઘણી જ આતુર નજરે રાહ જોવા માંડી.

" મને ગાંડો ના કહેશો ! ઘેલછા તો ગૂર્જરપતિ થવાની તમને વળગી છે ! "

" અરે મૂર્ખ ! પિતાજીને તો હું સમજાવી લઇશ ! "

" ખબરદાર, મંત્રીજી ! મને મૂર્ખ ના કહેશો—જરા જીભને લગામમાં રાખો ! તમારૂં ડહાપણ તમારી પાસે રહેવા દો ! "

રાજ્યલોભમાં 'અંધ' બનેલા ચાહડે જોયું કે પોતાના પક્ષનો એક ખુણામાં ભુરચો સરસ મદદગાર હમણાં છટકી જશે, એટલે તેણે દીધી મૂકી, અને ગઢવીને આતુરતાથી પૂછ્યું, " વારૂ, કરણુદાન !

પિતાજીની તું શું વ્યવસ્થા કરવા માગે છે?"

હરામખોર મઢવીએ પણ મંત્રીની મુખાકૃતિ પરથી તેનું હૃદય વાંચી લીધું કે, મંત્રી હવે કંઇક કરશે—કારણ પાણી ચઢયું છે. તેણે કહ્યું, "અરે, વળી વ્યવસ્થા શી? ઠેકાણેજ કરવાના બાપાજીને!"

"હેં—હેં?" ચાહડનું આખું અંગ એકવાર તો મઢવીનો અણકલ્પ્યો પ્રત્યુત્તર સાંભળી ધ્રૂજી ઊઠયું.

મઢવીએ ફૂતવા કરવા શરૂ કર્યો, "મંત્રીજી! મને હવે ઘેર જવા દો—નકામું મારે મોડું થાય છે. એ તો મેં જાણી લીધું કે પાણી વલોવ્યે કંઈ માખણ નીકળનાર નથી!"

"પણ તું તો પિતાજીનું ખૂન કરવાની સલાહ આપે છે!"

મઢવીએ જુસ્સામાં ને જુસ્સામાં જે કંઈ છેવટનું સોગટું મારવાનું હતું તે માર્યું, "અરે, બાપનું તો શું પણ ભાઇ—ભાંડુંના ગળાં કાપવાં પડશે! મંત્રીજી—રાજ્યને અંતે નર્ક! સરગનો દોડો ઝાલવો હોય તો કાલે સવારે વેલાસર પેલા આદિનાથના અપાસરામાં જજો! ચાલો ત્યારે હું જાઉં છું. પણ જો આપણામાં કંઈ જ સક્રિય કાર્ય કરવાની હિંમત જ ન હોય તો મને ત્રાજે મોઢે કે ત્રીજે ઘેર વાત કરી નાહકમાં બદનામ ન કરશો!" મઢવીએ ઊઠી ધીમે ધીમે દાદર તરફ ડગલા ભરવા માંડયા. ચાહડ પણ પાછળ પાછળ ગયો અને દાદરે ઊતરતા મઢવીને છેવટે છેવટે પણ એક આશાજનક જવાબ દઇ દીધો, "કાલે—પહરમાં—ફુરસદે આવજે! નવ્વાણું ટકા તારી સંમતિ માન્ય છે—પણ જે એકાદ ટકો બાદ થાય છે તે નિરાંતે વિચાર કરતાં, હું ધારું છું કે, એક બે દિવસમાં નક્કી કરી શકીશ!"

મઢવી અડધો દાદર તો ઊતર્યો નહીં હોય, ને વચમાંજ ઉદયન મળી ગયા. મઢવીનું દિલ જરાક ધડકયું, પણ કઠણ કાળજું કરી

દાદર ઊતરી ચાલતો થયો. ડોસાએ પણ તે દાદર ઊતરી રહ્યો ત્યાં સુધી સ્થિર ઊભા રહી તેની પૂંઠની પાછળ પાછળ નજરને દોડાવી.

અઢવી ચાલ્યો ગયો. ને ઉદયન ઉપર આવ્યા.

પિતાને જોતાં જ વિરામાસન પર આડો પડેલો ચાહડ આસનેથી ઊભો થઇ ગયો. તેનું આખું શરીર થરથર ધ્રૂજવા લાગ્યું. તેનાથી ત્યાં ઊભાજ ન રહેવાયું. તે બાજુના ઓરડામાં ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૫ મું

## પિતા પુત્ર

સવાર પડી દિવાનખાનામાં બેઠેલા ઉદયને ચાહડને અનુચર પાસે પોતાની કને બોલાવી મંગાવ્યો.

ગાદીતકીયે બેઠેલા બાપની બાજુમાં પુત્રે આવી આસન લીધું.

" કેમ, ભાઇ ! શરીર તો સારૂં છે ને ? "

" હા, જી. "

" વારૂ, ત્યારે હવે પાટણની ગાદીની શી વ્યવસ્થા કરવી તે માટેની વાતચીત કરવાને મેં તને બોલાવ્યો છે. અમે તો સ્તંભતીર્થમાં આધે પડયા—અને સિદ્ધરાજ મહારાજની પાસે બારે ઘડી ને પહોર તો તું રહેતો'તો એટલે અમારા કરતાં મહારાજનું હૃદય તું સારી રીતે પિછાની શકે એ વાસ્તવિક છે ! "

" બાપુ ! સિદ્ધરાજ મહારાજે તો મને જ કૃતીપુત્ર—દત્તક જાહેર કર્યો છે. "

" ભાઇ ! આવી ગંભીર બાબતોમાં કંઇ મોઢામોઢાની વાતો ચાલે વારૂ ? મહારાજ જયસિંહ તરફનું પ્રજા સમક્ષ રજૂ કરાય

એવું પ્રમાણપત્ર તારી પાસે કંઇ છે ? "

"સિદ્ધરાજ મહારાજનાજ હસ્તાક્ષરનો લખેલો પત્ર અમારી પાસે હતો; તે કૃષ્ણદેવને વાંચવાને આપ્યો છે."

"અમારી પાસે, એટલે તું એકલો તો નહીં જ ?"

"મહારાજ જયસિંહે ગઢવી કરણદાનને વચમાં રાખ્યા છે."

"એવા એ બદામના માણસોને વચમાં શા માટે રાખવા જોઇએ ?"

"વખત છે ને કોઇ ફરી જાય–તો સાક્ષી રૂપે રહેવા."

"રહ્યો રહ્યો હવે સાક્ષી ! એ શું સાક્ષી પૂરતો'તો ? મોંઢા પરથી તો માંખ નથી ઊડતી !"

"બાપુ ! બીલકુલ ગણત્રીમાંથી બાદ કરવા જેવો નથી–પણ બહુ કામનો માણસ છે !"

"કામનો કરીને–એ તે શી ધાડ મારવાનો છે ? કંઇ એની પાસે સંધબળ છે ? કામનો જો કહે તો કૃષ્ણદેવ કે સામંત ગજેન્દ્ર !"

"પણ એ તો મને ગાદી મળે તેની વિરૂદ્ધ છે !"

"પણ જરા અક્કલથી તો વિચાર કર ! તને ગાદી મળેજ કેવી રીતે ?–તું કોણ ? "

"કેમ, બાપુ ! સિદ્ધરાજનો ઠેરવેલો વારસ !"

"સિદ્ધરાજ તો કાલે ઊઠીને કોઇ રખડતાને વારસ ઠેરવી જાય તે કંઇ ચાલે કે ?"

"પણ હું ક્યાં રખડતો હતો. હું તો એમનો મંત્રી હતો."

"મંત્રી હતો પણ વારસ તો નહીં જ ને !"

"તો વારસ કોણ બીજો ?"

" કીર્તિપાળ—મહીપાળ કે કુમારપાળ. "

" કીર્તિપાળ—મહીપાળ તો ક્યાંય રખડતા હશે. મહારાજના મૃત્યુ વખતે ય પાટણમાં જ ક્યાં હતા ! અને લોકો કહે છે કે કુમારપાળ તો રખડી રઝળીને મરી જ ગયો હશે ! "

" અરે, મંદમતિ ? આ કાલે આવ્યો કુમારપાળ એમ જાણુ, મરી ગયો—મરી ગયો શું કરે છે ? કુમારપાળ કંઇ જલદી મરવાને નથી સરજાયો ! એજ ગુજરાતનો સાચો ધણી છે ? "

" તો આપ પણ કુમારપાળનો જ પક્ષ ખેંચતા હો એમ જણાય છે ! "

" એમાં પક્ષ શાનો ! સાચા વારસને જ પાટણની રાજલક્ષ્મી વરવી જોઇએ એવો અમારો તો અંતિમ અને અટલ અભિપ્રાય છે. "

" તો સિદ્ધરાજ જયસિંહ કરી ગયા એ બધું વ્યર્થ ? "

" સિદ્ધરાજ જયસિંહની તો ઘરડે મતિ ગઇ'તી ! અમારાથી એવું અયોગ્ય ડગલું નહિં ભરાય, ભાઇ ! "

" એમાં અયોગ્ય ડગલુ શું વળી ? "

" અલબત્ત અયોગ્ય—અયોગ્ય ! પાટણની ગાદી તને ન જ મળી શકે ! "

" તો કુમારપાળને એમજને ? "

" એમજને—એમજને શા માટે ? એ ખરો વારસ છે અને એને મળશે ! મારવાડીને માથે પાટણનો રાજમુકુટ ન શોભે ! માટે જો, તેં પાટણપતિ બનવાના ખોટા ખોટા મનસુબા ઘડયા હોય તો તે વેલાસર છોડી જ દેજે—નહીંતર આપણા આખા કુલની ખરાબી થશે. "

" પિતાજી ! આ તમારી કલ્પના ભૂલ ભરેલી છે ! રાજા તો ક્ષત્રિય જ બને, એ જમાનાઓથી ચાલેલી લોકની ખોટી છાપ શું

ભૂંસી જ ન શકાય ?–પિતાજી ! श्रद्धावान् लभेत् सिद्धिम् ॥ એ પણ એક શાસ્ત્રવચન છે અને તેને જરાક ફેરવી કહું તો—शक्तिमान् लभेत् साम्राज्यसिद्धिम् ॥ મારી તો આવી માન્યતા છે. ”

“ એટલે ટૂંકમાં જ કહેને કે, તું પાટણમાં બળવોજ કરાવશે–પ્રજાને ઉશ્કેરશે, પણ ગમે તે જોખમે તું ગૂર્જરપતિ તો બનશે જ, એમને ? વારૂ, હું જોઉં છું કે, તું શું કરે છે, અને તારામાં શું કરવાની તાકાત છે ? જા, નિમકહરામ ! બળવો કરાવજે બળવો ! અને બીજું પણ તારાથી જે થાય તે કરી લેજે–પણ તને તો ગુજરાતની ગાદી ન જ પચવા દઉં !–તારા જેવા દેશદ્રોહિ દીકરાના ઘરનું પાણી પણ મારે આજથી હરામ છે !–હું તો મારે કૃષ્ણદેવને ત્યાં જ જઈશ અને રહીશ. ” ડોસાએ ઊઠી ચાલવા માંડ્યું.

ઉદો જ્યારે ગુસ્સે થતો, ત્યારે જાજરમાન બનતો.

પિતાની જાજ્વલ્યમાન મૂર્તિના તેજમાં પુત્ર અંજાઈ ગયો, અને ઘર છોડી ચાલ્યા જતા બાપને અટકાવવાની મનમાં તીવ્ર ઇચ્છા હોવા છતાંય તે કંઇજ કરવાની હિંમત ન કરી શક્યો.

ઉદો ચાલ્યો ગયો અને ચાહડ જોઈ રહ્યો.

## પ્રકરણ ૧૬ મું

## શિવાલયમાં કે યમાલયમાં ?

"લવંગિકા ! તું કંઇ બહુ જ કામમાં પડી ગઇ લાગે છે ?"

"લલિત ! ખરેખર કામમાં તો પડી જ ગઈ છું પણ તેમાય તારી મદદ અને સલાહ વગર એક ડગલું પણ વધી શકાય એમ નથી."

"એવું તે શું કામ છે જેમાં મારી મદદ વગર ચાલે એમજ નથી ?"

વાત એમ છે કે, સિદ્ધરાજ મહારાજની જે દિવસે સ્મશાન યાત્રા થઇ તે રાત્રે મારા પિતાજી પાસ પેલો શિયાળ આવ્યો હતો, અને મારા પિતાજીને પાટણની ગાદી પ્રાપ્ત કરવાની બાબતમાં એ ખૂબ પાણી ચઢાવી ગયો છે–તે એટલે સુધી કે, જો એમ કરવામાં કાપાકાપી કરવી પડે તો તે ય કરવી !"

"કોણ પેલો ખાધીઓ ગઢવી આવ્યો'તો ?"

"હા–એ તો મહા હરામખોર બુઢ્ઢો લાગે છે !"

"કેમ, કંઇ તારી જોડે હરામખોરી કરી'તી કે શું ?"

"હા, સિદ્ધરાજ મહારાજ જે દિવસે ખૂબ માંદા થઈ ગયા, અને એમની બચવાની પણ આશા ન્હોતી, તે દિવસે મારા બાપુ તો સવારથી તે સ્મશાનયાત્રા પૂરી થતાં સુધી મહારાજના મહાલયે હતા તેજ દિવસે એ હરામખોર લાગ સાધી મારે ત્યાં આવી ચઢયો હતો!"

"પછી ?"

"પ્રેમનું નાટક ભજવ્યું !"

"શું તારા પ્રેમની યાચના કરી ?"

"યાચના શી વળી ! એ તો જૂલ્મ અને જબરદસ્તી કરવાની તૈયારીમાં હતો એટલામાં જ મારા પિતાશ્રીનો પગરવ સંભળાયો, એટલે પાછલે બારણે બગીચામાંથી વંડો માપી ગયો."

"પછી તેં તારા બાપુ સમક્ષ એની હરામખોરી જાહેર કરી દીધીને ?"

"બાપુ સમક્ષ શું જાહેર કરૂં ? બાપુજ એમ ઇચ્છે છે કે મારે એની સાથે લગ્ન કરવા !"

"તારા બાપુ એવું ઇચ્છે જ નહીં ! અરભટ્ટ મંત્રી જેવા ડાહ્યા કહેવાતા માણસ પોતાની એકની એક પુત્રીને જાણી જોઇને ખાડામાં નાખે એ વાત માની શકાતી નથી !"

"પણ લલિત ! અત્યારે તો એ વાત માનવાનાં સબળ કારણો છે ! એક કારણ તો એ કે પિતાજીને ગૂર્જરપતિ થવું છે, અને તેમાં એમને, પગલે ને ડગલે એ મઢવી વગર ચાલી શકે એમ નથી !"

"શું તું એમ કહેવા માગે છે કે, મઢવી બહુજ બહાદુર આદમી છે ? જો હું એના ડોઝામાં એક જ લાત મારૂં તો ચાર ગોઠીમડાં ખવડાવી દઉં !"

"લલિત આમાં બહાદુર–બાયલાનો સવાલ નથી, સવાલ છે પિતાજીના સ્વાર્થનો ? અરે, તું થોડા જ સમયમાં સાંભળશે કે, નહીં"

કલ્પેલું એવું કે કે મારા બાપ કરી બેસશે !"

"સર્વંગિકા ! ત્યારે તો આ બધી રાજરમત ખેલાતી લાગે છે ? એમાં તો કંઈ કંઈનાં ઢીંગલાં ઊંડી જશે ! નવાની જગ્યાએ જૂનું અને જૂનાની જગ્યાએ નવું એમ અણધાર્યા અદ્ભૂત ફેરફારો થઇ જશે. મેં પણ આજે એક વાત સાંભળી છે કે, મારા બાપુ કૃષ્ણદેવ અને સામંત ગજેન્દ્ર—તારા બાપુ પાટણપતિ ન થાય તે માટે તનતોડ પ્રયત્નો આદરી રહ્યા છે "

" અને મારા બાપુ પણ બમણા જોરથી પાટણપતિ થવાને માટે પ્રચંડ યત્નો આદરી રહ્યા છે. એમણે તો એટલે સુધી દઢ નિશ્ચય કર્યો છે કે, ગુજરાતનો રાજમુકુટ મસ્તક પર ધારણ કરવા માટે જો સગા બાપનું ખૂન કરવું પડે તો તે પણ કરવું—પણ કોઇ પણ હિસાબે પાટણની રાજ્યલક્ષ્મી વરવી !"

"અરે રે, પાટણપતિ થવાનો આટલો બધો લોભ ? શિવ ! શિવ !"

" પણ લલિત ! આ બાજી કંઈ એમની બુદ્ધિની પેદાશ નથી—એ બધી શીખવણી પેલા કરણદાનની છે."

" યુવક આકાશ તરફ નજર કરી બોલ્યો,

" એ ગઢવી કરણદાનને પૂરો કરવો જ છે ને ? "

" ના લલિત ! એને તો જીવતો રહેવા દેવો છે, પણ આ પાટણની ગાદીની ધમાલ ને ખટપટ શમી જાય ત્યાં સુધી એને એવે તો ગુપ્ત સ્થળે પૂરી રાખવો કે પત્તોજ ન લાગે. આવો ઝેરી સાપ છૂટો તો ના જ રહેવો જોઇએ !"

" વારુ, આજ સ્થળે એને કેદ કરી પૂરી રાખીએ તો કેમ ?—તું એક કામ કરજે ! એ તારા રૂપમાં ખૂબ લટ્ટુ બની ગયો છે, એટલે એ અચૂક તારી જાળમાં તરત ફસાઇ જશે. એને કાલે સાંઝે જ હું

" અનંતા આપની સેવામાં હાજર જ છે. કેવલ આજ્ઞા મળે એટલી જ વાર છે !"

" તારે એક બહુ જ ભયંકર કામ કરવાનું છે.

" ફરમાવો !"

" મને શંકા થાય છે કે તે તું કરી શકશે કે કેમ ?"

" મહારાજ ! મેં આજસુધી એવાં એવાં કામ કર્યાં છે કે જેનો જવાબ નહીં ! નગરનારીના સપાટામાં આવેલો ભાગ્યે જ કોઈ બચી શકે છે !"

" હું જાણું છું કે વેશ્યાઓ બહુજ ચતુર હોય છે–પણ આજે તો તારી ચતુરાઈને આંટ મારે, એવા એક મહાચતુર માણસ સાથે તારે કામ પાડવાનું છે ! અત્યારે કોઈ મહીપાળ જેવો ટૂર–ખેંચણિયો હોત તો તો હું માનત કે, તું સ્હેલાઈથી ફાવી જાય–પણ આ તો વાઘ છે જો વકર્યો તો તને ને મને બન્નેને ફાડી ખાય !"

" પણ નામ તો કહો તેનું ?"

" મહાસેનાધ્યક્ષ કૃષ્ણદેવ."

" ઓહો !–જોયો જોયો હવે."

" ઓહો, કરે છે, પણ જોજે માથા–સાટાના ખેલ છે. જો, જરા પણ ભૂલ થઈ–કે માર્યો ઠાર ! એ એકલો આખા પાટણને ઉથલાવે એમ છે."

" કરણુદાન ! તમે મળા સુધીની ખાત્રી રાખો. હું એને પહોંચી વળીશ. પણ તમે તે દિવસે કહેતા'તા કે બીજા પણ બે જણુ આડખીલી રૂપ છે. તે કોણ ?"

" એ નામ હમણાં બહાર પાડવાનાં નથી."

" બસ કે ? વ્હાલા થઈ મારાથી પણ વાત છૂપી રાખો છો કે ?

તે પછી મારી જોડે લગ્ન કરશો, ત્યારે તો કોણ જાણે કેવાં ય છાનાછપરાં કમાડાં કરશો ?"

" આ થયું !–તમારા લોકોની તો હદ જ બહુ ભારી ! જોઉં આપ વચન ?" ગઢવીએ વચન લેવા હાથ લંબાવ્યો. અનંતાએ તેનો હાથ પકડી પાસે ખેંચ્યો, અને ક્રમ્મરે હાથ વીંટી કહ્યું, " વ્હાલા વચન નહીં–લ્યો–! " અનંતાએ ગઢવી તરફ ત્રાંસી–તીરછી નજર નાખી, માથું તેના ખભા પર ઢાળી દીધું.

ગઢવીજીને ગીલગીલિયાં થઇ આવ્યાં, અને તેણે અનંતાના માથા પર નમી, એક–બે–ત્રણ ચુમી કરી લીધી.

ચુંબનની ઝડીઓથી અકળાયેલી અનંતા છૂટી પડી અને ગઢવી જરાક ઝંખવાણો પડી ગયો.

" વારૂ ત્યારે નામ કહોને ?" અનંતાએ પૂછ્યું.

" ગજેન્દ્ર સામંત અને મંત્રી ઉદયન "

" એ બેને પણ સાફ કરવા પડશે ?

" અનંતા ! જો કોઇને કહીશ ના હોં ! કૃષ્ણદેવ, ગજેન્દ્ર અને મંત્રી ઉદયન આ ત્રણનું કાસળ કાઢયા વિના આ જન્મે તો ચાહડને પાટણની ગાદી સ્વપ્નેય મળે તેમ નથી ! સેનાપતિને તારે સ્વધામ પહોંચાડવાના. ચાહડ ગજેન્દ્રને અડફટમાં લેશે, અને ડોસાને આપણે દાઢમાં ઘાલ્યો છે. જોયુંને ? અઘરામાં અઘરૂં કામ મેં મારે માથે વ્હોર્યું છે ! બાપનું ખૂન કરવાની ચાહડમાં હીંમત નથી અને રાજા તો ચવુ છે બાઇને. વારૂ, ત્યારે આપણે જઇએ હવે બહુ મોડું થયું છે. જો, એ કામ ક્યારે કરવાનું ? ફરી એકવાર હું તને મળીને કહું ત્યારે.

" ચાલો, ત્યારે !"

" —ના, સાથે નહીં–તું આગળ ચાલી જા ! અમે કોણ !

અહી મળવા બોલાવજે—અને હું ઘેર જતાં જતાં રસ્તામાં જ એને તારા નામથી લખાયેલી પ્રણયપત્રિકા પહોંચાડતો જાઉં છું." એમ કહી લલિતે શિવાલયના બગીચામાં જે આસોપાલવના વૃક્ષ નીચે ઊભા ઊભા તેઓ વાત કરી રહ્યા હતા, તેજ વૃક્ષના મૂલ પાસે તરતનાંજ ખરી પડેલાં પાંતરાઓમાંથી એક મોટું જોઇને પત્ર લીધું, ને એક કોલસાનો કટકો શોધી કાઢયો, ને લવંગિકાના હાથમાં પત્ર ને કોલસો આપતાં કહ્યું, "લે, આ પાંદડા પર એકજ પંક્તિ લખી દે—વારૂ, શું લખશે ?" યુવક વિચાર કરવા લાગ્યો,

"તમે જ કહોને !"

લે લખ ત્યારે "કાલે સાંઝે, શિવ—સદનમાં, રાહ જોઈશ વ્હાલા !" કેમ લખ્યું ? હા લખ્યું—પછી લખીતંગ કરીને તારૂં નામ લખકે હું છું આપની પ્રણયપિપાસુ—લવંગિકા"

"વારૂ—" એમ કહી લવંગિકાએ પત્ર પરનું લખાણ પૂરૂં કર્યું ને પત્ર લલિતને સુપ્રત કર્યો.

બન્નેએ ઘેર જવાની તૈયારી કરી.

એટલામાં શિવાલયનું પવનથી વસાઇ ગયેલું દ્વાર ખૂલ્યું.

વૃક્ષ નીચે ઇશ્કની ગુફતગો કરતા આશક—માશુકની તે દિશા તરફ દૃષ્ટિ ગઇ.

યુવકે યુવતીનો હાથ ખેંચ્યો. અત્યારસુધી આવાં ઊભાં ઊભાં વાતચીત કરતાં પ્રેમીયુગલને એકમેકના હસ્તનો સ્પર્શ થતાં જ રોમાંચ થયા બન્ને જણ શિવાલયની પાછળની ઓસરીમાં આવી પહોંચ્યાં. લલિતકુમારને લવંગિકા અત્યારે મોહક લાગી, અને તેનાથી ન રહેવાયું, અને નાટક કર્યું.

"અહં, આ શું કરો છો અત્યારે ?"

"ચુંબન !"

લવંગિકાએ લલિતના ગાલ પર એક ધીમી લપડાક મારી અને બદલો ન લેતી હોય તેમ કર્યું અને કાંઈક બોલી.

" લવંગિકા ! ધીમે બોલ, કોઈ સાંભળશે તો ફજેતી થશે. વારુ, હવે શું કરું છું તે જો અને તને વાંધો ન હોય તો એને એકે ઝટકે હજુય ઢાળી દઉં !"

" ના, ના એમ કરવામાં આપણે જ ફસાઈ જઈએ ! એ કેમ આવ્યો છે—એકલો છે કે બીજું કોઈ આવે છે—શું વાત થાય છે ? એ બધું સાંભળીએ પછી એ ઠગને ઠામ પાડીએ !"

"—એ પણ ઠીક, જરાક આગળ જઈ, આ ભીંતને ઓથેથી જોઉં કે કોઈ બીજું આવ્યું છે કે નહીં ? "

" અરે, એમ લપલપિયા કરવા કરતાં છાનામાના અહીંજ ઊભા રહોને—એ તો બધુંય ધ્યાન દઈશું એટલે સંભળાશે !"

" જો, જો કાન ધર—કોઈના નૂપુરનો છમ્મછમ્મ અવાજ થાય છે."

"'માળો કોઈક બૈરું સપડાવી લાવ્યો લાગે છે ! " ત્યાંતો બારણું ઉઘડ્યું. "

શિવાલયમાં કોઈક બીજી વ્યક્તિએ પણ પ્રવેશ કર્યો છે જાણી બ્હાર શું વાત થાય છે, તે સાંભળવા સ્થિર થઈ ઊભા.

સ્થિર થઈ ઊભેલી આરસની પુતળી શી લવંગિકાના ગળે હાથ વીંટી યુવકે બીજું ચુંબન કર્યું.

યુવતી " ઉંહૂં !" કહી જરાક આઘી ખસી ઊભી રહી.

• શિવાલયની બ્હારના આગળના ભાગના ચોગાનમાં એક ખુંખારો થયો. અનંતા ! શિવાલયમાં તું ને હું સિવાય ત્રીજું કોઈ જ નથી. ચાલ, હવે બોલ. તેં શો નિશ્ચય કર્યો ?"

પાટણના અગ્રણ્ય રાજપુરૂષ ! છોકરાંમાં તો બધાનેય હોય પણ અમારાં જરા છાનાછૂપાં, સમજી ?"

ધીરી ધીરી જતી મજમાસિની અનંતાને ફરી એકવાર તે હરામખોર લંપટે બાથમાં કચડી નાંખી, અને ઉત્કટ વાસનાથી ઉશ્કેરાઇ, તેના ગૌર ગુલાબી કપોલ પ્રદેશ પર એક એવું તો ચુમ્બન કર્યું કે દન્તક્ષત પડી ગયા. અન તો તેને હવે સમજી ગઇ હતી એટલે એકપળ પણ ત્યાં ન થોભતાં, તેની બાથમાંથી બળ કરી ન્હાસી છૂટી.

ગઢવી એકલો પડયો, શિવાલયના ઓટલા પર બેસી ગયો, અને પોતાના મન સાથે વાતો કરવા મંડયો, " બચ્ચા કરણદાન ! પાટિયાં તો આબાદ. ગોઠવ્યાં છે ! જો......" ગઢવીએ હજુ તો પોતાનું બોલવાનું પૂરૂં નથી કર્યું એટલામાં તો પાછળથી આવી કોઇકે ઓચિંતી તેની આંખો પાટાથી બાંધી દીધો પાટો બાંધનારના પંઝામાંથી છૂટવાનો તેણે ઘણોય પ્રયત્ન કર્યો પણ તે ફાવ્યો નહિં.

પાટો બાંધનારે પોતાનો અવાજ બદલી કહ્યું, જો, સ્હેજ પણ ગરબડ કરી તો બે બાજુથી બે તલવારો ઝૂકી પડશે, માટે સ્હેજ પણ ચૂંચાં કર્યા વિના બેસી રહે !" લલિતકુમાર વાત પણ કરતો તો ને સાથેસાથે મંદિરની બ્હારના ચોકની છતમાં બાંધેલા ઘંટની સાંકળને હસ્તગત કરવાનો પણ પ્રયાસ કરતો હતો. ઘંટમાંથી સાંકળ છૂટી પડી ગઇ. લલિતકુમારે ગઢવીના બે હાથ પકડી ભેગા કર્યા અને લવંગિકાએ સાંકળથી બાંધી પણ દીધા,. અને બોલ્યો શિવાલયના બગીચાની છેવાડે એક ઓરડી છે ત્યાં પૂરી દઇ ઘર તરફ ચાલવા માંડીએ."

" ના એમ નહીં બીજું સ્થાન છે ત્યાં એને ટાંગાટોળી કરી લઇ જઇએ. "

ગઢવીએ હજુ પણ બન્નેને ઓળખ્યા નથી કારણ કે, બન્ને

અવાજ બદલી બહુ જ ધીમા અવાજે વાતો કરે છે. મઢવીને તો એમજ લાગ્યું કે કોઈક લૂંટારા—હરામખોરના પિશાચી પંજામાં જ હું સપડાયો છું. તેણે કાલાવાલા કરવા માંડયા.

" ભાઈ, તમારે જે જોઈએ તે લ્યો, પણ મને જીવતો છોડી દો ! હું સાધારણ માણસ છું—મારૂં સર્વસ્વ હું આપને ચરણે ને શરણે સ્વાધીન કરવા તૈયાર છું ! "

બેમાંથી કોઈએ જવાબ ન આપ્યો તેમણે મઢવીના શરીરને ટાંગાટોળી કરી ઊંચકયુ અને શિવાલયની પાછળના ભાગમાં પડતા બારણાની બહારના નિર્જન મેદાન પર આવી ઊભા.

યુવકે લગભે પાએક માઈલને અંતરે આવેલી એક ગીચ ઝાડીના જૂથ તરફ નજર નાંખી, અને કહ્યું, " આપણે પણે જવાનું છે. ચાલ, ઉંચક ઉચક ! "

અંધારૂં થયું હોવાને લીધે દૂરની ઝાડી ભૂખરા—મેલા રંગની દેખાતી હતી. ઝાડીનો સમગ્ર આકાર જાણે કોઈક મોટો હાથી ન ઊભો હોય અરણ્યમાં તેવો ભાસતો હતો. હાથીના પૃષ્ઠ ભાગે આરસના જેવા જણાતા પત્થરોની એક અર્ધભગ્ન ઇમારત હતી. તે હાથીના પૃષ્ઠ ભાગે આછા આરાસિયા રંગની અંબાડી ગોઠવી હોય તેવી દેખાતી હતી. જોતજોતામાં તો તે ઇમારત પાસે પ્રેમીયુગલ આવી પહોચ્યું.

સહસા લવંગિકા બોલી ઊઠી, " આ તો ભૂતિયા વાવ ! "

વાવ શાહબાદી પત્થરની બાંધેલી હતી. ઉભમણી બાજુએ પગથિયાં હતાં. આખી વાવ બિસ્માર હાલતમાં જણાતી હતી. વાવમાં પચ્ચીશ પચ્ચીસ પગથિયાંને આંતરે એક મજલો—એમ વાવના તળિયા સુધી પહોંચતાં, બધા મળી સાત મજલા થતા. ફક્ત પાણી ઉપરના છેલ્લા મજલા સિવાય અનેક પડું પડું દશામાં દષ્ટિગોચર

થતા હતા. ઠેઠ ઉપરના મજલા ઉપર ઊભા રહી કોઇપણ મુસાફર સહેલાઇથી પાણી કાઢી પી, તરસ છીપવી શકે એવી વ્યવસ્થા કરી હતી. એટલે કે ઉપરથી એક લાંબુ આડું લાકડું, લાકડાની મધ્યમાં એક મોટી ગરગડી જોડેલી હતી. જ્યાંથી દોરી-લોટો નાંખવામાં આવે તો બરોબર વાવના પાણીના મધ્યભાગે અડકી પાણીનાં કુંડાળાં કરે.

વાવનો છેક ઉપલો ને પહેલો મજલો જમીનની સપાટીથી ફક્ત દોઢ જ હાથની ઊંચાઇએ હતો. તે ઉતરવાના પગથિયાં તરફનો ઉગમણો સમગ્ર માર્ગ વગડાઉ વનસ્પતિથી ગીચ છવાઇ ગયો હતો. આછાં ઝાંખરાં ને તૂટી પડેલાં, સૂક્કાં, કાંટાળા થોરના હાથા પડેલ હોવાથી કોઇક તે ઠેકાણેથી વાવમાં જવાનો માર્ગ થાય તેવું હતું

યુવક-યુવતી તે કંટક માર્ગ તરફ ન જતાં, પહેલા મજલા પર જ ચઢયા, અને પાણી ખેંચવાની ગરગડીમાં ગઢવીનાં હાથે બાંધેલી સાંકળનો એક છેડો પરોવ્યો, અને બીજો છેડો સાંકળને લટકતી રાખવાને તેના આઠમે-નવમે આંકડે ભરાવ્યો. પ્રભુ જાણે આંકડો બરાબર ભેરવાયો છે કે નહીં !-કારણ, અંધારૂં એટલું બધું લાકું ઊતરતું હતું કે, સ્પષ્ટ કૈં જ નહોતું જણાતું.

અત્યારસુધી ધૈર્યથી સર્વ કૈં સહન કરી રહેલો ગઢવી, ધીરજ ખૂટતાં બોલ્યો, " તમે છો કોણ ? "

યુવકે જવાબ આપ્યો. " નરરાક્ષસ !-આ ભૂતિયાવાવના મે ભૂતો ! "

ગઢવી ભયંકર જવાબ સાંભળી ભયત્રસ્ત બન્યો, અને પોક મૂકી રડી પડયો. આંસુની અસ્ખલિત ધારાથી બાંધેલા પાટાની ધારો લદબદ બની ગઇ અને તેના ગાલો પણ ભીંજાઇ ગયા. તેના માથાની પાસે ઊભેલી લવંગિકાના પગની પાની પર બેચાર અશ્રુ-બિન્દુ ટપકયાં. યુવતી ચમકી અને બોલી ઊઠી, " ગઢવી રડે છે ! "

"લવંગિકા ! મરવા દે એ નરપિશાચને કે, પાટણપુરીના યજ્ઞની પૂર્ણાહૂતિ થઇ જાય જલ્દી !–ગદ્દીજી ! ઉદયન મંત્રી, મારા પિતા કૃષ્ણદેવ અને સામંત ગજેન્દ્રને મારવાના મનસુબા હવે અહીં વાવમાં લટકીને કરજો ! " એમ કહી લલિતે ગઢવીના શરીરને ગરગડી પર લટકવાને, હડસેલી મેલ્યું.

જે દુર્ભાગી પળે ગઢવીને વાવના લાકડાની જૂની કાટ ખાઇ ગયેલી ગરગડી પર લટકવાને હડસેલ્યો, તેજ પળે તે ભયંકર વાવમાં વજનદાર વજનની વસ્તુનો, પાણીમાં પડવાનો એક મોટો અવાજ થયો. પણ વસ્તુતઃ શું બન્યું તે ભૂતોના સાથી જેવા કાળા અંધકારે ન જોવા દીધું.

કેવલ એક કારમી ચીસ સંભળાઇ, તુરત યુવતીનો હાથ પકડી યુવક ત્વરિત ગતિએ વાવના મજલા પરથી નીચે ઊતરી પડયો, અને ભયભીત યુવતીને છાતી સરસી ચાંપી શાન્તવન આપી તેને દૂર લઇ ગયો.

લલિતે ગજવામાંથી એક નાનકડી વેંતભર શી ચાંદીની મશાલ કાઢી, અને તેના પર એક નાની ચર્મ-કુપ્પીમાંથી બે ચાર ટીપાં તેલ નાંખી, ચકમક વીંઝી તે ચેતાવી, ને એક બાથમાં લવંગિકા અને બીજા હાથમાં મશાલ લઇ તેણે ઘર તરફનો માર્ગ માપવા માંડયો.

## પ્રકરણ ૧૭ મું

## યોગિનીયુગલ

ભૃગુકચ્છની કમ્મરે વીંટળાયલા હિડિમ્બારણ્યની શૈલમાલાની કેડીએ કેડીએ એક પચાશ વર્ષનો કદાવર બાંધાનો ઘોડેસ્વાર સાયં-કાલને સમયે પસાર થઇ રહ્યો છે.

ઊંચા ઊંચા પહાડો–ઝાડોને લઇને સપાટ પ્રદેશ કરતાં અરણ્ય પ્રદેશમાં સાંધ્યકાલિક અસર વધુ વહેલી દૃષ્ટિગોચર થાય છે. તદ્‌વત સાયંસમીપનો સમય હોવા છતાં ય રાત્રિ જાણે ન પડી હોય તેવો ભાસ થતો હતો.

એક બાજુએ પહાડ બીજી બાજુ વહેતું એક નાનું ઝરણું, અને મધ્યના માર્ગ પર પસાર થતો ઘોડેસ્વાર.

ઘોડેસ્વારે ઘોડાને રેન ખેંચી થોભાવ્યો. અને ઝરણાના કાંઠા તરફ વાળ્યો. અરણ્યમાર્ગ કાપવાના શ્રમથી ક્લાન્ત થયેલા મૂંગા પ્રાણીએ પાણી જોતાંજ ચીસકારા ખેંચી, ઘૂંટડે ઘૂંટડે પીવા માંડ્યું.

સ્વાર પણ લાંબી પાર્વત્યપ્રદેશની મજલથી શ્રમિત થયો હતો. એટલે શીતળ જલ પીને તેણે પણ ઝરણાંના કિનારા પરની લીલી–

તૃણશૈયા ઉપર, પ્રાણીને ચરતું મૂકીને વિશ્રામ લેવાની તૈયારી કરી. અને ઊંઘી -પણ ગયો.

આકાશમાંથી દિનપતિએ પોતાનાં કિરણો ખેંચી લેવા માંડયાં, અને જોતજોતામાં તો આખુય અરણ્ય, અન્ધકારમાં ડૂબકાં ખાવા લાગ્યું. પવનની હિલ્લોલોથી વારંવાર ઊંચાનીચાં થતાં, તરુનાં ડાળખાં–પાંખડાંઓ, માનવો જેવાં જણાતાં હતાં.

મધ્યરાત્રિ થઇ. આકાશમાં ચન્દ્ર ઉગ્યો, દૂર ગીચ વનવૃક્ષરાજિમાં બંસીનો અવાજ થયો. ઊંચે અને ઊંડે ગિરિગહ્વરમાં એક ભયંકર સિંહગર્જના થઇ, આખું જંગલ ધ્રૂજી ઊઠયું અને પડઘો ઊઠી, પડી ગયો, કુણું કુણું ઘાસ ખાતો ઘોડો હણહણ્યો.

સાંકડા પટના ઝરણાંના ચાર જ હાથની પહોળાઇના સામેના કાંઠા પરથી, ગર્જના પર ગર્જના કરતા એક વૃદ્ધ વનરાજે, છલાંગ મારીને, પાંચ–સાત હાથના પટનું ઝરણું કૂદી જઇને સામે કાંઠે પડતું મૂકયું.

ચન્દ્રના પ્રકાશમાં વનરાજની માંજરી આંખો યમરાજના–મૃત્યુ લોકના બે પ્રતિનિધિ જેવી જણાતી હતી.

સિંહે કિનારા પર આંટા મારવા માંડયા તેના હલન–ચલનમાં તેના હૃદયની અને અંગની અસ્વસ્થ દશા પ્રત્યક્ષ થતી હતી. ઝરણાંને સામે પારની પાર્વત્યપ્રદેશની ઝાડીઓમાં બીજી ભયંકર ગર્જના થઇ. અને વનરાજની શોધમાં ને સ્નેહમાં બ્હાવરી બનેલી રાનરાણી–સિંહણે પણ સિંહની પાછળ જ ઝરણું ઉલ્લંઘી સામે કિનારે આવવાને પડતું મૂકયું. સિંહણે સિંહસ્વામીને જોયો અને મંદ મંદ ઘુરઘુરાટ શરૂ કર્યો.

વનરાણીને સોડમાં ઊભેલી જોઇ વનરાજ શાંત થયો અને જમીન પર બેસી ગયો. વનરાણીએ વનરાજનું અંગ ચાટવા માંડયું. સિંહણ સિંહસ્વામીની સેવામાં રત બની ગઇ. અસ્વસ્થતાથી ઘડીભર સુસ્ત

બની ભૂશાયિ બનેલો વનરાજ ફરી ઊભો થઇ ગયો, અને આમતેમ આંટા મારી બહાવરાની માફક જમીન સૂંઘવા મંડયો. માનવ-ગન્ધ-વિશારદ વનરાજે ભૂમિશૈયા પર વિશ્રાન્ત લેતા આપણા ઘોડેસ્વાર-મુસાફરને શોધી કાઢયો. પ્રથમ તો સિંહે મુસાફરના પગ સૂંઘવા માંડયા. સુખી મુસાફરના આખા અંગ પર પોતાની પેશાની ગર્દન પરની યાળ-ચામરની માફક વીંઝી-છતાંય મુસાફર ન જ જાગ્યો, એટલે અંતે કંટાળી-થાકી, તેણે મુસાફરના મુખ ઉપર પોતાની યાળ ધીમે ધીમે ફેરવવા માંડી.

મોઢા પર ફરતી વ્યાલ-વાળ ખૂંચતાની સાથે જ મુસાફર સહસા ઝબકીને જાગી ઊઠયો અને બેઠો થઇ ગયો. પોતાની સામે એક સિંહ ઊભો છે, એ જોતાંજ મુસાફરનું પ્રાણુ-પંખેરૂ ફફડી ગયું. તેના શરીરમાંથી લોહી ઊડી ગયુ. તે પાષાણ પ્રતિમાવત સ્થિર થઇ ગયો.

વનરાજ તેની સોડમાં ભરાવાનો પ્રયાસ કરતો, તેની પાસે જ આવીને બેસી ગયો. એક ભયંકર હિંસ્ર પ્રાણીને આમ વિના ચેષ્ટાએ પોતાની સ્વભાવસિદ્ધ હિંસક વૃત્તિ છોડી દઇ, પોતાની સોડમાં ભરાઇ સૂતેલો જોઇ વિચક્ષણ મુસાફરનાં સાન-ભાન ઠેકાણે આવ્યાં. તેને પ્રથમ તો એજ વિચાર આવ્યો કે, કંઇક ખાસ કારણ સિવાય આવું હિંસક પ્રાણી પ્રશાંતપણે માનવીની સોડમાં સૂવાનો પ્રયાસ જ ન કરે ! મુસાફરમાં હિંમત આવી. અને ઘડી પહેલાંનું તેનુ ફટકી ગયેલું રૂધિર ફરી અંગમાં વહેવા લાગ્યું. ધડકતી છાતીએ તેણે પ્રથમ તો સિંહની ગર્દન ઉપરની વાળ પર આસ્તેથી હાથ ફેરવ્યો અને વનરાજ સમજ્યો. તેણે અત્યારસુધી જમીન પર સુસ્ત નાખી દીધેલું મસ્તક ઊંચકયુ, અને મુસાફરની તરફ ઉપકારની દૃષ્ટિએ ઊંચું જોયું. તેની આંખમાં આર્જવતા હતી.

માનવશત્રુ એકજ પળમાં માનવમિત્ર બની ગયો. સિંહે પોતાની

મર્દન ફેરવી અને કમર પર અરાડી. મુસાફરે ક્ષાળ પરથી ધીમે ધીમે કમ્મર પર હાથ ફેરવવા માંડયો. કમ્મરથી હાથ ફરતાં ફરતાં પેટના નીચેના ભાગ પર જઇ પડયો મુસાફરના હાથને કૈંક કંટક જેવી અણીદાર વસ્તુ ખૂચી, અને તેણે તરતજ પેટ પરથી પોતાનો હાથ પાછો ખેંચી લીધો. પાછો ખેંચી લીધેલો હાથ ખભા સુધી ઊંચો લઇ જતાં, તેની નજર પોતાના હાથની હથેલી પર પડી, અને ચન્દ્રના પ્રકાશમાં તેણે તે પર લોહીના લાલ લાલ ડાઘ જોયા.

અત્યારસુધી નિરાશ થઇ સિંહની પાછળ સુરત પડી રહેલી સિંહણ ઊઠી અને તેણે પોતાનુ મોઢું સિંહના પેટના ભાગ પર ફેરવવા માંડયું. પાછી તે મુસાફરના મુખ પાસે આવી ઊભી રહી. અને જાણે તેના મુખની આરતિ ન ઉતારતી હોય તેમ પોતાનુ મોઢું તેની સામે ગોલ ગોલ ફેરવવા માંડ્યું. અ ત્રે મુસાફર સમજ્યો અને તેણે નીચા નમી હાથ ફેરવી નીડરતાથી સિંહના પેટને તપાસવા માંડ્યું.

વનરાજને કોઇકે તેની ગાફેલ દશાનો લાભ લઇ ઘાયલ કર્યો છે એમ તેની ચોક્કસ ખાત્રી થઇ ગઇ. મુસાફરે કળવિકળથી વનરાજના પેટમાં ઊંડે ઊંડે ઘૂસી ગયેલા શિકારીના શરને બહાર ખેંચવાનો પ્રયાસ કરવા માંડયો, અને અંતે જીવલેણ શર પેટમાંથી બહાર પણ ખેંચી કાઢયું.

વનરાજની વિશાળ કાયામાંથી ધડધડ—દડદડ ગરમ લોહીની ધાર વ્હેવા લાગી. પોતાના માથા પર બાંધવાનો સાફો ઝરાના પાણીમાં તરબોળ કરી લાવી, મુસાફરે વનરાજના પેટ પર શીતળ જલધારા કરવા માંડી પણ રૂધિરસ્રાવ કેમે કર્યો બંધ ન થયો. સહસા તેને કોઇક યોગીજનની પ્રસાદી યાદ આવી. સૂવાને માટે માથા નીચે ઓશીકું બનાવેલી પોતાની થેલીમાંથી તેણે એક દાબડી ઢુંઢી કાઢી, દાબડી ખોલી મુસાફરે તેમાંથી રૂ જેવો થોડોક ગાભો લઇ

સિંહના પેટના ઘા પર દાબી આપ્યો. જોતજોતામાં તો લોહી ઝરતું બંધ થઇ ગયું. અરે, વનરાજનો ઘા પણ રૂઝાઇ ગયો, અને પોતાના પ્રાણદાતાની જાણે કદમબોસી જ કરતો હોય તેમ મુસાફરના ચરણોને તે સૂંઘવા લાગ્યો.

વનરાણીએ વનરાજને ચૂમ્યો. મુસાફરની બે સોડમાં રાજા–રાણીની જોડ લપાઇ બેઠી.

પાછળની વૃક્ષરાજિમાં ફરી બંસીનાદ થયો, અને મુસાફર ચોંકી સહસા ઊભો થઇ ગયો. રાજા અને રાણી પોતાના જીવનદાતા માલિકની રક્ષણાર્થે, ચારે બાજુ ચળકતી આંખો ફેરવી પૂરતી સાવધાનીથી કોઇકની પ્રતીક્ષા કરવા લાગ્યા.

વનરાજ ગર્જના કરી બે ડગલાં આગળ વધ્યો, અને સહધર્મચારિણી સિંહણે પણ સ્વામીનું અનુસરણ કર્યું. સ્વામીભક્ત ઘોડો પણ પોતાના માલિકની પડખે આવી ઊભો રહ્યો. ચતુર મુસાફર ચેત્યો અને તરતજ ઘોડેસ્વાર થઇ સજ્જ થઇ ગયો. ખભાની પાછળ હાથ નાંખી શર–ભાથું તપાસ્યું; ખભેથી ધનુષ્ય હાથમાં લીધું, બીજો હાથ કમરપટામાં લટકતી તલ્વારની મૂઠ પર નાંખ્યો મુસાફરે પોતાના શસ્ત્રાસ્ત્ર તપાસી લઈ શર–સંધાન કર્યું, અને સનનનન કરતું એક બાણ છોડયું. જેના જવાબમાં સામેની ઝાડીમાંથી સુરરર કરતું એક બાણ આવ્યું, અને મુસાફરના માથાની બાજુમાં થઈ, પસાર થઇ ગયું.

પુનરપિ બંસરીનાદ થયો. દૂર ઝાડીમાં ખખડાટ થયો. પવનનો એક પ્રચંડ સપાટો આખાય અરણ્ય પરથી વહી ગયો. તરુપત્રો એકી સાથે ખડખડાટ અટ્ટહાસ્ય કરી ઊઠયા.

ખડ્ડક ખડ્ડક ઘોડાના પગની ખરીનો અવાજ કર્ણગોચર થયો. મુસાફરે સામી ઝાડી તરફ નજર ફેરવી જોયું તો પોતાની

તરફ ચાર ઘોડેસ્વારો મારતે ઘોડે આવી રહ્યા છે. તેણે તરતજ મ્યાનમાંથી તલ્વાર બ્હાર ખેંચી, અને બીજે હાથે ઘોડાની લગામ પકડી આગંતુક શત્રુઓનો સામનો કરવાની પૂરતી તૈયારી કરી.

પ્રથમ ઘોડેસ્વારે મુસાફરની પાસે આવતાં વેંતજ તેની ગર્દનને તાકી પોતાની તલ્વાર વીંઝી. જો મુસાફરે સવેલા પોતાના ઘોડાને ત્વરાથી બે કદમ પાછળ ન હઠાવ્યો હોત તો તેની ગર્દન વઢાઇ જાત. મુસાફરે પણ મ્યાનમાંથી તલ્વાર ખેંચી જવાબ આપવાની તૈયારી કરી.

બાજુમાં ઊભેલા વૃદ્ધ વનસ્વામીએ પોતાના પ્રાણદાતા પર ઘા કરનાર ઘોડેસ્વાર પર છલંગ મારી, અને પોતાના જડબામાં તેની ગર્દન પકડી, રાક્ષસી દાંતોના સાંડસામાં દબાવી ચૂંથી નાંખી. વનસ્વામિની પણ વિફરી અને તેણેય એક બીજા ઘોડેસ્વારને ફાસી નાંખી પૂરો કર્યો.

બાકી રહેલા બે ઘોડેસ્વારો સાથે મુસાફર જાન સટોસટનું યુદ્ધ રમી રહ્યો છે. લઢતાં લઢતાં ત્રિપુટી ઝરણાંની ભેખડોની કિનાર પર્યંત આવી પહોંચી. જાન પર આવી મેદાને જંગમાં ઊતરી પડેલા જોદ્ધાઓને તેનું ભાન થયું. મુસાફરની શમશેરનો ઘા ચૂકાવવાની દાનતથી એક ઘોડેસ્વાર ઝરણાના કિનારા તરફ પાછળ ખસ્યો. પાણીથી ભીની બની, તે ભેખડ તૂટી, અને ઘોડા સાથે જ ઘોડેસ્વાર પાણીમાં લપસી પડયો, અને ઝરણજલના વેગમાં ઘોડા સહિત ખેંચાયો.

એકલવાયો પડી ગયેલો છેલ્લો ઘોડેસ્વાર તો લઢવા ન રહેતાં જીવ લઇને મુસાફરની નજર ચુકાવી નાઠો, પણ નાસતાં નાસતાંય છેવટનું નિસાન તાકતો ગયો. નિશાનબાજ ઘોડેસ્વારનું છોડેલું બાણ મુસાફરને એવી તો કજગ્યાએ પેસી ગયું કે, તે ઘોડા પરથી જમીન પર ઉથલી પડયો. વનરાજ–વનરાણી અને અશ્વે નિર્જન અરણ્યમાં

અન્યોન્ય તરફની હિંસ્રપ્રવૃતિ ઘડીભર માટે વિસારે પાડી, પોતાના માલિકની ચોકી કરવા માંડી.

આ સમયે અરણ્યમાં શંખનાદ થયો. આઘે દૂર એક–બે ને ત્રણ ઘંટનાદ થયા.

ચન્દ્ર સ્વસ્થાને જાય છે અને કંજુસની માફક જતાં હતાં. રાત્રિએ છૂટે હાથે રેલેલો આનન્દ–સુધારસ પોતાના કિરણો રૂપી ઓઠોથી અરણ્યના ખૂણે ખાંચરેથી ચૂસતો જાય છે.

અત્યારે આકાશમાં નથી તો ચન્દ્ર કે નથી તો સૂર્ય. ઉષા ઉઘડી. તેણે પોતાની પીંછીને લાલ–પીળો ને વાદળી આ ત્રણ, મૂળતત્ત્વો જેવા રંગોમાં બોળીને આકાશપટ પર ધીમે ધીમે રંગમિશ્રણની રમણિય કુમાશથી પ્રભાતનું દિવ્ય ચિત્ર આલેખવા માંડ્યું.

માયાની ધગધગતી ભઠ્ઠીમાં તપી તપીને પરીક્ષામાં સર્વથી પસાર થયેલા, મહાપુરૂષના જેવો જાજ્વલ્યમાન, સુવર્ણના જેવા જ્વલંત, પહેલો તો ઉષાએ ગોળ ગોળ સૂર્ય ચિતર્યો. પછી સૂર્ય જેવા પ્રતાપી પુરૂષને યોગ્ય તેજોવલય ( Ora ) ચિતર્યું. પછી પીંછીના જોરદાર ટચકાથી "ઓરા" (તેજોવલય) ના આગળ વધતાં વધતાં વિસ્તાર પામતાં કિરણો ચિતર્યાં; અને અંતે ચિતર્યો અખિલ આકાશપટ ( Back–Ground )–બેકગ્રાઉન્ડ. પ્રભાતનું રંગચિત્ર પૂર્ણ કરી, ઉષા અંતમાં મળી ગઈ.

આવા રમણિય પ્રભાતકાલે બે વનદેવી જેવી યોગિનીઓ સ્વચ્છ ઝરણજલમાં પોતાનાં સ્નાનસંધ્યાદિના નિત્યકર્મથી પરવારવાને આવી પહોંચી તેમણે ઝરણાના કિનારા પર પ્રાણી–રક્ષકોથી રક્ષાયલી મુસાફરની નિશ્ચેતન પડેલી દેહ જોઇ.

એકે અનુમાન કર્યું, "અલખ ! આ હિંસક પ્રાણીઓએ ફાડી ખાધેલા કોઇક મુસાફરની લાશ પડી છે."

" તારૂં અનુમાન સાચું છે અલખ ! મને પણ એમજ લાગે છે."

" પણ યોગિની ! મને એક શંકા થાય છે ? "

" શું શંકા ? " " જો, આ બાજુમાં મરેલા હિંસક સિંહ અને સિંહણે જ એનું મૃત્યુ નિપજાવ્યું હોય તો તે પ્રાણી આમ મને અને તને સહિસલામત સામે ઊભા રહેવા દે ખરા ? "

તારી શંકા તારા અનુમાનને ખોટું ઠેરવે છે. આ મુસાફરના મૃત્યુમાં કંઈક આપણે ધારીએ છીએ તે કરતાં વધુ ઊંડો ભેદ સમાયેલો લાગે છે મને તો. "

દિગદિગંતને પ્રકાશિત કરતા સૂરજના કુમળા તડકાથી વન–વૃક્ષરાજિ અને નવપલ્લવિત, કુસુમિત વેલીઓ સજીવન થઈ ગઈ. પૃથ્વિ પણ પ્રભાત થતાં જ પ્રફુલ્લ બની.

વનજીવનથી નિડર અને નિઃસ્વાર્થ બનેલી યોગિનીઓ શબની માફક લાંબાછટ પડેલા મુસાફરના શરીર પાસે ગઈ. પાસે જતાં જ શંકા સરી પડી.

અલખ બોલી. " અરે, આ તો ગૂર્જરપતિ. "

" અલખ ! એને છાતીના ડાબા પડખામાં છરતુ બાણ વાગ્યુ છે, જો, તે જગ્યાએથી લોહી ઝરી રહ્યું છે. લાવ, પાણી લાવ, લે આ કમંડલ ભરી લાવ. " યોગિની તેના માથા પાસે ઘુંટણ ટેકવી બેસી ગઇ અને છાતી પર હાથ મૂકી જોયો, તથા નસકોરા પાસે હથેલી ધરીને બોલી, " અલખ ! શ્વાસ ચાલે છે–પણ ધીમો. ઠંડું પાણી એના માથા પર છાંટવાથી જરૂર એ ભાનમાં આવશે. " અલખ ઝરામાંથી કમંડલ ભરી જલ લઇ આવી. યોગિનીએ પ્રથમ તો પડખામાંથી શર ખેંચી કાઢયું. અત્યારસુધી બેભાન પડેલો મુસાફર ભાનમાં આવ્યો અને તેનાથી એક ચીસ પડાઇ ગઇ. તેના ઊંડા ઘામાંથી અસ્ખલિત લોહીની ધારા વહી રહી હતી.

યોગિનીની બાજુમાં જલ-કમંડલ લઈ સેવામાં તત્પર ઊભેલી અલખે પોતાના ખભાપરનું ઉપરિય વસ્ત્ર (હજુરિયો) યોગિનીને આપ્યું અને અરણ્ય ભૂમિ પર એક ઉપકારભીની નજર નાખી. તેણે પક્ષીઓના આનંદને ખાતર તરુતરોને પલ્લવિત ને પ્રફુલ્લિત જોયાં. ઝરણાનાં શીતળ જલને અભિમાન અને હુંપદ કે ગર્વનાં મોજાં વગરનું શાંતિ અને નમનતાઈથી વહેતું જોયું.

ઊંચા ગિરિશિખરોને-ઊંચી ડોક કરી, પ્રભુને પ્રાર્થતા જોયા. નિસર્ગદેવી આમ તેને માનવજીવનની મહત્તા અને ઉપયોગિતા સાનમાં સમજાવતી હતી.

" અલખ ! શું જૂવે છે ? "

" પ્રભુની લીલા બીજું શું ! "

" અરે, આ સામે પડેલી લીલા તો જો ! "

" કેમ, શું છે ? "

" આ ઘા, ઝરાયાજ કરે છે-રૂધિર બધજ નથી થતું હવે કરવું શું ?"

બાજુમાં ઊભેલા વનરાજની, રાણીની અને નિમકહલાલ અશ્વની આંખો ચળકતી હતી, એ ચળકાટ તે અભિમાન નહીં પણ આંસુ હતાં. રૂદનની મૂકભાષામાં મૂગાં પ્રાણીઓ માલિક તરફનાં પ્રેમ, સદ્ભાવ અને લાગણી પ્રદર્શિત કરતાં હતાં. સિંહે યોગિનીની પીઠ પર લાડથી મોઢું ઘસ્યું. યોગિનીએ પાછળ નજર ફેરવી. સિંહ પોતાના પ્રાણદાતાને બચાવવાની વિનંતિ કરવા લાગ્યો.

યોગિગીએ નીચા નમીને જોયું અને બોલી, " અલખ ! લોહી હજી બીલકુલ બંધ નથી થતું ! "

અલખે કહ્યું. " ચાલો એને આશ્રમે લઈ જઈએ. પ્રભો ! આજે તો આજ અમારૂં સંધ્યાવંદન ! " યોગિનીઓએ મુસાફરને ઉંચકીને આશ્રમ તરફ જવા માંડયું.

પશુ-ત્રિપુટીએ પણ તેમનું જ અનુસરણ કર્યું.

## પ્રકરણ ૧૮ મું

## મામો ભાણેજ

મધ્યરાત્રિ પછીના કેવલ પ્રશાંત પહોરે એક નાનકડી કુટિરની બહાર, માટીની ઓટલી પર એ નવયૌવના યોગિનીદેવીઓ સ્થિર આસને બેસીને એકતારા તંબુરા પર પ્રભુભજનની ધૂન મચાવી રહી છે.

અરણ્ય નિર્જન છે આશરે ત્રણેકના સુમારે એક ઘોડેસ્વાર મારતે ઘોડે ઝૂંપડીની સામે આવી થોભ્યો, અને ભજનની દિવ્ય રમઝમાટીથી મસ્તી અને આનંદની હિલ્લોલે ચઢેલા દૈવી વાતાવરણને એણે ડહોળી નાખ્યું.

" દેવી ! આ માર્ગ ક્યાં જશે ?" યોગિનીનો તંબુરો બંધ પડ્યો, અને તેણે સહસા ઘોડેસ્વાર તરફ ઊંચું જોયું અને કહ્યું, " ભાઇ ! અરણ્યમાં."

" આ રસ્તે રતંભતીર્થ જવાશે ?"

" હા, જવાશે. "

" પણ......" કહી ઘોડેસ્વાર અટક્યો.

" પણ શું ? અટક્યા કેમ ભાઇ ?"

" મા ! આવી અંધારી રાતે હું ક્યાં જઇશ ? તે વિચારૂં છું. "

" અરે, એમાં આટલો બધો વિચાર શો ? આ ઝૂંપડી તમારા જેવા મુસાફરોને આશ્રય આપવાજ અમે બાંધી છે—આવો, ભાઇ ! આ વડને થડીએ ઘોડાને બાંધો—આવો ઊતરો ભાઇ !"

" યોગિનીના સત્કારે કરી, સ્વાર ઘોડા પરથી નીચે ઊતર્યો, અને ઘોડાને વડના થડે બાંધી આવી, ઓટલી પર બેઠો.

" ભાઇ ! આવો, કુટિરમાં તમને આરામ લેવાની સોઇ કરી આપું !"

" યોગિની મા ! પ્રભાત થવાને કલાકેકની વાર હોય એમ જણાય છે—તો હવે હું અત્યારે આરામ નહીં લઉં—પણ ઇષ્ટનું સ્મરણ કરીશ મને આપના ભજનની ધૂનમાં ભાગ લેવા દો !"

" ભૈરવી ! જલ, અને થોડાંક વનફળ લાવ !

ભૈરવી ઊઠી અને ઝૂંપડીમાં જઇ જલ અને વનફળ લઇ આવી મુસાફરની સમક્ષ મૂક્યાં. મુસાફરે પણ આખા દિવસની ભૂખને ભાંગવા વનફળ આરોગવા માંડયા.

યોગિનીએ પૂછ્યું, " ભાઇ વાંધો ન હોય તો એક પ્રશ્ન પૂછું ?"

મુસાફરે વનફળ ખાતાં ખાતાં જવાબ આપ્યો,—

" મા સુખેથી પૂછો !"

" સ્તંભતીર્થ કોની પાસે જઇ રહ્યા છો ?"

" મહા જૈનાચાર્ય બપ્પા ભટ્ટાર્ક હેમસૂરિજી પાસે. "

" અને પધારો છો કેણી મેરથી ?"

" પાટણ તરફથી."

" પાટણના શા સમાચાર છે ?"

" અત્યારે તો સારા નથી !"

કેમ, શું પ્રજામાં કંઇ અસંતોષ ફેલાયો છે ? "

" પ્રજામાં અસંતોષ તો આજે મહિનાઓથી જ ફેલાયલો છે—રાજખટપટ પૂર જોસમાં ચાલી રહી છે. સિદ્ધરાજ મહારાજ ગુજરી ગયા છે—મુંજાલ મંત્રીશ્વર પણ સ્વર્ગે સિધાવી ગયા છે. અર્થાત પાટણની ગાદી અત્યારે ડામાડોલ થઇ રહી છે. ઉદયન મારવાડીનો દીકરો—મંત્રી ચાહડ, પાટણપતિ થવાની બાજી ગોઠવી રહ્યો છે—પણ કૃષ્ણદેવ અને ગજેન્દ્ર સામંત જેવા એને ફાવવા દે એમ લાગતું નથી !—વારૂ, પણ મા ! હું પણ આપને એક પ્રશ્ન પૂછું ? " મુસાફરે ફળઆશન પૂર્ણ કરી ઉપર શીતળ જલપાન કરી, એક આરામનો શ્વાસ મૂકયો.

" ખુશીથી પૂછો ! "

" અરણ્યવાસિની ચોગમાયા જેવી મહાદેવીઓ આમ પાટનગર પાટણની પરિસ્થિતિ જાણવાને આતુરતા દર્શાવે એ મને તો મહદ્ આશ્ચર્ય ભાસે છે. "

" ના, રે, ભાઇ ! મેં તો સહજ પૂછયું. "

" દેવી ! મને આપના કથનમાં લેશમાત્ર વિશ્વાસ નથી બેસતો."

" વારૂ, તો ભાઇ ! હું તમને એક પ્રશ્ન પૂછું તેનો મને સંતોષકારક પ્રત્યુત્તર આપો, એટલે પછી હું તમને તમારા પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપીશ. "

" પૂછો ખૂશીથી ! અને ગમે તે ! "

" સ્તંભતીર્થ હેમસૂરિજી પાસે આપ શા માટે જઇ રહ્યા છો ?"

" દેવી ! ક્ષમા કરો ! એ ગુપ્ત આશયનો સ્ફોટ હું નહીં કરી શકું, તેમજ સંતોષકારક પ્રત્યુત્તર પણ આપને નહીં આપી શકું.

છતાંય ટૂંકામાં કહું છું કે, પાટણના સાચા ધણીની શોધ માટે અને પાટણના લાગતાવળગતા રાજપુરૂષોએ મોકલ્યો છે. "

" પાટણપતિની શોધ કરવા નીકળ્યા છો ?

"હા, દેવી !"

"એ તો રવડીરઝળી ક્યારના ય ક્યાંક......" યોગિની આગળ ન બોલી, પણ સૈનિક–ઘોડેસ્વાર એના કહેવાનો ભાવાર્થ સમજી ગયો, અને બોલ્યો, "દેવી ! એવું મા બોલશો ! શું હેમસૂરિજીનું કથેલું ભવિષ્ય ખોટું પડે ?–અરે, આકાશ પાતાળ એક થાય તોય ખોટું ન પડે !"

"હું ધારું છું. તમે કુમારપાળ મહારાજ વિષે જ વાત કરો છો, ખરું ના ?"

મનનો મળ નહીં આપવાની ગાંઠ વાળી બેઠેલા ઘોડેસ્વારથી વાર્તાલાપના પ્રવાહમાં ખેંચાઈને "હા" ભણાઈ ગઈ !

યોગિનીએ જરાક સૈનિકની જડતી લેવા માંડી, "અને તમે ચાહડ મંત્રીના માણસ છો ?"

"ચાહડ કોણ વારુ ?" સ્વારે જરાક કરડાકીમાં પૂછ્યું.

"કેમ, ભવિષ્યનો પાટણપતિ !"

"હું પહેલાંજ આપને નહીં કહી ગયો કે, ચાહડ કદાપિ કાળે પાટણપતિ થઈ શકનાર નથી !"

"વારુ, તો કુમારપાળ મહારાજનો પત્તો લાગ્યો ?"

"ના, આજ મહીનાઓથી રખડું છું, પણ હજુ તેમનો પત્તો નથી ! દેવી ! આપે એમને ક્યાંય જોયા છે ? આપ રહ્યા અરણ્યવાસી એટલે આપને વખતે ખબર મળ્યા હોય એ સંભવિત છે !"

"હા, ચાહડના માણસોને કોઈકની સાથે ઝરણાને કિનારે દ્વન્દ્વ-યુદ્ધ કરતા મેં જોયા'તા."

યુવાન સૈનિક આ સાંભળી જરા ધીમો બબડ્યો, "બરાબર છે–હવે સાંકળના આંકડા મળ્યા ખરા !" યુવાને આગળ પૃચ્છા

ફરી, "પછી દેવી ?"

"પછી પ્રભુ જાણે !"

સૈનિકે આ દુઃખદ સમાચાર સાંભળી એક ઊંડો શ્વાસ મૂક્યો. અને બોલ્યો, "દેવી ! ચાલો, ત્યારે હું તો હવે જઈશ."

"હજુ અરુણોદય થયો નથી, અંધારે ક્યાં અથડાશો ? પ્રભાત થતાં ઊપડી જજો."

"ના, હવે પ્રભાત સુધી મારાથી નહીં થોભાય."

"પણ આટલી બધી ઉતાવળ શા માટે ?"

"દેવી ! હવે સ્તંભતીર્થને બદલે મારે પાટણ જવું પડશે !"

"એમ કેમ ? એકદમ દિશાફેર કેમ કર્યો ?"

"કારણ, મને પૂરતી ખબર મળી ગઈ."

"પણ ખબર ખોટી છે !" યોગિનીના મુખમંડલ પર મંદ મંદ સ્મિત ફરક્યું.

"હેં !" ઘોડેસ્વારે આશ્ચર્ય દર્શાવ્યું.

"હા કુમારપાળ મહારાજને તમારે મળવું છે ?"

"મળવું તો ઘણુંય છે પણ—પત્તો ક્યાં છે એમનો !"

"ભૈરવી જા—ઝૂંપડામાં મહારાજને જાગૃત કર ! અને કહે કે, પાટણ તરફથી કોઈ એક દૂત ખાસ કામ માટે આપને મળવાને આવ્યો છે."

ભૈરવી ઊઠી ઝૂંપડામાં ગઈ.

ઘોડેસ્વાર આતુરતાથી કુટિરના દ્વાર તરફ ટીકી રહ્યો.

નિર્જન અરણ્યમાં પુણ્ય પર્ણકુટિરમાંથી ભાવિ ગુજરાતનો નાથ મદમસ્ત હાથીની જેમ ડોલતી ગંભીર ગતિએ બહાર આવ્યો.

બેઠેલા સૈનિકે સહસા ઊભા થઇ, પોતાના મુરબ્બીના ચરણુંમાં મસ્તક ઢાળી દીધું.

" કોણ, લલિત ? "

" હા, મામા. "

" કેં ભૂલોભૂલો પડયો છે ? "

" ભૂલો પડવા જેટલો બાલક નથી કેં ! "

" તો આવા ગીચ અરણ્યમાં કાં ભટકે છે ? "

" મામા ! પિતાજીએ મને આપની શોધ કરવા મોકલ્યો છે. "

" વારૂ !–પિતાજી કુશળ તો છે ને ? "

" હમણાં તો કુશળને બદલે ચોમેર પાટણનગરીમાં અસંતોષનું મૂશળ ઊછળી રહ્યું છે. યાદવકુલનાશક એ મૂશળનો સર્વને ભય લાગે છે ! "

" અને ચાહડ શું કરે છે ? "

" પાટણપતિ થવાનાં મહોરાં ગોઠવે છે. "

" ત્યારે તો એણે પણ એનો પક્ષ તો ઊભો કર્યોજ હશે ? "

" અરે, એમના તે વળી પક્ષ શા ! "

" કેમ, એમ તે હોય વળી ? સિદ્ધરાજ જયસિંહના જમણા હાથ જેવો ચાહડ મંત્રી, અને તેનો પાટણમાં પક્ષજ નહીં એ શું ! "

" મામા ! પક્ષ તો આ દુનિયામાં બધાય ને હોય, પણ બળિયાના બે ભાગ ! રાજ્યનીતિમાં, સંઘબળ સૈન્યબળ અને સુવર્ણબળવાળો જીતે–બાકી તો બધાં ફાંફાં ! ચાહડની પાસે આ ત્રણમાંની એકે વસ્તુ નથી–તદુપરાન્ત એનો જ બાપ એના વિરોધીપક્ષમાં ઊભો છે. એટલે ચાહડ ગમે તેટલી ચતુરાઇ ભરેલી ચાલ ચાલશે, તોપણ અંતે નિષ્ફળ જવાની ! "

" પણ લલિત ! પાટણની પ્રજાજ જો એને પોતાના પાલક તરીકે પસંદ કરશે તો સંઘ–સૈન્ય અને સુવર્ણબળ પણ ત્યાં નિષ્ફળ નીવડશે ! "

" પણ, પ્રજાની રૂખ પરખીને જ ખંભાતના ઉદામંત્રીએ આ પગલું ભર્યું છે ! "

" ના–ના એમાં તારી સમજ ફેર છે ! "

" કેમ, શું ? "

" તારા કહેવા મુજબ તો ઉદયન સ્વાર્થી ઠરે છે–તમે કોઈએ હજુ ઉદાની નાડ પરખી નથી ! એને તો મહાગુજરાતના મર્હુમ મહામંત્રી, મુંજાલ થવું છે ! "

" મામા ! એ હું ન સમજ્યો ? "

" મુંજાલે પોતાના ભાણેજને ગાદી ન અપાવી પોતાની જાતને નિ:સ્વાર્થી મનાવી–અને આ મારવાડી વાણિયો પણ એજ ચીલે ચઢી પોતાના દીકરાને ગાદી નહીં અપાવી પોતાની જાતને નિઃસ્વાર્થ મુંજાલ મનાવવા માગે છે. ભાણા ! એ મારવાડીને ગુજરાતની ગાદીનો લોભ નથી; પણ એને તો મહામંત્રી મુંજાલ બનવાનો મોહ છે. એ વાણિયો મનમાં સમજે છે કે, રાજા એટલે રમકડું, અને મંત્રી એટલે સર્વ કૈં ! એ ગુજરાતનો મહામંત્રી બની, સ્વર્ગસ્થ મુંજાલની કીર્તિને ઝાંખી પાડવા કલ્પે છે ! "

" મામા ! આટલું બધું ઊંડું તો, હું શું પણ મારા બાપુ ય નહીં સમજ્યા હોય ! "

" વારુ, પાટણના પ્રજાજનો કોની રાજા તરિકે માગણી કરે છે ?"

" ઉદયન મંત્રીના પાટણ આવવાથી પ્રજા જરા શાંત પડી છે, ઉદો મારવાડી કૈં ખોટો રાજા શોધવાનો છે ?–એ લાવીને જેને પાટણને સિંહાસને પધરાવે એ આપણો રાજા–અન્નદાતા ! "

" ત્યારે તો લલિત ! આપણા દિ પાંસરા લાગે છે ! પહેલ પ્રથમ તો મને એ મારવાડીમાં વિશ્વાસ નહોતો. પણ હેમસૂરિજીના સમાગમમાં આવ્યા બાદ ચોખ્ખાપૂર ચ્હોંટયો છે ! લલિત ! વાણિયાનો વિશ્વાસ નહીં–કયા વખતે એ માળો ફરી બેસશે ,તેનું કાંઇ કહેવાય ના ! "

" મામા ! બીજી એક નવીન ખબર કહું–પેલા પાટણના ચાડુકાર શિરોમણિ પાનાચંદ શેઠ હમણાં તો બહુ જ વિફર્યો છે ! "

" કેમ શાથી ? " આમ પૂછી કુમારપાળે લલિતની નજર ચુકાવી બાજુમાં બેઠેલી યોગિનીના તરફ ઊડતી નજર નાંખી લીધી. યોગિનીએ નીચું જોઇ, ભોંય ખોતરવા માંડી.

" પાનાચંદ શેઠ ઉદયનનું નામ દઈ બબડે છે કે, જો અમે આવું પહેલેથી જાણતા હોત તો તારા પંડિત દીકરા જોડે અમે પાનું ન પાડત. "

" મામા ! દીકરીની હાય-વરાળમાં બિચારો વાણિયો સોસાઇ ગયો છે ને મરવા પડયો છે–ઉદા ઉપર બહુ જ ખીજે ભરાયો છે, પણ સત્તા આગળ કરે શું ?–કહે છે કે, જો જયસિંહ મહારાજના જીવતા આવુ બન્યુ હોત તો એ મારવાડીને ઊંધી ઘાણિયે પીલી નખાવત–પણ હવે કોની પાસે ન્યાય માગુ ? "

" વારુ, પેલો સિદ્ધરાજ મહારાજનો માનીતો ભટ્ટી શું કરે છે?"

" કુતરો નર્કમાં ડબકાં ખાતો હશે ! "

" કેમ, શું મરી ગયો એ ? "

" ના, મેં જ એને પૂરો કર્યો છે. "

" હે-હેં ? શા માટે ? "

ચાહડને કારણભૂત બનાવી, ચાલાક જવાને પોતાના મામાથી,

પોતાની લવંગિકાની પ્રેમ કથા છૂપાવી. તેણે કહ્યું, " મામા ! એ મોટો કરિ હતો માર્ગમાં ! ચાલબાજી શીખવનાર ચાહડનો ગુરુ એ તો ! "

કુમારપાળે ભાણેજને ભર્યા સંકોચી ધમકાવવા માંડયો, " પણ તને એમ કરવાનો અધિકાર જ શો છે ? જો, લલિત ! ખબરદાર !—હવેથી સાવધ રહેજે !—હું ગૂર્જરપતિ થાઉં ત્યાં સુધીમાં મારી એવી તીવ્ર ઇચ્છા છે કે એક પણ મનુષ્યની હિંસા ન થવી જોઇએ ! રાજ્ય લોભમાં લપસી જઇ લાખો નરપિશાચ નરપાળોએ નિર્દોષ નર—નારનાં સોહીમાં પોતાના હાથ રંગ્યા છે—ભાગ્યવશાત રાજ્ય—લક્ષ્મી વરે એ ઇચ્છનીય છે ! મારૂં ભાગ્યચક્ર મને ગૂર્જરપતિ બનાવશે પણ મનુષ્ય વધ નહિ ! "

ભાણેજે પણ મામાના હૃદયમંદિરના દ્વારો ખોલી અંદર પેસવાનો પ્રયાસ આદર્યો.

" ત્યારે તો મામા ! ગૂર્જરપતિ થયા પછી તમે તો અહિંસાનો ઢંઢેરો પીટાવશો ? "

" લલિત ! તું અહિંસાતત્ત્વની ઉચ્ચતા અને ઊંડાણુ સમજ્યા વિના કેવલ ઠેકડી કરતો હોય એમ લાગે છે !

" મામા ! હું ઠેકડી નથી કરતો પરંતુ મને એ આજકાલના વૈદિકધર્મના બાલક સરખા જૈનધર્મ પર કોણ જાણે શ્રદ્ધા જ નથી ચોટતી ! "

" શ્રદ્ધા ક્યાંથી ચોટે ? કારણુ પ્રથમ તો તું એને અર્વાચીનધર્મ કહે છે એજ ભૂલ છે ! એના ઊંડાણુમાં રહેલાં માનવ જીવનને ઊંચે ને ઊંચે લઇ જવાના તત્ત્વો તેં તપાસ્યા છે ? મને તો સ્તંભતીર્થમાં આનંદગુરુ જેવા જૈનાચાર્ય હેમસૂરિજી પાસે રહેવાથી જ્ઞાનની દિશામાં ઘણો જ લાભ થયો છે. "

અત્યારસુધી એક ચિત્તે વાર્તાલાપ શ્રવણ કરી રહેલી, બાજુમાં બેઠેલી યોગિની બોલી ઊઠી. "તો શું જૈનધર્મ પ્રાચીન કહો છો, આપ?"

કુમારપાળે ભાર દઈ કહ્યું, "કહો છો શું?–પ્રાચીન જ છે!"

"બ્રહ્મણો ના કહે છે!" લલિતે કહ્યું.

"એ તો લોકોને ભમાવે છે. જો, સાંભળ! જૈનધર્મના ૨૪–ચોવીશમા તીર્થંકર તે ઇ. પૂ. ૫૨૬ વર્ષ પહેલાં થઈ ગયા. જૈનશક પછી બુદ્ધશક, વિક્રમ સંવત અને શાલિવાહનશક પ્રવર્ત્યા."

"મામા! બુદ્ધધર્મ પહેલો કે જૈનધર્મ?"

"ના સાંભળ્યું? પહેલો જૈનશક પછી બુદ્ધશક. બુદ્ધધર્મ એ તો હિંદુધર્મ–વૈદિકધર્મનું નાનું બંડખોર છોરૂં છે!–પછી સાંભળ આગળ! જૈનધર્મના પ્રવર્તકો બ્રાહ્મણધર્મે પાડેલા ચારે વર્ણમાંથી ઉત્પન્ન થયા છે અને પ્રત્યેકને પોતપોતાની યોગ્યતા મુજબ જનતાએ સત્કાર્યો છે, જૈનધર્મમાં જાતિભેદ નથી–એણે વર્ણવિભાગ પાડયા જ નથી. એનું એજ બુદ્ધધર્મે ઝડપી લીધું છે!"

"પણ મામા! બુદ્ધધર્મ જેટલો જૈનધર્મ ખ્યાતિમાં ન આવ્યો હો!" બુદ્ધ ભગવાન કહેવાયા કારણ–" લલિતને વચ્ચેથી જ ખાળી મામાએ તેનું વાક્ય સંપૂર્ણ કર્યું, "કારણ કે તીર્થંકર મહાવીર સ્વામિ તેમના ગુરુ હતા!"

ભાણેજે શંકા ઉઠાવી. "મહાવીર સ્વામિ શું ભગવાન બુદ્ધના ગુરુ?"

"હા, ગુરુ, ગુરુ! બુદ્ધશક અને મહાવીરશક વચ્ચે વીસ વર્ષનું અંતર છે!"

"ત્યારે મામા! જૈનધર્મમાં જેવા ચોવીસ તીર્થંકરો થયા, તેવા બુદ્ધધર્મમાં કોઈ?"

"ગુરુનું આયું શિષ્યે મજાવ્યું ! એમણે પણ બુદ્ધભગવાન પહેલાં ચોવીસ બુદ્ધો થઇ ગયા છે એમ લખ્યું !—પણ જૈનધર્મની પ્રાચીનતા જગવિખ્યાત છે. ઇ. પૂર્વે પાંચસો છસો વર્ષ પહેલાં તો જૈનધર્મના પ્રચારની શરૂઆત થઈ ગઈ હતી. જૈનધર્મનું તત્ત્વ આજે જેમ જૈનેતરો સમજતા નથી તેવુ બે હઝાર વર્ષ પહેલાં કંઈ નહોતું, લલિત !"

"તો મામા ! આ બ્રાહ્મણો અને જૈનો કયા પાયા ઉપર લડે છે ?"

"એમની બન્નેની લડાઇ પ્રભુને પહોંચવાના માર્ગની ભિન્નતામાંજ રહેલી છે. જૈનધર્મે અહિંસા, અને મુક્તિ સાધનાર્થે સર્વ વર્ણોને દિવ્ય જ્ઞાનદાન, આ બે તત્ત્વોને પ્રમુખપદે સ્થાપ્યા છે, જ્યારે મીમાંસક-મનુયાગ બતાવે છે. પશુવધથી મોક્ષપ્રાપ્તિ કદિ થતી નથી,—એવી જો કોઇએ પણ ગર્જના કરી, સંસારભરમાં દયાધર્મનો દિવ્ય ધ્વજ ફરકાવી, માનવજીવનને દિવ્ય દેવપંથે દોરનાર ધર્મગાથા સુણાવી હોય તો તે જગદ્ગુરુ જૈનધર્મે ! માયાવી જગતજાળમાંથી બચી જઇ, નિર્વાણના અમરપંથે પળવાને, અહિંસાનું સુવર્ણસૂત્ર સારાય સંસારને જૈનધર્મે આપ્યું ! બૌદ્ધધર્મમાં પણ અહિંસાતત્ત્વ મુખ્ય છે, પણ પ્રમુખ બૌદ્ધ ધર્માનુયાયિ ચીનાઓના પંઝામાંથી—હિંસામાંથી કંઈ છટકી જઈ જાણ્યું નથી !—અર્થાત આહિંસાતત્ત્વનો સંપૂર્ણ સ્વરૂપે પાલનાર ને જીવનમાં ઓતપ્રોત ઉતારનાર વિશ્વભરમાં જો કોઇપણ જાતિ હોય તો તે જૈન જ છે ! આજે પંચદ્રવિડ બ્રાહ્મણો નિવૃતમાંસ છે તે ય જૈનનો પ્રતાપ ! આ મુજબ વિશ્વના અન્ય ધર્મોપર પોતાની છાપ પાડી, જયપ્રાપ્તિ કરીને, જૈનોએ "જૈન" એ નામ સાર્થક અને અન્વર્થ કર્યું છે. લલિત ! અહિંસાતત્ત્વ જ ધાર્મિક વાગ્યુદ્ધનું મેદાન બન્યું'તું. પશુયજ્ઞને વેદવિહિત માની બ્રાહ્મણોએ છોડયો નહીં, અને જૈનધર્મે પોકાર કર્યો કે, વેદમાં જ જો હિંસા કરવાની આજ્ઞા હોય તો તે વેદ અને હિંસાથી તૃપ્ત

થનારા દેવતાઓ અમને માન્ય નથી. વેદમાં પશુયજ્ઞ સંબંધી જે શ્રૌતપ્રકરણ છે તેને લીધે જ જૈનોએ વેદને પ્રામાણ્ય નથી સ્વીકાર્યો. અંતે બ્રાહ્મણોએ જૈનોના અહિંસા તત્ત્વને અપનાવ્યું, અને જૈન–બુદ્ધધર્મ બાદ, જ્યારે હિન્દુધર્મની પુનઃસ્થાપના થઇ ત્યારે તેમણે અહિંસાતત્ત્વ પોતાના ધર્મગ્રન્થોમાં દાખલ કર્યું. વૈષ્ણવોના યજ્ઞમાં પિષ્ટપશુનો બલિ અપાતો, તે ય જૈનધર્મનું પરિણામ કહો. વળી વૈદિકો કહે છે યજ્ઞથી મોક્ષપ્રાપ્તિ ખરી, પણ શૂદ્રોને તેનો અધિકાર નહીં ! ત્યારે શું ? પરમાત્માના દયા–દરબારમાં સર્વને સમાન અધિકાર નહીં ? ”

અત્યારસુધી ધીરજ અને જ્ઞાન–જિજ્ઞાસાની પિપાસાથી શ્રવણ કરી રહેલા નવજુવાને જોયું કે, મામા તો જૈનધર્મના ગરિમા, ગૌરવ અને મામા–માયન પર પ્રાણપણે તૂટી પડયા છે, એટલે અંતે તેની ય ધીરજ ખૂટી અને બોલ્યા, “ મામા ! જુઓ, જુઓ સૂર્યનારાયણ ક્યાં ચઢયા છે ? ”

“ હા, ચાલો, હવે ઇશ્વરભજનથી પરવારીએ અને પછી ફળા–હારની જોગવાઇ કરીએ ! ”

મામા–ભાણેજ ઊઠયા અને પોતાના અશ્વ પર સ્વાર થઇ ગયા.

કુમારપાળે કહ્યું, “ યોગિની ! આજે અમો તમારે માટે ફળા–હારની જોગવાઇ કરવા વન તરફ જઇએ–હમણાં આવી પહોંચશું. જઇશું ત્યારે ! ” આમ કહી મામા–ભાણેજે પોતાના ઘોડા અરણ્યમાં ઊંડે ઊંડે મારી મૂકયા.

જતાં જતાં યોગિનીએ કુમારપાળને સંબોધી કહ્યું, “ એ જલ્દી આવજો હો ! અમને એકલા બીક લાગે છે ! ”

દીર્ઘકાલથી અરણ્યવાસિની યોગિનીના હૃદયમાં ક્યાંથી અને શાથી બીક જન્મી તે તો પ્રભુ જાણે !

## પ્રકરણ ૧૯ મું

## પોતપોતાને પન્થે

મામા–ભાણેજને વનફળ લેવા ગયાને બે ત્રણ કલાક વીતી ગયા, પણ હજી પાછા નથી ફર્યા. સૂર્ય પણ માથે ચઢયો. અસહ્ય તાપ પડે છે. વનનાં વૃક્ષ–વનસ્પતિ બળું બળું થઇ રહ્યાં છે, ત્યાં માનવીના તે શા હિસાબ! ઉન્હો ઉન્હો પવન અરણ્યની દિગદિગંતોને ભરી દે છે. દિવસોથી સૂકાસટ થઈ ગયેલાં વૃક્ષપત્રો, અસહ્ય તાપ ન સહન થઇ શકવાથી, જમીન પર વાંકીચૂંકી ગતિએ ગરી પડતાં, પવનરાજને જીવન માટે આજીજી ન કરતા હોય તેવા ભાસતા હતા.

રાતના રાજા–હિંસ્ર પશુઓ પોતાની લીલાભૂમિ પર જણાતા ન્હોતા. તેઓ પ્રતાપી, પરોપકારમૂર્તિ પ્રભાકરના ઉત્તાપમાં મોઢું કાઢવાની હિંમતે કરી શકતા ન્હોતા. વૃક્ષપત્રોના મર્મર અવાજમાં, સમીરના સુસવાટમાં, ઊંચા ઊંચા શૈલશિખરેથી સરતી, ઝરણીઓના ઝર ઝર નિનાદમાં, દૂર દૂર પ્રચંડ પહાડોની કોતરોના ઊંડાણમાં કોઇકવાર સિંહ કે વ્યાઘ્ર ગર્જના પસાર થતા પથિકના કાનને સાવધ ને સતેજ કરી દેતી'તી.

યોગિનીયુગલ કુટિરની બહાર આવ્યું.

" ભૈરવી ! તું કુટિરમાં જા—હું હમણાં એમની બન્નેની શોધ કરી આવું છું—શું નું શું થયું હોય ? અરણ્યમાં કંઈ જ વિશ્વાસ ન રખાય ! જો, બહાર ન ઊભી રહીશ ? લૂ લાગશે લૂ ! જોયો કેવો ઊનો ઊનો પવન વાય છે—જાણે અગ્નિ વરસે છે ! "

" પણ તમે જલ્દી આવજો ! અને એકલા તો આ જંગલમાં બીક લાગે છે. ખરૂં કહું તો તમે છો એટલે જ અરણ્યમાં વસી શકું છું, પણ જો તમે ન હો તો મારા તો બારજ વાગે ! અરે, બ્હેન ! આ જંગલ કરતાં તો મારા બાપની નિર્દય સોડ અને ઝૂંપડી સારાં હતાં ! "

" ચાલ, હવે ગઇ ગુજરી ભૂલી જા, અને જો, બીક જ લાગતી હોય તો ઝૂંપડીનું બારણું વાસી શાંત ચિત્તે ભગવાનનું ભજન કર જા, અંદર ! "

" એ પણ વ્હેલા પાછા આવજો ! "

યોગિની મામા—ભાણેજની શોધમાં જંગલમાં નીકળી પડી, અને બીકણ ભૈરવી, જતી યોગિની દેખાતી બંધ થઇ કે તરત જ ઝૂંપડીનું દ્વાર વાસીને અંદર ભરાઇ ગઇ.

પેલા જણાય વટવૃક્ષની છાંયમાં ઊંઘી ગયેલા મામો—ભાણેજ. ઓચિંતો જ અરણ્યમાં ચારે બાજુએ ભયંકર કોલાહલ મચી રહ્યો. ઘોર નિદ્રામાં પડેલા, ભાનભૂલા મામો—ભાણેજ જાગી ઊઠયા, અને આંખ ચોળી ઉઘાડીને જોયું કે આખું અરણ્ય જાગી ઊઠયું છે.

કુમારપાળે સફાળા ઊભા થઇ ચારે બાજુ નજર ફેરવી અને ઉતાવળા અવાજે કહ્યું, " લલિત ઊઠ ઊઠ, માર્યા ઠાર ?"

" અરે ઘોડા કયાં છે—લાવ લાવ ! સ્વાર થઇ નાસી છૂટીએ !—જંગલમાં દાવાનળ લાગ્યો છે ! "

"હેં દાવાનળ ?" લલિત ઊભો થઇ ગયો. ઝાડે બાંધેલા ઘોડા છોડી લાવ્યો. અને સામા-બાજુએ સ્વાર થઇ ગમે તે માર્ગે પલાયન કરવા માંડયું.

સૂર્યના પ્રખર તાપથી બચવાને, પંખીડાઓ દિલભેદક ચીંચિયારીઓ કરી, અનિશ્ચિત દિશામાં, જીવનને બચવાને, વૃક્ષો પરથી પોતાના માળાઓ છોડી ઉડી રહ્યાં છે. નાનાં નાનાં કુમળાં બચ્ચાઓને ઘાસના ઘોડિયામાં ઊંઘતાં મૂકી, મોતના નિર્દય પંઝામાં સપડાવાને માટે, પંખી-માબાપો આમ તેમ ઊડી રહ્યાં છે, પણ સર્વત્ર કાળની ફાળ સરખી ફરે છે.

ઊંચા ઊંચા ગિરિશૃંગો પરથી, વર્ષોથી પોષેલા, પાડા જેવા પ્રચંડકાય વૃક્ષરાજોને, એ તોફાની અનિલ દાવાનળના એ યજ્ઞકુંડમાં હોમે છે—ફસેટે છે !

ધૂમગોટાથી ગિરિમાં ગુંગળાઇ મરવા કરતાં, ગર્દાનગીથી મેદાનમાં ઝઝૂમી મરવાના ધ્યેયવાળા વનકેશરિઓ પોતાની ગુફામાંથી બહાર નીકળી ભયંકર ગર્જનાઓ કરી રહ્યા છે, અને એ સિંહગર્જનાના ભયથી જ દાવાનળની અગ્નિ-શિખાઓ ધ્રૂજતી દષ્ટિગોચર થાય છે. વનચર, જલચર, સ્થલચર ખેચર, કહો કે પ્રાણી માત્ર પોતપોતાના પ્રાણ રક્ષણાર્થે, આ દાવાનળની અગ્નિશિખાઓ ભેદી પોતાનો જીવનમાર્ગ શોધી રહ્યાં છે.

કુમારપાળ અને લલિત પણ પોતાના અશ્વોને પૂરપાટ દોડાવી રહ્યા છે. તેમને પોતાને જ ખબર નથી કે પોતે ક્યાં જઇ રહ્યા છે, અને ખાત્રી પણ નથી કે પોતે પોતાના નિશ્ચિત સ્થાને પહોંચશે કે કેમ ! કુમારપાળના પવનવેગે દોડતા અશ્વનો પગ એક નાનકડી ટેકરી પર પડયો. ઘોડો સરી પડતો બચી ગયો અને આગળ વધ્યો. પાછળ આવતા લલિતકુમારના ઘોડાનો પગ પણ તેજ ટેકરી પર પડયો ને ટેકરીનું શિખર તૂટયું !—પણ અશ્વ તો વેગમાં આગળ વધ્યો.

અરણ્યની હરિયાળી કુંજોમાં સદા યે શીતળતા ચાહનાર સર્પ–ભોરિંગરાજો પણ દાવાનળના પ્રાણહારક દવમાં પોતાના પ્રાણ-રક્ષણાર્થે પોતપોતાના રાફડાઓમાં લપાઇ ગયા હતા.

મામા–ભાણેજના દોડતા અશ્વોની ખરીઓ એવાજ એક મોટા રાફડા પર પડી. ઘોડાના પગની ખરીઓના બે ઘાથી રાફડો ભાંગી ગયો એટલે અંદર પ્રશાંત સૂતેલો ભોરિંગરાજ ભય અને ક્રોધથી વ્યાકુળ–વિકળ બની બહાર નીકળ્યો, અને અશ્વોની ખરીઓના ઘાથી છૂંદાયલી ફેણ સર્પરાજે ફુલાવી, અને પોતાને છંછેડનારની પૂઠે પડયો.

લલિત આ દૃશ્ય જોઇને બોલ્યો “મામા! સોએ સો અહિંજ પૂરાં થશે કે શું?”

“જિનેન્દ્ર જાણે!” એમ બોલી કુમારપાળે દોડતે ઘોડે પાછળ ફરી નજર કરી અને કહ્યું, ભાણા! એક નથી પણ બે છે–સજોડે પાછળ પડયા લાગે છે!”

મામાનું બોલવું સાંભળી લલિતે પણ પાછળ જોયું ને કહ્યું, “મામા! બરાબર છે. જરા ઘોડાને તેજી બનાવો તેજી!”

અરે, પણ ઘોડા તેજી બને તે પહેલાં તો ભયંકર ભોરિંગરાજે જોરથી ડાકળી પર ડાકળી વગાડવા માંડી અને જોતજોતામાં તો કુમારપાળના દોડતા ઘોડાના પગની ખરીઓની અડફટમાં આવી ગયો, અડધો પડધો છૂંદાઇ ગયો, પણ ડંશીલું પ્રાણી એમ કંઈ છોડે એમ ન્હોતું. અશ્વને પગે વિંટાઇ તેણે મનમાન્યા ડંશો દીધા, અને પાછા ઉતરી–સરી જવાની તૈયારી કરવા જતાં, ખરીઓની અડફટમાં આવતાં તે છૂંદાઇ ગયો! નાગરાજની સંગાથે આવેલી નાગણે લલિતના અશ્વને પાછલે પગે વીંટાઇ પોતાના પતિનું જ અનુકરણ કર્યું, ડંશો દીધા. પરન્તુ નાસી છૂટતાં તેની દશા પણ નાગરાજ જેવીજ થઇ!

પ્રાણુપણે દોડતા ઘોડાઓ માઇલ અડધો માઇલ જઇ, ધબ લઇ જમીન પર ગબડી પડયા, મામા-ભાણેજે જોયું કે અશ્વો સર્પદંશને લઇને મુક્તિના મહા પંથે પ્રયાણ કરી રહ્યા છે! અશ્વ વગરના મામા-ભાણેજે મૂઠ્ઠી વાળી જયાં દિશા જડી ત્યાં દોડવા માંડયું.

× × ×

તેમનીજ શોધમાં નીકળેલી યોગિની, ત્વરાથી ઝૂંપડીએ પાછી ફરી અને દ્વાર ખખડાવ્યું. ભૈરવી બહાર આવી, "દેવી! મને બીક લાગે છે. આ બધી શાની કીકિયારીઓ થઇ રહી છે?"

"ભૈરવી! ચાલ તૈયાર થઇ જા!" જંગલમાં ભયંકર દાવાનળ લાગ્યો છે. આખા જંગલમાં આગ લાગી છે આગ!"

"દેવી! હવે કયાં જઇશું? કયાં રહીશુ? મને મારા પિતાજીની પાસે બહુ સુખ હતું હોં!"

"જો, પાછી એની એજ વાત કાઢી? ચાલ, જલ્દી કર?" એમ કહી યોગિનીએ ભૈરવીનો હાથ ખેંચી પેલા ઝરણાંની દિશા તરફ ગમન કરવા માંડયું. ઉભય અરણ્યવાસિની યોગિની હતી એ કોણ ના કહે છે, પણ આમ દોડતાં દોડતાં પંથે પડવાનો આ પ્રથમજ પ્રસંગ ઉપસ્થિત થયો હતો.

નાની-મોટી બ્હેનો જેવી એ બન્નેની કફનીમાં ઝાંખરાં ભેરવાતાં. તેમ કદિક પગમાં કાંટા ભોંકાતા ને કાંકરા પેસી જતા. બન્નેને વનભૂમિ પર રઝળવાની ટેવ તો હતીજ પણ આમ પડતા-આખડતા દોડવાની તો નહિં જ! જીવનરક્ષાનો સહિસલામત પંથ ઢૂંઢતી, ચારે બાજુ બેબાકળી નજર ફેરવતી, પોતપોતાનાં સુખ-દુઃખનાં તડકા છાંયડા યાદ કરતી, આશા અને નવયૌવનભરી બે યોગિનીઓ અંતે દાવાનળના ગ્રાસમાં ગરક થયેલા, એક મહાકાય વટવૃક્ષની નિકટમાં આવી ઊભી રહી.

ત્યાં ઊભા રહી નિમિષભરમાં તેમણે બે ચે દિગદિગન્તમાં એક ઊડતી નજર ફેરવી લીધી. પણ ક્યાંય બચવાનો માર્ગ ન જોયો. આશા સરી ગઇ, હીંમત હારી ગઇ, જીવન ભૂલી ગઇ, અને અંતે અરસપરસને જોરથી બાથમાં ઘાલી, અરણ્ય ભૂમિ પર બન્ને બ્હેનો ફસાઇ પડી. અગ્નિના ભડકાઓ સાથે મહા વીરત્વથી જીવનજંગ ખેલતું વિશાળ વટવૃક્ષ પણ જમીન પર ફસડાઇ પડેલી યોગિનીઓને અનુલક્ષીને અંતે તેમની ઉપરજ કડડભૂસ કરતું તૂટી પડ્યું.

સામે ઝરણાંને સીમાકાંઠે ઊભેલા એક ત્રીશપાંત્રીશ વર્ષના યુવાને આ ત્રાસદાયક દૃશ્ય જોયું, અને રમણીઓને બચાવવાને તે એ તરફ દોડયો. વટવૃક્ષની પાસે આવ્યો, અને એક લાંબા વાંસની મદદથી મહામહેનતે તેણે બન્ને સુકુમાર સ્ત્રીઓને બચાવી, અને વારાફરતી દરેકને ખભે નાખી ઝરણાંને કાંઠે લાવી સુવડાવી. મુસાફર પાસે બેઠો, અને બન્નેના મુખમંડલને જોઇ કોઇ એક ગંભીર વિચાર વમળથી વિંટાઇ ગયો.

કોઇકે આવી મુસાફરને ખભે હાથ મૂકયો. મુસાફર ચમકયો, પાછળ જોયું ને પૂછ્યું, " કોણ ? "

યમુનાનાં કાળાં જલમાં મત્સ્ય જેવી શોભતી, એ શ્યામ આકૃતિની બે આંખો ટગરટગર મુસાફર તરફ ઘડીભર ટીકી રહી અંતે તેણે એક અટ્ટહાસ્ય કર્યું, અને પ્રત્યુતર આપ્યો,

" એ તો હું દાવાનળ ! "

મુસાફરે બે હાથ જોડયા ! દાવાનળને જ મૂર્તિમંત સમક્ષ ઊભેલો જોઇ તેનું આખુંય અંગ થરથર થરથર કંપવા લાગ્યું. તેનો પ્રાણ ઊડી ગયો, અને બેભાન થઇ તે જમીન પર ઢળી પડયો.

× × ×

માનવી પોતાના પર થયેલા અસંખ્ય ઉપકારોય એક પળમાં ભૂલી જાય છે, જ્યારે મૂંગા પ્રાણીઓ પોતાના પર થયેલો એકજ ઉપકાર આખા જીવન પર્યંત વિસરી શકતા નથી. તે તો ઉપકારનો બદલો ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે પાછો વાળે છે. જ્યારે નગુણા, નુંઘરા મનુષ્ય તો મૂળ રકમ જ પાછી વાળવાની દાનત નથી રાખતા, તો પછી વ્યાજની તો વાત જ ક્યાં રહી? શરીરમાંથી એકજ ભાલુડું કાઢવાના ઉપકારનો બદલો, સિંહ અને સિંહણે વ્યાજ સાથે તેના રક્ષકને પાછો વાળ્યો.

કુમારપાળ અને લલિતકુમારનું–પોતાની અજેય અને અનમ પીઠ પર વહન કરી રાખવાનું ઉલ્લંઘી–વનરાજ અને વનરાણીએ ઉભયને ઝરણાને કાંઠે સહિસલામત ઊતાર્યાં.

મામા–ભાણેજ વાતે વળગ્યા.

બાજુમાં જ સિંહ ને સિંહણ ઊભાં છે.

સહસા કોઈકે સામે આવી પ્રશ્ન પૂછ્યો.

" ક્યાં જશો ? "

" ગુર્જરપતિનું લોહી ઊડી ગયું ! અને ભાણેજનાં ભાન સાન સરકી ગયાં.

બન્નેએ કાળા આરસની ઘડેલી એક મૂર્તિને સામે સ્થિર ઊભેલી જોઈ, મૂર્તિએ પ્રશ્ન પૂછ્યો અને બીજીજ પળે હાથ જોડી ગૂર્જરપતિને મસ્તક નમાવ્યું. વિચક્ષણ કુમારપાળે જાણ્યું કે મૂર્તિ નથી, પણ માનવી છે. તેણે વેરાઈ ગયેલી હિંમત ભેગી કરી એકજ પ્રશ્ન પૂછ્યો, " તું કોણ છે ! "

મૂર્તિ શા માનવે જવાબ આપ્યો. " દાવાનળ ! "

ઘડી પહેલાંજ એકઠી કરેલી હિંમત ફરીથી વેરાઇ ગઇ, અને બન્ને મામા-ભાણેજ એકમેકને ભેટી જમીન પર ઢળી પડયા. બાજુમાં ઊભેલી શ્યામમૂર્તિએ બન્નેને બે બગલમાં લીધા, અને ઝરણામાં તરતાં એક હોડકામાં કૂદકો માર્યો.

દાવાનળે મામા-ભાણેજને લેઇ પોતાની હોડી હંકારી મૂકી.

× × ×

ઝરણાંને કાંઠે ઉભેલાં સિંહ અને સિંહણની આંખો આંસુથી ભરાઇ ગઇ અને પ્રાણપોક સમી એક અંતિમ ઘોર ગર્જના કરી, તેમણે પણ તરફડી એકમેકના અંગ પર ઢળી પડી, પોતાને હાથેજ પોતાની કાલ-કબર ચણી લીધી.

# પ્રકરણ ૨૦ મું

## મધુર મિલન અને પુનરજીવન

અરણ્યમાં પ્રકટેલા પ્રચંડ દાવાનળમાંથી જન્મેલા મૂર્તિમંત દાવાનળે, મુસાફર, યોગિનીઓ, કુમારપાળ અને લલિતકુમારને સળગી રહેલા ગીચ વનમાંથી, નાવડી મારફતે બચાવી, બહાર લાવી નિર્જન મેદાનમાં સુવડાવ્યા અને દાવાનળ પુનરપિ અરણ્યમાં અદૃશ્ય થઇ ગયો.

દાવાનળે પ્રત્યેક વ્યક્તિઓને પોતપોતાના યોગ્યપદે અને સ્થાને સુવડાવી હતી જેમાં કુદરતનોજ કૃપામય હસ્ત હતો એમ કહ્યા વિના ચાલે એમ નથી. દાવાનળના દુઃખમાંથી જીવન બચાવવાને દિવસભરના પરિશ્રમથી શ્રમિત થયેલાં એ બધાં ય ઘોર નિદ્રામાં પડયાં હતાં.

રાત્રિ વીતી અને પ્રભાત ઊગ્યું. સૌથી પ્રથમ જાગ્યા મામા-ભાણેજ. મામા-ભાણેજે વાતો કરવા માંડી.

" મામા ! આ બાજુમાં કોણ સૂતું છે ? "

" ઉદયનનો દીકરો વાગ્ભટ્ટ લાગે છે ! "

સંસારના સનાતન શિષ્ટાચારની વિરૂદ્ધ ભ્રષ્ટાચાર આદર્યેજ જવો એ તેનો ધર્મ !"

"તો શું હું પતિના ચરણો ચૂમવાને હજુય અધિકારિણી રહી છું ?"

ચાલુ વાર્તાની રંગભૂમિ પર એકાએક બે નવીન પાત્રોએ પ્રવેશ કર્યો, અને વાર્તાનું વ્હેણુ બદલાયું, રંગ વધારે ઘેરો બન્યો.

"સોહાગિની ! ગુજરાતના ધણીને શા માટે સતાવે છે ?" આવનાર વ્યક્તિ જિનેન્દ્રે પ્રશ્ન કર્યો. બધું ય મંડળ તરત ઊભું થઇ ગયું, અને યતીશ્વરને નમન કર્યું.

સોહાગિનીએ આગળ વધી યતીશ્વરના ચરણોમાં માથું નમાવી કહ્યું, "બપ્પા ! સતાવતી નથી !"

"તો શું તપાવે છે ?"

"એવું કરવાની મારી તે શી તાકાત ?"

"તાકાત ન હોય તો આટલો વાદવિવાદ કરે–કસોટી કરે ?"

"તો શું કરું બપ્પા ?" સોહાગિની જરા નમ્ર બની.

"પિતાની આજ્ઞાનું પાલન કર !"

"પિતા તો મારા પાટણમાં છે !"

"અરે, મતિમંદ ! આ સામે નથી જોતી ?"

સોહાગિની જિનેન્દ્રના આ કડક વાક્યપ્રહારથી શરમિંદી પડી ગઇ–અવાક્ બની ગઇ !

"પાટણપતિને નમન કર ! ગૂર્જરપતિની ક્ષમા માગ ! એ તારો રાજા છે, તું તો એની પ્રજા કહેવાય ! પ્રજા અને રાજાનો વર્તાવ રાખતાં શીખ ! એ મૂર્ખ કાપાલિકની કુબુદ્ધના કુકર્મનું વારંવાર

સ્મરણ કરી નાહક વધુને વધુ પાપમાં શા માટે પડે છે? ઘેલી! પૂર્વસંચિત સત્કર્મો અને દુષ્કર્મોએ આ સંસારભરમાં કોઈને છોડયાં નથી, છોડતાં નથી અને છોડશે ય નહીં. કાપાલિકનું કર્મ એ તો કેવલ તારાં પૂર્વસંચિત કર્મનું પરિણામ હતું. આમ વગર સમજે નાહકમાં પવિત્ર પાતિવ્રત્ય ધર્મથી વિમુખ થઈ, અજ્ઞાનનાં ગર્તમાં ના ગબડ! પ્રથમ કુટુમ્બપ્રેમ, પછી સમાજપ્રેમ અને પછી ચઢ વિશ્વપ્રેમનું વિશાળ પગથિયું! તું જાણે છે કે, માનવ-જીવનના વિકાસક્રમની અનુક્રમણિકામાં 'ગૃહસ્થાશ્રમ' પ્રથમ આવે છે. એ પ્રથમ પગથિયું મૂકીને કે ચૂકીને જગતમાં કોઈપણ મહાપુરૂષે સાચો વિકાસક્રમ સાધ્યો મેં સાંભળ્યો નથી!" એમ કહી જિનેન્દ્રે પાસે ઊભેલી સોહાગિનીના માથા ઉપર પોતાની હથેલી સ્થાપી. મહાપુરૂષનો કર—સ્પર્શ થતાંજ તેણે ભૂતને વર્તમાનમાં જોયો.

તેની પ્રજ્ઞા ખુલી ગઈ. યતિને સાષ્ટાંગ કર્યાં. ગૂર્જરપતિને શિરસા વન્દન કર્યું. પતિનું પ્રેમાશ્રુથી પદ—પૂજન કર્યું.

"વાગ્ભટ્ટ! આવો, પુનરપિ એકવાર યતીશ્વરની સન્મુખ તમારા જીવન-દીપકો સંકોરી સજીવન કરૂં!" આમ કહી ફરી એકવાર કુમારપાળે વાગ્ભટ્ટ અને સોહાગિનીના હસ્તમેલાપ કરાવી આપ્યા. જિનેન્દ્રે તે પ્રણય-યુગલ ઉપર આશીર્વચન વરસાવ્યાં.

"બપ્પા ભટ્ટાર્ક! આ આપની સાથે કોણ છે."

"ગઢવી કરણદાનનું ભૂત!"

"હેં?"

લલિતે સાશ્ચર્ય પૂછ્યું.

"હા-હા ઇ ઓલ્યા ગઢવી કરણદાનનું ભૂત!"

"બપ્પા! ખોટું ન લગાડશો, પણ ઇ ગઢવીને તો મેં પૂરો કર્યો'તો?"

એટલામાં યોગિનીના કટિપ્રદેશને ઓશીકું માની સૂતેલો, વાગ્ભટ્ટ પણ જાગી ઊઠ્યો, સાથે સાથે શરીરપરનો ભાર એકાએક ઓછો થઇ જવાથી યોગિની પણ સહસા જાગી ઊઠી! વાગ્ભટ્ટને સમક્ષમાં, જોતાં જ યોગિની શરમાઇ ગઇ, અને જરાક ખસી આઘી બેઠી.

એકમેકની દૃષ્ટિ મળી અને ઓળખાણ ઉઘાડી પડી. "કોણ મહારાજ ?" વાગ્ભટ્ટે હાથ જોડયા.

"હા, કોણ વાગ્ભટ્ટ ?" જી હા ઉદયનનો દીકરો; પણ મહારાજ! આપ તો મારા પિતાશ્રી સાથે પાટણ જવા નીકળ્યા'તા ને વળી અહીં ક્યાંથી ?"

"હા, વાત યથાર્થ છે પરંતુ અમુક વિષયમાં વિવાદ થતાં મેં તમારા પિતાશ્રીનો સાથ કરી પાટણ-પ્રવેશ કરવાનો વિચાર માંડી વાળ્યો. હં વારૂ, પણ તમે વાગ્ભટ્ટ અહીં ક્યાંથી ?"

"પિતાજીનો તથા ભાઇ અંબભટ્ટનો મારા પર પત્ર હતો, એટલે પાટણ જવા નીકળ્યો'તો. રસ્તામાં અરણ્ય વટાવતાં દાવાનળમાં સપડાયો. આ બે યોગિનીઓને અગ્નિના કાલ-કુંડમાંથી બચાવી-પણ પ્રભુ જાણે મને કોણે બચાવ્યો!"

"એમ કેમ વારૂ ?" કુમારપાળે સાશ્ચર્ય પ્રશ્ન કર્યો.

"એક શ્યામમૂર્તિને જોતાંજ ગાત્રો થીજી ગયાં અને જમીન પર ઢળી પડયો!" વાગ્ભટ્ટ બોલ્યો.

"શ્યામમૂર્તિ ?" ફરી ગૂર્જરપતિએ કુતૂહલ દર્શાવ્યું.

"હા, જી, તેણે નામ કહ્યું'તું દાવાનળ."

"લલિત! સાંભળે છે કે ?" મહારાજે લલિત તરફ નજર કરી.

"હા-હા હું એજ વિચાર કરૂં છું કે એમની અને આપણી

સાંકળના આંકડા મળતા કેમ આવે છે! અને એ દાવાનળ કોણ વારૂ?"

"વાગ્ભટ્ટ! એજ દાવાનળપ્રભુ અમને પણ મળ્યા'તા. પણ એની આકૃતિ જોતાંજ અમારી પણ તમારા સરખી જ દશા થઈ હતી. અર્થાત્ અમે પણ એમ જ કહીએ છીએ કે, અમને કોણે બચાવ્યા, અને આવી ભયંકર અગ્નિ-શિખાઓમાંથી એક વાળે વાંકો થયા વિના કોણે સહિસલામત બહાર આણ્યા એ પ્રભુ જાણે! વારૂ, હવે કયી તરફ જવા વિચાર છે?"

"પાટણ તરફ-બીજે કયાં?"

"વારૂ, તો તમને તમારી અનામત મિલ્કત આજે પ્રભુકૃપાએ સહિસલામત સોંપુ છું તેનો સ્વીકાર કરો, અને મહા ઋણમાંથી મને મુક્ત કરો!" આમ બોલી ગૂર્જરપતિ ઊઠયા, અને બોલ્યા ચાલ્યા વિના જ યોગિનીનો હાથ ઝાલી બાજુમાં બેઠેલા મંત્રીપુત્ર વાગ્ભટ્ટના હસ્તમાં મેળવી આપ્યો, અને યોગિની સહસા બોલી ઊઠી, "કુમાર! આ શું!"

"દીકરી! પિતૃધર્મ બજાવું છુ.

"અને પેલો કાપાલિક-ધર્મ?

"એક નરરાક્ષસના અપ્રાસંગિક અકર્મને આમ વારંવાર આડે શા માટે લાવે છે?

"તો શું એ અકર્મ નહીં?

"એ અકર્મ બધું ય ખરૂં પરંતુ તું માને છે તેવું બાધક નહીં. એવા ભામટાઓના અશુદ્ધ અવિચારી, અને બુદ્ધિહીન કર્મોને અધર્મ લેખી-માન્ય કરી, આ અણમોલ જીવનરત્નને વેડફી દેવું, એને જ હુ તો સાચે અકર્મ કહું છું! એ તે કોણ? મલિન કાપાલિક!

ઓલી ભૂતિયાવાવમાં લટકાવ્યો'તો ખરું ને ?"

"હા–હા, બપ્પા ! મેં મારે જ હાથે સમીસાંઝે–ને પછી જરા અંધારું વધ્યું'તું. અને તો ખાત્રી હતી કે, કોઈ પદ્દણીની તો છાતી ત્યાં જવાની નહીં ચાલે !"

"તેં જે રાત્રે એને વાવમાં લટકાવ્યો, તેને બીજે દિવસે મધ્યરાતે મેં એને બચાવ્યો !"

"હેં, તમે બચાવ્યો ? આ મઢવીને અરેરે !" આમ બોલી લલિતે મઢવી તરફ જોયું અને એક પ્રશ્ન કર્યો, "કેમ, મઢવીજી ! આજકાલ શી જપમાળ ચાલે છે ? અધવચજ જિનેન્દ્રે તેને બોલતો અટકાવી કહ્યું. "લલિત ! એમ મઢવીને હલકો મા પાડીશ !"

"બપ્પા ! આ મહા અષ્ટાવિધાન પૂતળું છે !"

"હવે નહીં. !"

"તો શું હવે એ બદલાઈ ગયા છે ?"

"તને જ શું લાગે છે એના પોશક પરથી ?"

"બપ્પા ! ક્ષમા કરજો, ઘણીવાર તો સાધુતાના સાંયા નીચે જ શયતાન છૂપેલો હોય છે ! સાધુતાજ કેટલીક વખત તો શયતાનિયત પણાને છુપાવવાને સાધનભૂત બને છે. એટલે ભગવાં વસ્ત્રધારી મઢવીજી એકાએક બદલાઈ જ ગયા છે, એ મારે માન્ય નથી !"

"ત્યારે તો તારા જેવાને એમના મોઢાનું જ પ્રમાણપત્ર જોઈએ. વારુ ! મઢવીજી !–" આમ કહી જીનેન્દ્રે મઢવી તરફ દૃષ્ટિપાત કર્યો.

"જી આજ્ઞા ?" મઢવીજીએ નમ્રતા દર્શાવી.

"આ પાટણના ભાવિ મહારથીને તારી સાધુતા માન્ય નથી."

"બપ્પા ! મને પણ માન્ય કરાવવાથી જરૂર જણાતી નથી."

"એ તો ચાલે કે'! સાધુ ભલે સારા ય સંસારને ન ગણે–પણ સંસારની સરેણુ પર ચઢી, ઘસાઈ, ધારદાર બની ઊતર્યા વિના કે' એનો છૂટકો નથી થતો! આજે આ એક મહારથીની સરેણુ પર ચઢવાનો તારે વારો આવ્યો છે, ત્યારે તું આમ કાયર બની ભાગી જાય, એ તને–સાધુને તો ન જ શોભે. માટે પ્રમાણુપત્રો રજુ કર!"

"પણ, બપ્પા! એમની આંખો સામે પ્રણુયપત્રો છે, એટલે પ્રમાણુપત્રો વખત છે એમને નહીં દેખાય!

કેમ, એમ બોલે છે?"

"ચારુભટ્ટની દીકરી લવંગિકાના અમે બન્ને જણુ ઉમેદવાર!"

"પણ અત્યારે તો એવું કે' નથી ને?" જિતેન્દ્રે આછું સ્મિત કર્યું.

"ના રે બપ્પા! અત્યારે હું તો આપના જ ચરણારવિંદનો ઉમેદવાર છું! એમની ઉમેદવારી એમને મુબારક!"

લલિતને અઢવીના આ કટાક્ષો ના ગમ્યા. પણ કરે શું? એની ઇચ્છા ન્હોતી કે પોતાના લવંગિકા સાથેના ગુપ્ત પ્રેમની કથા આમ પંચમાં ચર્ચાય!–અને તે ય મુરબ્બી મામા દેખતાં–બપ્પા ભટ્ટાર્ક સમક્ષ!

લલિત જરાક મોળો પડી ગયો.

વળી પાછું કે'ક સાંભરી આવ્યું એટલે હાથ જોડી બોલી ઊઠયો, "ભટ્ટાર્ક બપ્પા! એક બે શંકા ઉદ્ભવે છે. જો, આપ મહાનુભાવની આજ્ઞા હોય તો પૂછું!"

"શી છે શંકા? પૂછ!"

"આપને પૂછવા સરખું કે' જ નથી–પણ મારે પૂછવાનું છે, અઢવીજીને."

"મને પૂછવું છે? અઢવી વચમાંજ બોલી ઊઠયો.

" જે પૂછવું હોય તે સુખે પૂછો ભાઈ ! મેં તો આજે મહિના-નાઓથી પવિત્ર દીક્ષાવ્રત ધારણ કર્યું છે, અને મારાં સર્વ દુષ્કર્મોને ધોવાનો દઢ નિશ્ચય કર્યો છે,–સાધુજીવન ઘડવાને જીવવા દઢ પ્રતિજ્ઞ થયો છું–અને તેનો સન્માર્ગ તે એકજ કે, કરેલા પાપોની દુનિયાની સમક્ષ કબૂલાત !"

મઢવીજીના સાધુતાભર્યા વાર્તાલાપમાંથી શ્રદ્ધાનાં રજકણો ઊડી લલિતને હૈડે ચોંટ્યાં. તેણે પૂછ્યું,

" મઢવીજી ! આપની વાણીથી સંતોષ તો થયો છે. છતાં ય શંકાઓ તો હજુ ય જેમની તેમ અખંડ ઊભીને ઊભી જ છે !"

" પૂછો–પૂછો–તમારી એ તે શંકાનું નિવારણ કરવા હું એકે પગે તૈયાર છું !"

લલિતે પુનરપિ જિનેન્દ્રસૂરિને બે હસ્ત જોડી કહ્યું, " ભટ્ટાર્ક બપ્પા ! વિનયકક્ષાનું ઉલ્લંઘન કરી કૈંક આડુંઘેલું બોલાઈ જાય તો ક્ષમા કરજો ! " એમ કહી તેણે મઢવીને પ્રશ્ન પૂછ્યો, " કેરણહાન ; તમારી પેલી પ્રિયતમાનું શું થયું ?" મઢવી પણ છેવટે તો માણસજ ને; તેની મુખાકૃતિ પર શરમિંદતા છવાઈ, અને તેણે પ્રત્યુત્તર આપ્યો, " કઈ પ્રિયતમા ? તમે જાણતા નથી કે હું તો અપરિણીત છું ? મારી મશ્કરી તો નથી કરતા ને ?"

" હું બનતા સુધી અસત્ય સંભાષણ કરતો નથી અને મશ્કરી ય કરતો નથી. આપ અપરિણીત છો એ તો હું સારી રીતે જાણું છું–અને આપ પરણ્યા નથી પણ જાનમાં ગયા છો એ ય જાણું છું !"

" તમે પેલી......" મઢવી જરાક અટક્યો.

" હા, પેલી આપની અનંતાની વાત કરૂં છું ! શંકરના દહેરામાં તેની સાથે આપે એકાંતમાં ગોઠવેલી પેલી બાજીની વાત કરૂં છું !"

" લલિતકુમારભાઈ ! દીક્ષાવ્રત ગ્રહણ કર્યાં પછી તેને ને મારે

હવે શો સંબંધ ? પૂર્વજીવનના પાપોનું દીક્ષારૂપી પુણ્યસલિલથી હું અત્યારે પ્રક્ષાલન કરી રહ્યો છું. તે તો આપ જોઇ શકો છો ને ? પછી આવો વિચિત્ર પ્રશ્ન શા માટે પૂછી રહ્યા છો તે મને નથી સમજાતું !"

"મઢવીજી ! તમેજ મારા પિતા અને આ સર્વ સમક્ષ ઊભેલા ગૂર્જરપતિના સાળા કૃષ્ણદેવ તથા ગજેન્દ્ર સામંતનું ખૂન કરવાનો તાગડો રચ્યો'તો નહીં ?"

"લલિતકુમાર ! એ દિવસો ગયા ! અત્યારે તો મારી હૃદય-દીપિકામાં આ મહાનુભાવ જીનેન્દ્રજીની મહાકૃપાથી વિશ્વપ્રેમની વિશુદ્ધ જ્યોતિ પ્રગટી રહી છે. મારે મન અત્યારે સર્વ સમાન છે. હવે તો હું પોતેજ એવો દીન થઇ ગયો છું કે, જો ધારો તો તમે મારૂં ખૂન કરી શકો ! મેં તો હવે જિનેન્દ્રપ્રભુની સેવામાં મારૂ જીવન સમર્પ્યું છે. સાથે સાથે મદ, મત્સર, મોહાદિ ષડ્રિપુનું જ માનસિક ખૂન કર્યું છે!"

લલિતે મઢવીને વંદન કર્યું, અને કથન આગળ ચલાવ્યું, "આપની સાધુતા હવે મને માન્ય છે. આજથી મારે હૈયે આપને માટે સન્માન છે, પરંતુ મઢવીજી ! કૃષ્ણદેવ અને ગજેન્દ્રનું ખૂન કરવાને આપે જ પ્રેરેલી વેશ્યા અનંતાને આપે શાંત કરી છે ? પોતાના જ પિતાનો વધ કરવાનું જેને હૈયે આપે બીજારોપણ કર્યું છે તે ચારુભટ્ટને તેમ ન કરવાનો તમે ઉપદેશ આપતા આવ્યા છો વારૂ ?"

મઢવીની ગભરામણ વધી ગઇ, છતા ય કૃત્રિમ શાંતી ધારણ કરી, લલિતને તેણે સમજાવવાનો પ્રયાસ આદર્યો.

"ચાહડ મંત્રીના પક્ષનો હું ! મારા છૂટા પડવાથી એના પક્ષમાં રહ્યું મોટું મીંડું. પક્ષ ઢીલો પડતાં એ પણ ઢીલો પડશે, એટલે એના તરફનો ભય રાખવાનું હવે કૈં કારણ નથી !"

"મઢવીજી ! રાજરમત હજુ આપ નથી સમજતા !"

" કેમ એમ બોલો છો ?"

" તમે જાણો છો કે, રાજ્યલોભના ચીકણા કાદવમાં લપડાયલા મહત્ત્વાકાંક્ષી નરપશુને, સત્ય અને ન્યાયનો માર્ગ લેશમાત્ર નથી જણાતો. ચારૂભટ્ટને રાજ્યલોભનો અભરખો થયો છે. સ્વર્ગસ્થ સિદ્ધરાજ જયસિંહના શબ્દોએ તેને ગાંડો બનાવ્યો છે. પોતાની જાતને તે હવે સિદ્ધરાજ જયસિંહનો દત્તકપુત્ર મનાવવામાં માન સમજે છે, નહિં કે ઉદયનનો ! તે પોતાને ગુજરાતની ગાદીનો વારસ માને છે અને એ મૂર્ખ–મંદમતિ એમ જાણે છે કે ઉદયન, કૃષ્ણદેવ, ગજેન્દ્રરૂપી કંટકોને દૂર કરવાથી મારો માર્ગ સરલ થઇ જશે–પણ એને ખબર નથી કે પાટણની–ગુજરાતની ગાદીની વારસત્રિપુટી હજુ જીવે છે ને જૂવે છે કે, તેમની હયાતીમાં કેવી રીતે અક્ષત્રિયના હાથમાં ગુર્જર–રાજયતંત્રની લગામ જાય છે વારૂ ?"

લલિતકુમારની અસ્ખલિત, અખંડ અને અવિરત વાગ્ધારાથી સર્વ મંડળ સચેત થયું.

અનિમિષ નેત્રે કુમારપાળ અત્યારસુધી લલિતના મુખમંડળને ટીકી તેને સાંભળતો હતો, તે ય સહજ ચમક્યો !

પોતાના બંધુ ચાહડના, પિતૃવધના કલુષિત માનસિક પાપના વિચાર–મંથનમાં વાગભટ્ટ ઘડીભરને માટે ઘેલો બની ગયો—ચાહડને સીધો કરવાનું તેની આંખોમાં ખુન્નસ વ્યાપ્યું, અને આંખો લાલઘૂમ બની ગઇ.

સોહાગિની તો બિચારી રાજરમતની શતરંજપર ચિત્રવિચિત્ર ચાલે ચાલતાં મ્હોરાંઓ જોઇ સડક થઇ, દિંગમૂઢ બની ગઇ.

કેવલ જિનેન્દ્રજીએ કરણદાનને સંબોધી કહ્યું, " વત્સ ! લલિતે તો તારી ખૂબ ખબર લઇ નાંખી ! "

" ભટ્ટાર્કબપ્પા ! એણે મારી થયેલી અને ભૂલાઇ ગયેલી ભૂલો તાજી કરી, મારી આંખો ઉઘાડી છે ! ભાઇ લલિત ! હું મારા

જીવના સટે ઉદયન, કૃષ્ણદેવ અને ગજેન્દ્ર સામંતના પ્રાણ બચાવવા ભટ્ટાર્કબપ્પા, ગુર્જરપતિ અને આ પવિત્ર યુગલની સમક્ષ પ્રતિજ્ઞા ચાહું છું ! "

" તો ગઢવીજી ! હું આપને પ્રાણપણે એ પરમાર્થ કાર્યમાં મદદ આપવા મનસા–વાચા–કર્મણા બંધાઉં છું. "

" ચાલો, તમારી શંકા પતી ? " જિનેન્દ્રજીએ પ્રશ્ન કર્યો.

" જી, હા ! "

" હા, જી ! "

" તો જરા ભેટો હવે બન્ને ! "

" હા, શા સારૂ નહીં ? આવો, ગઢવીજી ! આપણે ભેટીએ ! "

કરણદાને જરાક ટીખળ કરતાં કહ્યું, " હા, હા ભેટીએ–પણ લલિતભાઇ ! મને આ ભેટવામાં પેલી ભૂતિયાવાવમાં લટકાવવા જેવી મઝા કે મીઠાશ નહીં આવે હોં ? "

લલિતે પણ જવાબમાં તેવુંજ ટીખળ કર્યું, " પણ ગઢવીજી ! એ તો પત્થરની વાવ હતી. અને આ તો પ્રેમની વાવમાં લટકવું પડશે ! પત્થરની વાવમાંથી તો ભટ્ટાર્કબપ્પા જેવા યતીશ્વરે છોડાવ્યા, પણ યાદ રાખજો કે આ પ્રેમની વાવમાં જો લટક્યા તો હવે છૂટવા વારો નહીં આવે સમજ્યા કે ! "

હસતાં હસતાં, પ્રફુલ્લવદને અને ખુલ્લે મને બન્ને જણ ભેટી પડયા. લલિતની આંખોમાં પ્રેમનાં હર્ષાશ્રુ ઉભરાયાં. કરણદાનનું હૈયું ભરાઇ આવ્યું. બન્ને કટ્ટા શત્રુઓ ભેટયા, પેટભરી રડયા અને અન્યોન્યનાં આંસુ લૂંછી છૂટા પડયા

ભટ્ટાર્કબપ્પાએ વાગ્ભટ્ટ તરફ નજર કરી કહ્યું, " વાગ્ભટ્ટ ! તને કંઇક ઉપદેશ આપું ? '

વાગ્ભટ્ટ તરતજ જિનેન્દ્રની નિકટ આવ્યો, અને ચરણમાં શિરસા

વંદન કરી કહ્યું, "બાપા ! હું તો આપ સરખા સાધુજનોનું ઉપદેશ-સુધા પીવા જન્મોજન્મથી જીવન–મરણના કિનારે ઊભો જ છું !"

"વાગ્ભટ્ટ ! તું બહુજ જ્ઞાની છે."

"મહાત્મન ! આપ જેવા વિજ્ઞાનીઓનો પ્રસાદ એજ મારા સરખા અલ્પજ્ઞાનીનું જીવન છે !"

"વારુ, આ સોહાગિનીનો સપ્તપદી ભણી તેં હાથ ઝાલ્યો છે, એ સમજે છે ને ?"

"જી, હા બધું સમજું છું, પરંતુ મારા મનની ગતિ જ કોણ જાણે વિચિત્ર છે !"

"તારા મનની ગતિ તારી મુખાકૃતિમાં જ વ્યક્ત થઇ રહી છે ! તારા મનની મહત અને શાંત પ્રકૃતિને માટે મને મનમાં ઘણું જ માન છે, પરંતુ એક નવયૌવનાના જીવનને સમજ્યા વિના ધક્કો મારી આઘે ઊભો રહી તારી મસ્તીમાં તું હસ્યા કરે છે, તેને માટે મને મારા મનમાં અનહદ દયા ઉપજે છે."

"મહાત્મન ! મારી સહધર્મચારિણી મારા જીવનધ્યેય સાથે ન વહી શકે તે મારાથી કેમ ખમાય ? મને એ કેવી રીતે પથ્ય આવે !"

"બરાબર છે ! કારણ તારાં ઉડ્ડયન આકાશનાં છે, જ્યારે એનાં છે અવનિનાં !"

"મહાત્મન ! આપ સર્વજ્ઞ છો, તો પછી મારા જેવાને શા માટે માયાચક્રમાં નાંખી ભમાવો છો, તે મને નથી સમજાતું."

"જો, તું અત્યારે માયાચક્રમાં નહીં પડે તો તારે અડધે જઇને પાછા પડવું પડશે, અંતે ઊંડા ચીકણા કાદવમાં લપસવું પડશે. માટે પંડિત ! જેનું જે માગતું હોય તે આપી દે ન્યાયસર, અને તારે હાથે જ તું ઋણમુક્ત થઇ જા !"

"મહાત્મન ! આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની મારામાં શક્તિ માત્ર નથી !"

"વત્સ ! તને ખબર છે કે, માનવના રેતસના માર્ગ મુખ્ય બે ? કોઈનું રેતસ આ સંસારમાં સદા રહ્યું નથી અને રહેતું નથી ! વ્યાયામથી અથાગ શરીર પ્રાપ્ત કરનાર મનુષ્યો, જે રેતસનો ન્યાયમાર્ગે વ્યય નથી કરતા, તે બહુધા બુદ્ધિના જડ હોય છે ! રેતસના બે માર્ગ—એક અધો રેતસ અને બીજું ઉર્ધ્વ રેતસ. અધો રેતસના પરિણામમાં દુન્યવિ માયા પ્રાપ્ત થાય છે જ્યારે ઉર્ધ્વ માર્ગે રેતસના અને ( ખરી રીતે તો સંચયજ ) અમરત્વ ટૂંકમાં આત્મોન્નતિ ! બહુધા આધ્યાત્મિક ક્ષેત્રપર રાત્રિ–દિવસ વિહાર કરનારાઓના રેતસની ગતિ ઉર્ધ્વ હોય છે—અને એમનું રેતસ પારલૌકિક જ્ઞાન અને દર્શનમાંજ વપરાઈ જાય છે. તદ્વત્ આધિભૌતિક સુખાદિ સાધનો માટે વૈભવને વાવરનારના રેતસની ગતિ સદાસર્વદા અધો જ હોય છે. અધો માર્ગે રેતસનો વ્યય વધુ થાય છે, જ્યારે ઉર્ધ્વ માર્ગે રેતસનો બ્રહ્મરંધ્રમાં સંચય થાય છે. એક વખત વત્સ ! અધો માર્ગે રેતસનો ક્ષય કર અને..." જિનેન્દ્રસૂરિજી પોતાનું સંભાષણ સંપૂર્ણ કરે તે પહેલાં તો વચમાંજ સોહામિની બોલી ઊઠી.

"મહાત્મન ! મારા શિરછત્રને બચાવો !"

"હું બચાવું ?"

"તો બીજું કોણ ?"

"તારા સહચરને બચાવવો તારાજ હાથમાં છે !"

"આપનો ઉપદેશ મેં એકચિત્તે સાંભળ્યો છે, અને હું આપના કથનનો મર્મ પણ જાણી ગઈ છું. આપ તો સર્વજ્ઞ છો હું પરણેલી છતાંય હજુસુધી કુમારી છું એ આપથી ક્યાં અજાણ્યું છે ? તો

૧૨

પછી નાહકમાં અમને બન્નેને શા માટે સંસાર–સાગરમાં પાછાં ધકેલો છો તે નથી સમજાતું ? "

" સોહાગિની ! પાછા કેમ ધકેલું છું એ સમજવું કઠણ છે. તમારી બુદ્ધિ માટે મને માન છે છતાંય તમને આવો માર્ગ બતાવું એ તમારાં પૂર્વસંચિત કર્મ ! " આમ કહી જિનેન્દ્રસૂરિજીએ સોહાગિની અને પંડિત વાગ્ભટ્ટનો હસ્તમેલાપ કરી આપ્યો. હાથમાં હાથ મળતાં જ બન્નેને રોમાંચ થયાં. પતિ–પત્નીએ અન્યોન્યની આંખોમાં કંઈક જોયું–જાણ્યું, બન્નેના મુખારવિન્દ પર સ્મિત ફરક્યું, અને હૃદય–સાગરમાં કયાંય પાછું સરકી ગયું.

જિનેન્દ્રજીએ એક સવાલ પૂછયો. " કેમ, દીક્ષા લેવી છે ? પુણ્યમાંથી પાપમાં પડવું છે—કે, પાપ ધોઇ ધીમી ગતિએ પુણ્યની પ્રકાશિત પગથારે પહોંચવું છે ? "

સોહાગિની, બોલી " બાપ્પા ! સંસારમાં જવુ છે. સાધ્વી નહીં આદર્શ સતિ બનવું છે ! "

" અને મારે પણ જતિ નહીં પણ હમણાં તો સાચા પતિજ બનવું છે—અને પતિપદેથી ધીમે ધીમે જતિપદે પહોંચવું છે ! "

" તો બન્ને ધર્મપિતાના આશિર્વાદ લ્યો ! "

સોહાગિની અને વાગ્ભટ્ટ બન્નેએ જિનેન્દ્રસૂરિજીની આજ્ઞા માથે ચઢાવી બાજુમાં ઊભેલા ગૂર્જરપતિને શિરસા વંદન કર્યું.

કુમારપાળે આશિર્વચન આપવા નીચું જોઈ બંન્નેના મસ્તક પર હસ્ત સ્થાપ્યા. લલિતકુમાર પણ આ અવનવું દૃશ્ય જોવામાં તલ્લીન બન્યો.

બન્ને ગૂર્જરપતિના ચરણોથી ઊઠયા અને યતીશ્વરના ચરણે ઢળ્યા. ભટ્ટાર્કબપ્પાએ આશિર્વચન આપ્યા ને કહ્યું. " ચાલો, ગૂર્જર-

પતિ હું જયઘશ-તમારા લોકોની પાટણપુરી રાહ જુએ છે ત્યાં બધા જલ્દી સિધાવો ! "

જિનેન્દ્રસૂરિએ જવાની તૈયારી કરી ત્યાં તો એક વ્યક્તિ સામેથી દોડતી દોડતી આવી, અને તેમના ચરણયુગલમાં આળોટી પડી. તેને હાથ પકડી ઉઠાડતાં, " ઊઠ, ઊઠ, દાવાનળ ! તારી ભક્તિ અને જનસેવા સાચી છે ! "

" બાપ્પા ! આજ વ્યક્તિએ અમને બધાને અરણ્યના દાવાનળ-માંથી અણીશુદ્ધ બચાવ્યા છે ! "

" ગૂર્જરપતિ ! એ એક સામાન્ય ભીલ્લ છે. મારા પરિચય પછી એને આવો જનસેવાનો જ ગાંડો છંદ લાગ્યો છે. "

" બપ્પા ! એ દાવાનળ-ખરેખર મૂર્તિમંત દાવાનળ જેવો જ છે-જોયું લલિત ! કાળાશાહી જેવા શરીરમાં કેવું શ્વેત-પવિત્ર હૃદય ? એ વિશ્વસેવક ન મળ્યો હોત તો અમારું અસ્તિત્વજ નહોતું !"

સર્વમંડળે ભટ્ટાર્કબપ્પાને વંદન કર્યું, અને પાટણ તરફનો પંથ લીધો.

## પ્રકરણ ૨૧ મું

## મહાદેવીની પાસે

દેહસ્થળી ( દેથલી ) એટલે ગૂર્જરપતિની બાલ્યકાલની ક્રીડાભૂમિ.

સિદ્ધરાજ જયસિંહના રાજત્વકાલમાં દેહસ્થળી ગામ ત્રિભુવનપાળને સોંપવામાં આવ્યું હતું. તેની ઉપજ–નિપજ અને પોષણનો સર્વ કારભાર ત્રિભુવનપાળના હાથમાં જ હતો.

જયસિંહ મહારાજના જીવતાં ત્રિભુવનપાળ પણ કામ વિના, કદિ ય પાટણ જતો નહોતો. તે સંતોષી, નિઃસ્વાર્થી, પરાર્થે આખું ય જીવન અર્પનાર સાધુપુરૂષ, પોતાના ભાગ્યમાં નિર્માયલી ભૂમિમાંથી પોતાની જીવનની નિર્વાહ–મીમાંસા સર્જી લેતો'તો.

કુમારપાળ આજે એ પોતાની જીવનમણિ સમી જન્મભૂમિથી ભાગ્યના વક્ર ચક્રમાં અટવાતો, આથે ને આથે ભમ્યા કરે છે–અને કાલે સવારે એજ ભાગ્યદેવીના કૃપામૃતભર્યા દૃષ્ટિપાતથી કીર્તિકિરીટ મસ્તકે ધારણ કરી, ગુર્જરપતિ-જૈનસમ્રાટ બનશે-એ ય ભાગ્યની ગતિ !

સિદ્ધરાજના ત્રાસથી નાસભાગ કરતા કુમારપાળના નસીબમાં કુટુમ્બ–સુખ લખાયું નહોતું. પોતાના પ્રિય સ્વજનોને મળવાં ને

આચાર્યા કરી, દેશવિદેશમાં ભ્રમણ કરતાં કરતાં આજે તેની વય પીસ્તાળીશ પચાશની થવા આવી હતી.

મોટોભાઇ મહીપાળ બહુધા પાટણમાંજ પડયો પાથર્યો રહેતો'તો, જ્યારે નાનો કીર્તિપાળ દેહસ્થલીમા રહી કુમારપાળના કુટુંબની વ્યવસ્થા ને રક્ષાના સમગ્ર ભારનું આપમતિથીજ વહન કરી રહ્યો'તો!

મોટાને જોવા–પૂછવાની ફુરસદ નહોતી કે, ભાઇ–ભાભીની શી દશા છે. જ્યારે નાના કીર્તિપાળને હૈયે ભાઈ–ભાભીના વિકટ જીવન–સંગ્રામના સંતાપની હોળી સળગી રહી છે. ભાઇના જીવન–ભટકારાથી અને ભાભી–ભત્રીજીનું અટૂલું કરૂણ જીવનદૃશ્ય જોઇ, એ નાના છતાં સમજુ અને શૂરા બાંધવનું કાળજું કોરાઇ જતું'તું.

દેહસ્થલીમાં પોતાના અલગ નિવાસમાં એકાંતમાં સત્તાવીશ વર્ષનો જુવાન કીર્તિપાળ, પોતાના યૌવનને આરે ઊભો ઊભો ધર્મના શાસ્ત્ર–મંથનમાંથી, પ્રાણુ–નવનીત પ્રાપ્ત કરી તીવ્ર તૃષા છીપાવી રહ્યો છે.

આખું ય દેહસ્થલી નિદ્રાનિધિમાં નિમજ્જિત છે. કેવળ એક વિશાળ તળાવને ઉપકંઠે ઊભેલી, પાષાણ નિર્મિત ભવ્ય ઇમારતના એક ઓરડામાં એક આધેડ વયની સ્ત્રી, અને એક ચૌદ–પંદર વરસની નવયૌવના કંઇક વાર્તાલાપ કરી રહ્યાં છે.

"જ્યોતિર્બાલા! તારા નાના કાકા તને બહુ ગમે છે નહીં વારૂ?"

"હા, બા! કોણજાણે શાથી બહુ ગમે છે તે નથી કહી શકતી પણ બહુ જ–બહુ જ ગમે છે."

"કેમ ના ગમે? તને દીકરીની માફક એમણે મોટી કરી છે."

"દીકરીની માફક?" કારણ તારા પિતાજી તો આજ વરસોથી પરદેશ ભ્રમણ કરે છે."

"બા–બા! હેં ત્યારે પિતાજી ક્યારે આવશે?"

" આજકાલમાં આવવા જોઇએ હવે, મને સ્વપ્નમાં કાલે દેખાયા'તા. "

ચૌદ–પંદર વરસની નવયૌવનાને બાલિકા જેવી બાલિશતા અને નિર્દોષતાથી ભરેલી જોતાં માતાને સહજ હસવું આવ્યું, અને હસતાં હસતાં પોતાની પ્રિય પુત્રીને સોડમાં ખેંચી લઇ, તેને વાંસે હાથ ફેરવતાં કહ્યું.

" જ્યોતિ ! પ્રિય જનો સ્વપ્નમાં દેખા દે છે. "

" તો બા ! પિતાજી મને પણ બહુ વ્હાલા છે, ત્યારે મને કેમ સ્વપ્નમાં દેખાતા નથી ?"

" દીકરી જ્યોતિ ! ઘણેખરે ભાગે જોયેલી, સાંભળેલી કે અનુભવેલી વસ્તુઓ જ સ્વપ્નમાં દેખા દે છે. તેં તારા બાપુને જોયા છે ?"

" પણ તું કહે છે ને કે, તારા બાપુ બહુ પ્રતાપી છે ને રાજા થશે ને......" વાતની વચમાં જ માતાને હસવું આવ્યું, એટલે પુત્રી બોલતી બંધ પડી ગઇ અને જરાક ખિસિયાણી પડી ગઇ, અને લાડ કરતી બોલી.

" હેં બા ! હસો છો કેમ ? હેં બા ! કહોની–હસો છો કેમ ? "

" હસવા જેવું તું બોલે છે તે. "

" શું હસવા જેવું ? "

" આ રાજા હતા ને–તે હતા ને તે એમ કેટલું લાંબુ, વારું ! તારા બાપુને તેં ક્યાંથી જોયા હોય ગાંડી ? એક અંધારી રાતે પાટણથી તે તારા મોટા કાકા સધરા જેસંગના ત્રાસથી નાસી આવ્યા તે રાતે એમણે તને તો ખૂબ રમાડી ને બોકીઓ પણ ઘણી કરી, તને અને મને એકલાં નિરાધાર મૂકીને જતાં, તારા બાપુને ઘણું ઓછું આવ્યું–પણ કરે શું ? કારણ, તારા મોટા કાકાએ તેમને પકડી કેદ-

કરવાને તેમની પાછળ બહુ ઘોડેસ્વારો દોડાવ્યા'તા. રાતોરાત જમ્યા ખાધા વિના ભૂખ્યા–તરસ્યા તારા બાપુને બિચારાને દેથલી છોડી મારતે ઘોડે નાસી જવું પડયું'તું. દીકરા જ્યોતિ ! તે વખતે તું તો બહુ નાની હતી, એટલે તને એ બધી વાતો યાદ ક્યાંથી હોય......'
વાર્તાના પ્રબળ પ્રવાહમાં તલ્લીન અને ભાનભૂલી બનેલી માતાને ખબર નહોતી કે, તેની આ કરૂણ–કથાએ, નાની કુમળી, બાળા જેવી નવયૌવનાના હૃદય–કમલ પર સખત આઘાત કર્યો છે.

અંતે રૂદનનો વેગ નહીં ખાળી શકવાથી ધ્રૂસકે ધ્રૂસકે રડતી જ્યોતિનું રૂદન ભૂપાલદેવીનું કર્ણે અથડાયું, અને ચતુર માતા ચેતી ગઇ.

રડતી, ધ્રૂસ્કાં ભરતી જ્યોતિને છાતી સરસી ચાંપી. "જ્યોતિ ! દીકરા ! રડ ના બેટા ! તારા બાપુ કાલે સવારે આવશે. ગાંડી રે એમાં રડે છે શું ?"

રડતાં રડતાં જ્યોતિ બોલી, "બા ! મોટાકાકા સધરા જેસંગ મરી ગયા તો યે બાપુ તો ન આવ્યા. ઊંહ...! ઊંહ...! હવે ક્યારે આવશે ?"

માતાએ રડતી બાળાનો વાંસો ને માથું પસરાવવા માંડયાં. નરી નિર્દોષ રૂદન કરતી, નિદ્રામાં આવી ગઇ.

એકની એક જ્યોતિને પોતાનું જીવન ગણનારી માતા, જીવનાકાશને શોકના મેઘમણ્ડલથી આચ્છન્ન જોઇ રડી પડી.

એટલામાં એક પરિચારિકાએ ઓરડામાં પ્રવેશ કર્યો.

"મહાદેવી ! પાટણથી મહેમાન પધાર્યા છે."

"મહેમાન પધાર્યા છે ? મહારાજની ગેરહાજરી......" વારૂ, જા, તેમને આદરથી ઉપર તેડી લાવ." પરિચારિકા આજ્ઞાનું પાલન કરવા ચાલી ગઇ.

મહાદેવીએ એક નજર ફેંકી નિદ્રાગ્રસ્ત જ્યોતિના બાલમુખચંદ્ર પર, અને બીજી આતુર દષ્ટિ નાંખી કક્ષના દ્વાર તરફ.

સૈનિકને છાજે એવા–વસ્ત્રો અને શસ્ત્રોથી સજ્જ થયેલા, એક પાંત્રીસ–ચાલીશની ઉંમરના નવજુવાને કક્ષમાં પ્રવેશ કર્યો; અને મહાદેવીને સામરિક અભિવાદન કર્યું.

" બિરાજો ! " આસન બતાવી મહાદેવીએ આગળ ચલાવ્યું, " આપ પાટણથી પધારો છો ? "

" જી, હા " સૈનિકે ગંભીર મુખાકૃતિ રાખી જવાબ વાળ્યો.

" પાટણના કે નવલ વિશેષ ? "

" મહાદેવીને ઘણું નવલ અને વિશેષ શ્રવણ કરાવવાને જ મારે આવવું પડ્યું છે. "

" આપનું નામ ? "

" ગજેન્દ્ર સામંત. "

" ગજેન્દ્ર સામંતનું તો મેં મહારાજને મુખે ઘણીવાર નામ સાંભળ્યું છે, તેજ આપ ? "

" હા, તેજ સામંત ! "

" મહારાજનો કૈં પત્તો લાગ્યો ? "

" સાંભળ્યા મુજબ મહારાજ, લલિતકુમાર અને મંત્રીશ્વરના પુત્ર વાગ્ભટ્ટ પાટણ તરફ ક્યારના ય આવવા તો નીકળી પડ્યા છે, પરંતુ હજુ ય તેમનાં દર્શનનો લાભ પાટણની પ્રજાને મળ્યો નથી. "

" વારૂ, આપને જાતે દેહસ્થલી કેમ આવવું પડ્યું ! "

" પાટણના પ્રજા–જનોની ભૂખ ભાંગવા. "

" સામંત ! પાટણની પ્રજાની ભૂખ મહારાજ જ ભાંગી શકે, હું નહીં ! "

"મહારાજની ગેરહાજરીથી પાટણની અત્યારે વિપરિત પરિસ્થિતિ થઇ પડી છે. પાટણની પ્રજા સધરા જેસંગના મૃત્યુથી હણાઇ ગઇ છે–તેને ગમે તે હિસાબે માથાનો મુકુટ જોઈએ છે, અન્નદાતા જોઇએ છે! પ્રજા તો પોકાર કરી રહી છે કે, માલિક લાવો!–તે તો કહે છે કે, આમ મહિનાઓ સુધી, ગુજરાતના પાટણનગર પાટણનું સિંહાસન સૂનું પડી રહે, તે અમારાથી કેમ રહેવાય? પ્રભુભક્ત પ્રજા, પ્રભુદર્શન વાચ્છે છે; ટૂંકમાં પ્રજા પોતાના પ્રભુ વિના તરફડે છે!"

"તો ગજેન્દ્ર! તમે લોકો મહારાજની તલાશ કેમ નથી કરાવતા?"

"મહાદેવી! મહારાજને પાટણમાં હાજર કરી દેવાને ચારે બાજુ સૈનિકો મારતે ઘોડે મોકલ્યા છે, જેમાંના કોઇ હજુ પાછા ફર્યા નથી. ફકત એક સૈનિકે ચાર દિવસ ઉપર આવી, ખબર આપી'તી કે, મહારાજ હિંડમ્બારણ્યના દાવાનલમાંથી બચી, દેહસ્થલી તરફ આવી રહ્યા છે."

"વારૂ, તો સામંત! મહારાજને બદલે મહીપાળને ગાદીએ બેસાડો, અને પાટણની પ્રજાને બતાવો કે, આ રહ્યો તેમનો માલિક! અને એમ નહીં તો કીર્તિપાળના હસ્તમાં રાજ્ય–લગામ સોંપો!–પણ આમ કૈં રાજા વિના પ્રજાને સૂની તે રખાય?– અને મહારાજનો તો વખત છે નહીં પત્તો લાગે, તો શું ગુજરાતનું પાટનગર પ્રભુસૂનું રહેશે? સામંત! તમારાં બુધ્ધિ–ચાતુર્યનાં મહારાજને મુખે મેં ઘણાં વખાણ સાંભળ્યાં છે!–તો પછી આમ ગભરાવ છો શું?"

"મહાદેવી! આપે હજ પાટણની નસ નથી પારખી! અમે તો સ્વર્ગસ્થ સિદ્ધરાજ મહારાજના સમયથી જ પાટણની પ્રજાને પૂરેપૂરી ચાઇ ગયા છીએ! બીજું–મહીપાળ–કીર્તિપાળને ગાદીનશીન કરવાની,

આપ જે દરખાસ્ત રજૂ કરી રહ્યા છો, તે પાટણની પ્રજાને કબૂલ નથી ! પાટણની પ્રજા તો પોતાના માલિક તરીકે, શ્રીકુમારપાળ મહારાજને–માંગે છે અને આપ મહીપાળ અને કીર્તિપાળ દેખાડો છો '–વારુ, મહાદેવીને મારી એક વિનંતિ છે ! "

" શી ? "

" હુ આપ મહાદેવીને તેડી જવા આવ્યો છું ! "

" ક્યાં–પાટણ ? "

" જી, હા ! "

" હુ પાટણ આવી શુ કરીશ, સામંત ? "

આ વાર્તાલાપ ચાલી રહ્યો છે, એટલામાં પરિચારિકાએ કક્ષમાં પ્રવેશ કર્યો. " મહાદેવી ! કુમાર કીર્તિપાળ પધાર્યા છે, "

" જા, તેમને કહે કે, મહાદેવી આપને બોલાવે છે ! " પરિચારિકા ગઈ.

પાછો વાર્તાલાપ ચાલ્યો.

" હા–ગજેન્દ્ર સામંત '–હું પાટણ આવી શું કરીશ ? "

" પરાપૂર્વથી ક્ષત્રાણિયો જે ક્ષાત્ર–કુલધર્મ બજાવી ગઈ છે તે ! "

કક્ષમાં કીર્તિપાળે પ્રવેશ કર્યો.

સામંતે ઊભા થઈ સામરિક અભિવાદન કર્યું, અને કુમારની આજ્ઞાથી આસન લીધું.

કુમાર કીર્તિપાળે એક દૃષ્ટિપાત કર્યો, અને પૂછ્યું, " કોણ, સામંત ગજેન્દ્ર કુમાર ? "

" જી, હા. "

દેહસ્થલીના પ્રજાજનોની વાતોએ જાણ્યું છે કે, પાટણથી ગજેન્દ્ર સામંત પધાર્યા છે ! વારુ, કેમ આવવું થયું ? "

"મહાદેવી અને આપ કુમારની પાટણમાં અત્યારે, હાજરીની જરૂર છે તેથી."

"હાજરી તો ગૂર્જરપતિની હોવી જોઇએ! અમારી હાજરીનો શો અર્થ?"

"કુમાર કીર્તિપાળદેવ! પેલો હરામખોર ચાહડ, મંત્રીપુત્ર, મહારાજની ગેરહાજરીનો લાભ લઇ રહ્યો છે!"

"તમે બધા મહારથીઓ પાટણમાં હો, ને એ બને જ કેમ? શું મંત્રીશ્વર પાટણમાં નથી!—કૃષ્ણદેવ નથી? તમ સરખા ગજેન્દ્ર સામે એ મગતરાનો તે શો હિસ્રાબ? ધારો તો ચપટીમાં ચોળી નાખો!"

"પણ કુમાર! એ પાટણમાં જ અત્યારે, નથી અને તેથી જ અત્યારે અમને બધાને આટલી બધી તાલાવેલી થઇ રહી છે!"

"અરે, પાટણમાં જ જ્યારે એ નથી, તો પછી એનો ભય શો?"

"એનો તો કુમાર! અમને જરાય ભય નથી, પણ એણે તૈયાર કરેલી દારૂખાના જેવી એની દગલબાજીનો ભય રહે છે!"

"એણે શી બાજી બિછાવી છે?"

"એણે પાર્વતીય પ્રદેશમાંથી દેવાનાયકની સરદારી નીચેનું ભીલોનું મહાસૈન્ય ભેગું કર્યું છે, અને નરપતિસૂના ગુજરાતના પાટનગરને પજવવાનો અને ખેદાનમેદાન કરવાનો દૃઢ નિશ્ચય કર્યો જણાય છે!"

"શું કહો છો સામંત?" સાશ્ચર્ય કીર્તિપાળે પ્રશ્ન કર્યો.

"કુમાર! દૂતોને મુખે શ્રવણ કરેલી વાર્તા હું નથી કહેતો, પરંતુ સ્વયંશોધથી પ્રાપ્ત કરેલી ગુપ્ત વાર્તા રજૂ કરું છું!"

"એમ? તો હું ધારું છું કે, લોહી રેડીને પણ પાટણપતિ ચવું પડે તો, તેય કરવાનો ચાહડે દૃઢ નિશ્ચય કર્યો લાગે છે, નહીં!"

" જી, હા—એ તો એકજ વાતને પકડી રહ્યો છે કે, સ્વર્ગસ્થ સિદ્ધરાજ જયસિંહે મને દત્તકપુત્ર કર્યો છે એટલે પાટણની—ગુજરાતની ગાદી મને જ મળવી જોઈએ ! "

" મારવાડી વાણિયાને ગૂર્જરપતિ થવું છે ? " કુમારે તિરસ્કાર-ભર્યું એક અટ્ટહાસ્ય કર્યું.

" હા કુમાર ! "

" સામંત ! લોકો કહે છે કે, સિદ્ધરાજ જયસિંહના એ મહા સેનાપતિએ ઘણા સંગ્રામો ખેલ્યા છે, અર્થાત એ બહુ બહાદૂર છે ?—પરંતુ મને લાગે છે કે, એણે હજુ ય કોઈ સાચા ક્ષત્રિય રણભારથી અને મહારથીની તલ્વારનો સ્વાદ ચાખ્યો નથી ! તો એને હવે, ખબર પડશે કે, પાટણ સર કરવું એ કેટલા શેરની વાત છે ! ચાલો, સામંત ! હું પાટણ આવું છું, અને મહાદેવી ! તમે અહીં મહારાજ આવે ત્યાં સુધી રહો ! મહારાજની સાથે તમો ને જ્યોતિ પાટણના દર્શન કરજો ! ચાલો, સામંત ! " એમ કહી કીર્તિપાળ તરતજ ઊભો થયો.

પણ સામંતે કહ્યું, " કીર્તિપાળકુમાર ! ક્ષત્રાણીઓને પોતાનું હીર દાખવવાના બહુ જ વીરલ પ્રસંગો પ્રાપ્ત થાય છે ! વારૂ, આપને એમ નથી લાગતું કે, મહાદેવીને વીરત્વ બતાવી, ગુજરાતના પાટ-નગર પટરાણી બનવાનો આ અલભ્ય પ્રસંગ પ્રાપ્ત થયો છે ? "

" એટલે સામંત ! તમે કહેવા શું માગો છો ? તમે મારા ભાભીને રણક્ષેત્રમાં ઉતારવા ઇચ્છો છો ? બોલતાં બોલતાં કુમારે ફરી આસન લીધું.

" જી, હા—કુમારશ્રી !—એમના સેનાધ્યક્ષપણા નીચે પાટણના સુશિક્ષિત સૈન્યનું, સમરાંગણભૂમિ પર સંચાલન કરાવી, મહાદેવીને સૈન્યને મોખરે ધરી, એમના મસ્તક પર ગુર્જરરાષ્ટ્રનો કુકકૂટધ્વજ

ફરફરાવી; ગૂર્જરપતિની ગેરહાજરીમાં, આ યુદ્ધની વિજય-માળ એમના કંઠમાં આરોપાય એમ પાટણનું સામંતમંડલ ઇચ્છે છે!"

"ગજેન્દ્ર! મારા ભાભીને આદર્શ મહાદેવી બનાવવાના ભવિષ્યમાં બીજા ઘણાય પ્રસંગો આવશે, પણ......" અધવચથી કીર્તિપાળને અટકાવી સામંતે બોલવા માંડયું,—

"કીર્તિપાળદેવ! પણથી પતાવી દેવા જેવો આ પ્રસંગ નથી તમે પાટણના સૈનિકોને પૂછ્યું છે?"

"ના, તે શું કહે છે?

"પાટણનું મહાસૈન્ય મહાદેવીનું દર્શન કરવા આતુર નજરે આજે રાહ જોતું ઊભું છે! સૈન્યનો એકેએક યોદ્ધો કહે છે કે, ગૂર્જરપતિની ગેરહાજરીમાં મહાદેવી અમારા મહાસેનાપતિ પદે છે; અને અમે તો એમની જ સરદારી નીચે પ્રાણ પાથરીશું. બોલો કુમાર! હવે આપને છે કંઇ કહેવાનું?"

સામંત અને કીર્તિપાળનો વાર્તાલાપ મહાદેવી અત્યારસુધી એક ચિત્તે શ્રવણ કરતાં હતાં, તેમણે કહ્યું—

"કીર્તિપાળદેવ અને સામંત! તમારા બેની તકરારનો અંત હું જાતે જ લાવું છું!"

"ભાભી! હું લડતો નથી."

"હું જાણું છું, તમે મારો બચાવ કરી રહ્યા છો. પણ શા માટે? સામંતનું કથન મને તો બરાબર લાગે છે! મારા જેવીને માટે તો આ અનાયાસે પ્રાપ્ત થયેલો પ્રસંગ મહામૂલો છે, એમ હું માનું છું! વારુ, ભાઇ કીર્તિપાળ! એક સવાલનો જવાબ આપશો?"

"હા, આપીશ-પૂછો!"

"સિદ્ધરાજ મહારાજ જ્યારે બાલક હતા ત્યારે ગુજરાતની રાજ્યલગામ કોને હાથ હતી?"

" દાદીમા મીનળદેવીને. "

" શું તમારા દાદીમા સ્ત્રી નહોતા ? "

" શરીરે સ્ત્રી પણ સ્વભાવે અને બુદ્ધિપ્રભામાં પુરૂષ હતા ! "

" તો તમારા ભાભી ભૂપાળદેવી પણ આજે પુરૂષપદે બિરાજે છે ! જો બાલક સિદ્ધરાજ મહારાજની બાલ્યાવસ્થાનો સંપૂર્ણ લાભ લઇ ગુર્જરમાતા મીનળદેવીએ પોતાનુ બુદ્ધિચાતુર્ય દાખવ્યું અને એક સ્ત્રી રાજ્યલગામ હાથ ધરવાને લાયક છે, એમ સિદ્ધ કરી બતાવ્યું, તો હું પણ આજે ગૂર્જરપતિની ગેરહાજરીનો પૂરતો લાભ લઇ, શા માટે સિદ્ધ ન કરી બતાવું કે ભૂપાલદેવી સ્ત્રી હોવા છતાં, યુદ્ધક્ષેત્ર પર મહાસેનાપતિ બની, વિપુલ સૈન્યની સંચાલના કરવાને શક્તિમાન છે ? "

" વારૂ, તો ભાભી ! એક દરખાસ્ત રજૂ કરૂં ? "

" શું ? "

" તમો પાટણ જાવ અને હું મારા મોટા ભાઇની શોધ કરી, એમને લઇ પાટણ આવું છું. "

" કીર્તિપાળ ! હું હમણાં તમને એજ કહેવાની હતી, પણ તમારે જ મોઢેથી પહેલું નીકળી પડયું. "

કીર્તિપાળે સામંત તરફ દૃષ્ટિપાત કર્યો ને પૂછ્યું, " કેમ, ગજેન્દ્ર સામંત ! મારી વ્યવસ્થા તો બરાબર છે ને ? "

" બરાબર છે. "

વાર્તાલાપના વેંત ભરાઇ રહ્યા. ને તરત જ માતાના ખોળામાં ઊંઘી ગયેલી જ્યોતિર્મોલા જાગી ઊઠી.

ઓરડામાં બે વ્યક્તિઓને જોતાં જ તે ધારવા કરતાં વધારે જલ્દી સ્વસ્થ થઇ, અને જરાક માતાની પાસેથી આઘી ખસી બેઠી.

એકજ અણુધાર્યો દર્શને અને પ્રસંગે તેની નિર્દોષતા, અને અણુજાણુતાનાં બાલ્વજીવન દશ્યોનું સહસા પટપરિવર્તન કરી નાખ્યું.

તેની આંખો સંકોચ અને લજ્જાથી છલકાઇ, અને અણુચિંત્યા મદન-મદના મહામદથી લચી ગઇ, નમી ગઇ, ભૂમિ પર રોપેલી આંખો તેણે મહામહેનતે ઉખેડી, સહસા આગંતુક નવયુવક ગજેન્દ્ર સામંત પર એક ત્રાંસી નજર કરી લીધી. પછી તેની નજર પ્રણુયના તરસ્યા, અભિનવ ભાર સુરભિત યૌવન પ્રજ્વલિત કાયાના કમનીય, કંદર્પસમા સુન્દર લલિત પર ઠરી. યૌવન તાપથી તપ્ત નવયૌવનના હૃદયમાં નવીન આગંતુકની આંખો અમૃતસિંચન કરવા લાગી.

પ્રત્યેક માનવ-હૃદયે એકાદ પુણ્યપળે વસંતનો વિકાસ થવાનો જ ! જયારે જુવાની જન્મે છે ત્યારે નવયૌવનાના હૃદય-સાગરમાં તરંગો આવે છે.

ઉપાસનીય હૃદયદેવની શોધમાં એ પ્રેમિકા નીકળી પડે છે પ્રથમ મિલનની મસ્તીમાં ઉન્મત્ત અને અધીર બની, અજાણી ને ભોળી પ્રેમિકા તૃષિત ચિત્તે ને હસિત નયને તે હૃદયદેવની સન્મુખ દોડે છે.

અહીં પણુ તેમજ બન્યું. ભૂપાલદેવીની અનુભવી આંખોએ આ દશ્ય જોયું ન જોયું કર્યું.

" બેટા, જ્યોતિ ! તું બાજુના ઓરડામાં જઇ બેસ ! હું હમણાં ત્યાં આવું છું "

માએ કહ્યું અને દીકરીએ કર્યું માન્યુ.

" ત્યારે સામંત !—" મહાદેવીનો સામંત શબ્દ કાને પડયો ને ગજેન્દ્ર કોઇક સ્વપ્ન-સૃષ્ટિમાંથી એકાએક જાગતો હોય તેમ જવાબ આપ્યો, " જી ! "

" પાટણુ કયારે જઇશું ? કાલે પ્રભાતમાં. "

" પ્રભાતે નહીં–પણ અત્યારે જ !" કીર્તિદેવે વચમાંજ પથરો ફેંક્યો.

મહાદેવીએ પ્રશ્ન કર્યો, " સવારે જવામાં વાંધો શો ?"

" પ્રભાતે દેવસ્થળીને જાણ થશે ?"

" મહાદેવી ! કુમારનું કહેવું યથાર્થ છે આ વાત દેહસ્થળીની પ્રજા જાણી જાય એ ઇચ્છનીય નથી !"

" તો મારે વાંધો નથી–ઇચ્છનીય કરો, દેવીએ કહ્યું.

" વારુ, તો મહાદેવીને એક મારી વિજ્ઞપ્તિ છે કે, દાસ–દાસીના મુખેથી પણ આ વાતનો પ્રજાજનમાં કાર્યસિદ્ધ થયા પહેલાં પ્રચાર ન થાય તેની પણ વ્યવસ્થા અત્યારે જ થવી જોઇએ."

" મહારાજે કરેલાં તમારાં વખાણ સાચાં છે ! તમારી બુદ્ધિમાં ઝીણવટ છે, મૌલિકતા છે ! સામંતના કહેવા મુજબ જ થશે. ચાલો, ઊઠો ત્યારે આપણે વાળુ કરી પરવારીએ ને પાટણ જવાની તૈયારી કરીએ !"

સર્વમંડળ ઊઠ્યું ને પાટણ તરફ પગલાં માંડવાની તૈયારીઓ કરવા માંડી.

## પ્રકરણ ૨૨ મું

### બાપ ને બેટા

"તમને ખબર જ ક્યાં છે કે પાટણમાં શું ચાલી રહ્યું છે?"

"અનંતા! મને તો એકજ ખબર છે, કે અત્યારે મારી સોડમાં પાટણની પદ્મપ્રેમદા છે!"

"મને પ પ્રેમદાની ઉપમા આપી શરમાવશો ના!"

"કેમ, એમાં મેં ખોટું શું કહ્યું, અનંતા! જે પ્રેમની આપ–લે કરવામાં કુશળ કામિની, તેનું નામ પદ્મપ્રેમદા!"

"મહીપાળદેવ! તમે પદ્મપ્રેમદા કહો છો તેથી શું?"

"તેથી કિંમત શું ત્યારે?–લાવ, અનંતા! પેલી કટોરી લાવ! થોડોક જ આપજે હો!"

અનંતાએ શરાબની કટોરી ભરતાં ભરતાં આગળ ચલાવ્યું, "વારુ, તમો જાણો છો નગરલોક શું કહે છે?"

"હા, જાણું છુ વેશ્યા–નાચનાર"

"અમારી કીંમત જાણો છો?" અનંતાએ કટોરી આપતાં કહ્યું.

"હીરાની કીમત ઝવેરીજ નાણી શકે !" મહીપાળે કટોરી ખાલી કરી.

"અને વેશ્યાની કીંમત ?"

"માગ જેવા રસિક પુરૂષો નાણે."

"મહીપાળદેવ ! રસિક પુરૂષની પદ્વી વરવી સ્હેલી નથી !" અનંતાએ બીજી શરાબની કટોરી ભરી અને મહીપાળદેવના હાથમાં આપતાં આપતાં કહ્યું, "લ્યો, કટોરી !"

"અનંતા ! હવે માફ કર !" મહીપાળદેવે જરાક મોઢું વિકૃત કરતા જવાબ આપ્યો.

"કેમ, એમ શાથી ?"

"અનંતા ! આજે તો સ્હવારનો ઊઠયો છું ત્યારથી જ કટોરીઓ પર કટોરીઓ ઉડાવે રાખી છે, તે મધ્યાન્હ સુધી. વચ્ચે આ આઠ નવ કલાક ખાલી ગયા એજ માફ.

"સવાર પડતાંની સાથે જો શરૂઆત કરી, તો રાત પડતાંની સાથે હવે તેમાં વૃદ્ધિ કરો. આમ અત્યારથી જ જો ઠંડાગાર થઇ જશો તો આખી રાતની મઝા મારી જશે !"

"અનંતા ! મને દારૂ ભાવે છે પણ તે પ્રમાણમાં."

"પ્રમાણ એટલે કંઈજ નહીં. પ્રમાણમાં પરવશતા છે."

"હા–!" બુદ્ધિના ચમકારાથી ચમકતો જવાબ મળતાં જ મહીપાળદેવે સાશ્ચર્ય અનંતા તરફ ટગર માંઢી જોયું.

"મહીપાળદેવ ! પ્રમાણની સીમા ઉલ્લંઘી ગયા કે મોજ— બસ મોજ !"

"એ કેવી રીતે ?"

"તમે પહેલાં કટોરી ગટગટાવી જાવ, પછી બધું હું સમજાવું છું તમને !"

" વારૂ, લાવ !" મહીપાળે શરાબની બીજી કટોરી હાથમાં લીધી, અને એક ઘૂંટડો ભર્યો.

" જુઓ મહીપાળદેવ ! પ્રમાણ અને સીમાના બંધનમાંથી જ ભય જન્મે છે. સીમા–બંધનો તૂટયાં કે ભય ભાગ્યો. અને ભય ભાગ્યો એટલે સ્વતંત્રતા આવી. "

" હા,–તારી વ્યાખ્યા તો બહુજ નિરાળી દેખું. "

" નિરાળી ન કહો, પણ સાચી છે ! સ્વતંત્રતા જોઇએ તો સીમા વટાવી જાવ !"

" એટલે તારા હિસાબે તો આખો દિવસ ને આખી રાત મારે, પી પી જ કર્યા કરવો–કાં ?"

" હા–પી પી કરવાથી પરવશતાનાં બંધનો તૂટી જશે, અને મસ્તીનું મનોહર સામ્રાજ્ય પ્રાપ્ત થશે !"

" અનંતા ! મસ્તીનું સામ્રાજ્ય ?"

" ત્યારે શું ગુજરાતનું સામ્રાજ્ય ? "

" હા—"

" ટીક્કો તમારા કપાળમાં ! લેજો, રસ્તામાં પડયુ છે તે !" અનંતાએ અંગુઠો ઊંચો કરી, મહીપાળદેવની સામે બતાવ્યો.

અનંતાના મ્હોંનો મચકોડ અને અંગુઠાનું નૃત્ય જોઇ, મહીપાળદેવમાં રહ્યું–સહ્યું રજપૂતપણું એકાએક ઊછળી આવ્યું, અને કટોરી આરસની ફરસબંધી પર ફંગોટી દઇ એકદમ ઊભો થઇ ગયો.

" અનંતા મહીપાળદેવની તું મશ્કરી કરે છે ?"

" હુ નહીં ! લોકો."

" લોકો તો ગાંડા છે ! તેની સાથે તું શા માટે ગાંડી બને છે ?"

" પણ લોકો તો તમને ગાંડા ગણે છે !"

" લોકોને મોઢે ક્યાં તાળું દેવા જાઉં ?"

" અરે, તમારે મોઢે તાળું દેવાયલું જોઈ, પાટણના લોકો શરમાય છે !"

" અરે, ઘેલી ! પાટણની પ્રજાની મૂર્ખાઈ પર મને હસવું આવે છે." એક અટ્ટહાસ્ય કરતો પાછો મહીપાળદેવ આસન પર બેસી ગયો.

" અને તમારી મૂર્ખાઈ પર......" અનંતાએ અડધું બોલી હથેળીથી મોંહુ વાસી દીધું.

" હાં, શું ?" જરા ભવાં સંકુચિત કરી મહીપાળદેવે પૂછયું.

" લોકો હસે છે !" અનંતા બોલીને ખડખડ હસી પડી. ને બાજૂમાં બેઠેલા વિલાસમૂર્તિ મહીપાળદેવના ખોળામાં ઢળી પડી. શરાબની સુરખીમાં સ્વર્ગલોકમાં કે ગાન્ધર્વલોકમાં વિહાર કરતા, સુરાપાનની ટેવથી, અને અતિશય આહારની આદતથી, હદપારના ફાલીફુલી ગયેલા, મહિષ શા મહીપાળદેવે ખોળામાં ઢળી પડેલી અનંતાને ભૂજપાશમાં કચડી નાંખી, અને અતિશય સુરાપાનથી સુક્કા પડી ગયેલા ઓષ્ઠથી એક ચૂમ્બન કરી લીધું.

ભૂજપાશમાં ફસેલી વેશ્યા બળ કરીને છૂટી ગઈ, અને બાજૂના ખંડમાં દોડી ગઈ, મહીપાળદેવ પણ પાછળ પડયો.

શરાબ અને સુંદરી જ જેનો જીવનધ્યેય છે, તે તો ધર્મ—નીતિ, અને પ્રભુ—પ્રીતિથી પરવારી જ બેઠેલા હોય છે. શરાબખોરીના ફંદે ફસી, શરાબી જે છંદે ચડે છે, તેમાં તે અચૂક પૂર્ણતા પ્રાપ્ત કરે છે. ગંજેરી પણ ગાંજાની ધુમરીમાં જે માર્ગે ચડે છે તે માર્ગમાં પોતાની ઇપ્સિત વસ્તુનું પૂર્ણ અને પ્રત્યક્ષ દર્શન કરે છે. અફીણી અફીણની ઝૂકમાં પોતાની કામ્ય સૃષ્ટિને સામે સરજી શકે છે. નશો નશાબાજમાં તન્મયતા, તલ્લીનતા, બુદ્ધિની કુશાગ્ર શી તીવ્રતા અને એકાગ્રતા રેડે છે.

નશાબાજો નવ્વાણું ટકા ધૂની હોય છે.

કેટલાક જન્મના ધૂની હોય છે, જાણે કે અર્ધઘેલા ! નશાબાજોનો નશો. નશો કર્યો હોય એટલીજ વાર અમલ ભોગવે છે. જન્મના નશાબાજો અજબ હોય છે. વગર નશેતેમની આંખો ઢળેલી રહે છે, બુદ્ધિહીણા લોકો તેમની મહામસ્તીને નશો કર્યો–કહે છે. દુન્યવી નશા દેહને દમે છે, દહે છે.

જ્ઞાનનો નશો દેહ–ગેહને સ્થિર કરે છે અને જ્ઞાની જગતથી ઊંચે વહે છે. દુન્યવી નશા મનુષ્યના મનને નિર્બળ બનાવે છે. જ્ઞાનનો નશો મનને સ્થિર ને સબળ કરે છે. નશો જ્ઞાનીને ગુણ કરે છે, ફળદાયક નીવડે છે; જ્યારે અજ્ઞાનીને તે ગાંડો બનાવે છે દુઃખદાયક બનાવે છે.

આપણા શરાબી મહીપાળદેવને વેશ્યા અનંતાએ એક જ કલમો પઢાવી દીધો છે કે, શરાબ એટલે જીવન્મુક્તિ અને સુંદરી એટલે ઇશ્વરદર્શન. મહીપાળદેવનો દીકરો અજયપાળ તેના કરતાં જરા ય ઊતરે તેવો નહોતો. બાપ કરતાં બેટા ચડે. જો પિતાજી બે કટોરી પીયે, તો બેટો આખી શરાબની શીશી ખાલી કરે. બેમાંથી કોણ કોનાથી ચડે તે તો સામસામા બન્નેને પીવા બેસાડીએ ત્યારે જ ખબર પડે.

અજયપાળે અનંતાના વિલાસકક્ષમાં પ્રવેશ કર્યો તે સમયે ત્યાં કોઇ જ નહોતું. "અનંતા ! અનંતા ! અરે, કોઇ છે કે નહીં ?" અજયપાળે બૂમો પાડી, ચારે બાજુએ શોધ કરવા માંડી, પણ અનંતાનો પત્તો ન લાગ્યો તેમ કોઇએ બૂમનો તેને જવાબ ન આપ્યો. અજયપાળ દક્ષિણાયનની બારીની પાસે પડેલા પલંગ પર સહેજ આડો પડ્યો.

પર્યંકની સામી દિવાલે ટાંગેલા અનંતાના જલચિત્ર પર તેનું

ચિત્ત ચોંટ્યુ, અને વિચારના વમળે ચડયું. એક જ પળમાં જુવાને અનંત વિચારો કરી નાંખ્યા. કલ્પનાના અશ્વે આરૂઢ યુવક, નીચે ઊતરે તે પહેલાં તો એક અજબ બનાવ બન્યો કે, પર્યં કશ્ચાપિ જુવાનની શુધ-સાન એકાએક સતેજ થઇ ગયાં.

તે બેઠો થઇ ગયો.

" અજય ! "

" બાપુ ! " અજય થરથર કાંપવા લાગ્યો.

" અહીં કેમ આવ્યો છે ? " અનંતાનો પત્તો ન લાગવાથી બાજુના ઓરડામાંથી મહીપાળદેવ દિવાનખાનામાં પાછો ફર્યો.

કોણ જાણે ક્યાંથી હિંમતના યોદ્ધાઓ એકઠા થઇ ગયા કે, અજયપાળને પૂછવાનું સૂઝયુ, " બાપુ ! તમે અહીં ક્યાંથી ? "

" શું-શું ? " પોતાની જ પ્રિયતમાને ત્યાં પોતાના જ પુત્ર રત્નને પ્રત્યક્ષ જોતા જ પિતાશ્રીનો નશો એકદમ ઊતરી ગયો, અને શરાબથી ગુમ થઇ ગયેલી, શુધ-બુધ ઠેકાણે આવી.

" તમે-તમે " કહેતાં તો કહી નાંખ્યું, પણ ફરી જવાબ આપતાં, ગએ તેવા તો ય બાપના વ્યક્તિત્વ આગળ પુત્રની જીભ લથડવા માંડી.

" મને પૂછે છે ? " મહીપાળદેવની આંખો ફાટી.

" ના-ના ! " હાથ જોડી, બાપના પંઝામાંથી તેણે છૂટવાનો પ્રયાસ કરવા માંડયો.

" હું તારી ખબર લેવા આવ્યો છું. " " વેશ્યાબાજીના છંદે ચડી તું વ ઠી ગયો છે તે જોવા આવ્યો છું. " બાપાજીએ દીકરાની નિર્બળતાનો પૂરેપૂરો લાભ ઉઠાવવા માંડયો, અને તેને દમ ભરાવવા માંડયો.

ઓસરી ગયેલી હિંમતનુ પુનરપિ એક પ્રચંડ મોજું આવ્યું

અને વારસામાં પ્રાપ્ત કરેલા બાપના ગુણોથી અલંકૃત સુપુત્રે જવાબ આપ્યો. " બાપુ, મને તો કોઈકે કહ્યું કે અનંતાને ત્યાં છે "

" અનંતાને ત્યાં કોણ ? "

" કહ્યું કે તારા બાપુ–" અજય ફરી લથડી પડયો.

" કહેનાર પહેલો મૂરખો ને બીજો તું સાંભળનાર. "

" પણ મને તો......"

" મને તો–મને તો શું ? કૈં દારૂ–બારૂ પીધો છે કે ? આમ અચકાતો અચકાતો કેમ બોલે છે ? કહેવાનું હોય તે કહી નાંખ ? શું કૈં સંદેશો લાવ્યો છુ ? " હરામખોર બાપે પોતાની આબરૂનું લીલામ ચવાની તૈયારીઓ થતી જોઈ વાતનું વહેણુ બદલી નાંખ્યું.

બાપના મોઢામાંથી " સંદેશો " શબ્દ સાંભળતાં જ પોતાના બચાવની બેટાએ બારી જોઈ, ને છટકી જવાનો પ્રબંધ કરવા માંડયો.

" કાકી પાટણમાં આવી પહોંચ્યાં છે. "

" હું જાણું છું. " મહીપાળે રૂવાબ બતાવવા માંડયો.

" કયારે આવ્યા તે જાણો છો ? " બેટાએ બાપની પરીક્ષા લેવા માંડી–પણ જાણ્યેઅજાણ્યે.

" બરાબર યાદ નથી–તું જ કહે ને કયારે આવ્યા ? "

" પાંચ–સાત દિવસ થયા. "

" કેમ આવ્યા છે ? "

" મહાદેવી થવા. "

" તારી કાકી ભૂપાલદેવીને મહાદેવી થવું છે ?

" થાય જ તો ! તમો બાપ–દીકરામાં પાણી કયાં છે ? " બાજુના ખંડમાં અત્યારસુધી બાપ–દીકરાનો વાર્તાલાપ ધ્યાનથી

શ્રવણ કરતી અનંતાએ દિવાનખાનામાં સહસા પ્રવેશ કર્યો અને ચાલતા પ્રવાહમાં ટાપસી પુરી.

મહીપાળદેવનું લોહી ઊડી ગયું. અજય અને અનંતાની આંખેઆંખ મળી, હસીને કોઈક કારણે નીચી ઢળી પડી.

" અનંતા ! અમે બાપ-દીકરો વાત કરીએ તે મૂંગી મૂંગી ઊભી સાંભળ્યા કર. "

" તમારી વાતમાં મને તો કૈં જ સાર નથી જણાતો. "

" ત્યારે અમે તો જાણે તારે મન બડબડાટ કરીએ છીએ કેમ ?"

" તો બીજું શું વળી ? " અનંતાએ મહીપાળ પ્રત્ય સગર્વ એક તિરસ્કારભરી દૃષ્ટિ નાખી.

" અનંતા ! હું બબડતો નથી. "

" તો શું ગુર્જરપતિ થવાના મનસુબા ધડો છો ? "

" હા-હવે પાટણની ગાદી મેળવવાના રસ્તા મને સાફ સાફ લાગે છે. સાંતુ, મુંજાલ અને દાદક જેવા અષ્ટવિધાની એકે રહ્યા નથી હવે. "

" એટલે શું પણ ? "

" એટલે એ કે હવે બહુ જ સહેલાઈથી આપણે ધારેલે રસ્તે પહોંચી જઈશું. "

" ખાંડ ખાવ-ખાંડ ! મહીપાળદેવ, ત્યારે તો હું ધારું છું કે સાંતુ, મુંજાલ ને દાદક મંત્રીઓની રહેમાં જ અત્યારસુધી તમે દબાઈ રહ્યા હતા, નહિતર તમે તો ક્યારના ય સિદ્ધરાજ મહારાજને પણ સાફ કરી પાટણપતિ થઈ બેઠા હોત, નહીં વારુ ? "

" અનંતા ! છેવટે એ મુંજાલ મંત્રી જીવતો હોત તો હું તને કૈંક નવું કરી બતાવત. પણ..." મહીપાળદેવે જાણે થાકી પુત્ર

સામું જોયું.

"બાપુ! બરાબર છે. મુંજાલમંત્રીનો તો મને પણ ભય લાગતો'તો, નહીંતર હું પણ કરી બતાવત!"

"બેસ, બેસ મૂરખા! ગમે તેમ શું લવે છે?" મહીપાળદેવે જરાક મોઢું કટાણું કર્યું.

"અનંતા! ચૌલુક્યવંશનું હીર હજુ અમારામાં છે એ તને ક્યાં ખબર છે?"

"મહિપાળદેવ! હીર તો હું ક્યારે જાણું કે, તમે કાલે સવારે પાટણની ગાદી પ્રાપ્ત કરો ત્યારે!"

"અને બાપુ! અનંતાને પટરાણી......"

"જો પાછો બોલ્યો મૂરખા? સમજ્યા વિના લવલવ ના કર! અનંતા તારી શું સગી લાગે છે?" બાપાજીએ ચીડાઈને પુત્રરત્નને યથાયોગ્ય પ્રસંગે યથોચિત પ્રશ્ન પૂછ્યો.

"બાપુ! તમારી ને......" અભ્યમાં હજુ જોઈએ તેવી હીંમત નથી આવી. હજુ એટલું સારૂ છે કે બાપાજીની સમક્ષ તે અડધું પડધું જ સત્ય કહી નાંખે છે.

"મારી તો શું વાત જ ન કરીશ! ચાલ, હવે તું શું સંદેશો લાવ્યો છું?"

"કાકીએ તમને મહાલયે તેડયા છે."

"કહેતા'તા કે મોટાની પાટણમાં હાજરી હોવા છતાંય મારે જાતે રણભૂમિમાં ઊતરવું પડે એ કંઈ સારૂં ન કહેવાય! તારા બાપુને કહેજે કે, મદદે આવે."

"હા—શા માટે નહીં? હું તેથી તો તમને તેડવા આવ્યો છું પણ બાપુ......કાકીનો વિશ્વાસ કરવા જેવો નથી!"

" કેમ, એમ ? "

" એમને મહાદેવી થવાનો અભરખો લાગ્યો છે ! "

" પણ તેમાં આપણે શું ? આપણે મદદ કરીશું તો કંઇ કંઇ નહીં મળે ? "

" મળશે ને !–કેદખાનું તમારે ને મારે માટે તૈયાર રાખ્યું છે પેલા અજેન્દ્ર સામંતે, ને મહાસેનાપતિ કૃષ્ણદેવે, ને પેલા ચારૂભટ્ટના ભાઇ વાગ્ભટ્ટે ! "

" કેદખાનું ? " મહિપાળે દાંત કચકચાવ્યા.

" હા, મહીપાળદેવ ! કેદખાનું. અજય કહે છે તે અક્ષરે અક્ષર સાચું ઠરશે ! આ તો નામ જાણે મદદ કરવાનું, ને કામ તો કે બાપ–દીકરાને કેદ કરવાનું ! ભૂપાલદેવી, તમારી ભાભીને કાચી બુદ્ધી ન ધારશો ! તમારા જેવાને તો ચપટીમાં રમાડી જાય, સમજ્યા ? "

" તો અજય ! આપણે કરવું શું ? "

" બાપુ ! લોકો કહે છે કે વેશ્યાઓ બહુ ચતુર હોય છે, માટે "

વચમાં જ મહીપાળદેવે અજયને ઉથલાવી નાંખ્યો, " અરે, પણ મૂઢ ! અનંતા વેશ્યા નથી ! "

" ભૂલ થઇ, બાપુ ! "

" એ તો નર્તકી છે, દીકરા ! "

" બાપુ ! જે હશે તે. આપણે તો એની બુદ્ધિ સાથે કામ ! એની ચાલાક ને ચબરાક બુદ્ધિનો શા માટે ઉપયોગ ન કરવો ? "

" હા, ચાલાક તો બહુ જ છે ! વારૂ, અનંતા ! તું શું માર્ગ બતાવે છે ? "

" મારો માર્ગ તમને બન્નેને રૂચિકર નહીં હોય ? " વેશ્યા પટરાણી બનવાના પ્રલોભનમાં નાહક ગોથાં ખાઇ રહી છે.

" તું કહે તો ખરી ? "

" કમ્મર કસો બન્ને. "

" શું " બાપ ને દીકરો બાઘ્ઘાની માફક અનંતાની સામે ટીકી રહ્યા.

" મારી સામે શું જોઈ રહ્યા છો ? ઊભા થાઓ, ઊભા ! " એમ કહી અનંતાએ મૂર્ખ બાપ-દીકરાને બે હાથે ઊભા કરી દીધા.

તે બાજુના ઓરડામાં ગઈ ને તરતજ પાછી ફરી. ' લ્યો, બાંધો આ તલવારો ! " અનંતાનું વાક્ય સાંભળી બન્ને બાયલાઓ એકએકની સામે જોવા લાગ્યા.

" બાંધો બાપુ ? "

" તું બાંધતો થા ! બેટા, મને શી વાર લાગવાની છે ? "

" હા-તે તલવાર બાંધવી એમાં તે શી વાર ? "

" બાંધને દીકરા ! "

" બાંધું છું હું ! લ્યો બાંધી આપું બાપુ ? "

" અહં ! હું તો મારી જાતેજ બાંધીશ. મને કોઈની બાંધેલી, ત્યાં જુદ્ધમાં જલદી કાઢતાં ફાવે નહી તો ! "

" બાપુ ! મને પણ એવુ જ છે હો ! "

બાપ ને દીકરો બેમાંથી કોઈએ પણ કમર કસવાની પહેલ ન કરી. અંતે અનંતાને બન્નેની કમરે શમશેર સજાવવાની ફર્જ પડી.

" અનંતા !-અરે, મને ડોસાને પહેલો કાં શણગારે છે ? " કમરે તલ્વાર લટકાવી આપતી અનંતાને, એક વેશ્યાને, બાયલા મહીપાળદેવે પોતાની કમર ન સજવાની આજીજી કરવા માંડી.

આજીજી કરવા છતાંય મહીપાળદેવને, અનંતાએ કમર કસી, અસિ લટકાવી ટટાર કરી દીધા અનંતા ફરી ઓરડામાં ગઈ, અને

એક નકશીકામ વાળી નાની સરખી હાથીદાંતની પેટી લઇ આવી, અને કક્ષની મધ્યમાં પડેલા અષ્ટાકાર આરસના ઊંચા બાજઠ પર મૂકી. ઉઘાડી અને તેમાંથી સાધનો તેણે બહાર કાઢયાં.

' આવો, મારા શિરમોર !–" કહીને અનંતાએ મહીપાળદેવનો હાથ પકડયો ને પોતાની પાસે ખેંચવાનો પ્રયાસ કર્યો.

" અરે, અનંતા !......" મહીપાળે કટાણું મોઢું કરી નાક પર આંગળી મૂકી " ચૂપ ! " ધીમેથી ઉચ્ચાર્યું.

" હવે, અરે અરે શું–આજ નહીં તો કાલ પણ લોકજાણુ થયા વિના કંઇ રહેવાની છે ? મારે ને તમારે આબરૂના કેવા પડદા આડાં છે તે બધાં ય જાણે છે. "

" અરે, પણ અનતા! મહીપાળે પુત્રની સામે પોતોના વેશ્યાપ્રેમની ને વિલાસની વાત ઉઘાડી પડી જતી જોઇ હાથ જોડી આખરે અનંતાને વિનતિ કરવા માંડી. બાપે દીકરા તરફ જોયું ને જરાક કરડી આંખ કરી કૃત્રિમ રોષ દર્શાવ્યો.

" ઊઠ ! ઊઠ–વેશ્યાને ત્યાં બેસી રહેવું આપણને ન શોભે. જા–કાકીને જઇને કહે કે, જો તમો મારા બાપુને પાટણપતિ બનાવવા ની શરત પહેલી માન્ય કરતા હો તો–અમે બાપ ને દીકરો મળી એલા ચાહડને–હં–આમ ચપટીમાં ચોળી નાંખીએ ! જા–જલ્દી જા !"

બાપની રૂબરૂમાં અનંતાના મુખચંદ્રમાંથી ઝરતું સ્નેહ–સુધા પણ અજય સંતોષ અને શાંતીથી પી શકયો ન્હોતો. તદુપરાન્ત તલ્વાર વીંઝવાની વિટમ્બનામાંથી ય નાસી છૂટવાની એકાએક તેને તો બારી જડી. આજ્ઞાધિન પુત્રની માફક ઝટપટ અજય ઊભો થઇ ગયો અને વિનિતભાવે પિતાજીના ચરણમાં મસ્તક નમાવ્યું.

" બાપુ ! આજથી હું આજ્ઞાધિનં બનું છું ! તમારા એકેએક

શબ્દનું પ્રતિપાલન કરવાની પ્રતિજ્ઞા લઉં છું! હું જાઉં છું અને કાકીને જઈને રોકડો જવાબ પરખાવી દઉં છું કે, અમારા જેવા મહારથીઓની સ્હાય કે મદદ કૈં એમને એમ મળી શકશે નહિં. સ્હાય જોઈએ તો કરો દસ્તખત પર સહી!–હા–બાપુને–મહીપાળદેવને ગૂર્જરપતિ બનાવવાની!–હમણાં ખબર લઈ આવ્યો જાણો!"

"ના, ના, પાછા ફરવાની જરૂર નથી–મને પક્કી ખાત્રી છે કે એ કબૂલ જ કરશે–આપણી મદદ સિવાય દીકરા! એના તે શા ભાર કે ચાહડની સામે ટકી શકે? હું આ આવ્યો તારી પાછળ!–જો લડવુ પડે તો પાછાં ડગલાં મા ભરીશ–સમજ્યો? હા–મહીપાળદેવના દીકરા દાનવ હોય–દેવ હોય!—હા, શું સમજ્યો?

અજયપાળ તરત પિતાની આજ્ઞા મળતાં જ ધડધડ દાદર ઊતરી પડયો. અજય વેસ્યાના મકાનની ગલીમાંથી રાજમાર્ગપર બહાર પડે તે પહેલાં તો બે લઠ્ઠ સૈનિકો અંધારામાં સામે અથડાયા. એકે અજયનું મોઢું બંધ કરવાને જાડા ખાદીના કપડાંની સખ્ત કચકચાવીને બૂકાની બાંધી, બીજે દોરડાથી પાછળ કમર પર તેના બે હાથ બાંધ્યા. અજયે બન્નેના પંઝામાંથી છૂટવાના પ્રયાસો કર્યા પણ તે સર્વ અફળ.

અનંતા બારીએ ગઈ ને પાછી ઓરડામાં આવીને બોલી "જૂઓ હવે પલાયન કરી જાવ. સવારના ચાર વાગવા આવ્યા છે. પ્રભાતમાં વેસ્યાને ત્યાં ન પડી રહીએ. આવો, તમને કલપ લગાડી જુવાન બનાવું!"

"અરે, મૂકને છાલ! મારે તો જુવાન નથી બનવું! પણ આ તલ્વાર બાંધીને મને તું કયાં મોકલે છે? મને તો અડવું અડવું લાગે છે! હું છોડી નાંખુ છું" એમ કહી મહીપાળદેવે કમરપટો છોડવાને કમર પર હાથ નાંખ્યો, પણ અનંતાએ પોતાના બન્ને હાથે તેના બે હાથ પકડી લઈ, તેને તેમ કરતાં અવરોધ્યો.

"ખબરદાર !–મારા સમ જો તલ્વાર બાંધી છોડો તો ! એ તો બાંધી તે બાંધી ! અને એ કૈં પણ છેદયા વિના હવે છૂટે જ નહીં !"

"અરે, પણ મારાથી તો હિંસાજ નહીં થાય ! લે, તું કહે તો મારું માથું છેદી નાખું !" એમ કહી બીજીવાર કમરપટા પર હાથ નાખ્યો.

"ખબરદાર ! જો તમે તલ્વાર બહાર કાઢશો તો હું જ આ બીજી તલ્વારથી મારું માથું છેદી તમારા ચરણે ચઢાવીશ !"

"અરે, પણ મારો બેટો અજય ભાગી ગયો, ને મને એકલાને જ મૂંડી ગયો ! ખરો સપુત પાકયો ! ધરડેઘડપણે મને કમરે આ દાતરડું બંધાવી ગયો, ને જુવાનજોધ હોવા છતાં એ બંદો તારા પંઝામાંથી છટકી ગયો !"

"એની કાલે વાત છે પણ અત્યારે તમે તો તમારી ભાભી ભૂપાલદેવીની કુમકે જાવ !"

"પણ એની કુમકે જવામાં મને શું ફાયદો ?"

"એ તો લોકોમાં ભાભીને મદદ કરવા જઇએ છીએ એવું જ જણાવવું, પણ જૂઓ, યુદ્ધમાં લાગ મળે કે પહેલો ઘા કરજો ભૂપાલદેવી પર, બીજો ઘા કૃષ્ણદેવ પર અને ત્રીજે ઝટકે પૂરો કરજો પેલા ગજેન્દ્ર સામંતને અને પછી વખત આવે ચારૂભટ્ટને, વાગભટ્ટને, આમ્રભટ્ટને એમ બધા ભટેભટને જોઈ લેવાશે, અને છેવટે ઉદાને !"

"અનંતા ! તને તારા પ્રેમીને માટે દિલે શું જરાય દયા નથી ? આમ જાણીબૂઝીને મરણના મુખમાં કાં મોકલે છે મને ?"

"હા–કારણકે હું સારી રીતે જાણું છું કે ગુજરાતની ગાદી કૈં

આમ ઘરમાં ભરાઇ રહેવાથી નહી મળે! અરે જો તમને એકલા જતાં શરમ જ આવતી હોય તો હું સાથે તલવાર બાંધી આવવા તૈયાર છું, પછી કૈં વાંધો છે તમને ?" એમ કહી અનંતા બાજૂના ઓરડામાં ત્વરાથી ચાલી ગઇ.

દૂર દૂર કિલ્લાની બહાર તોપનો ધનનન અવાજ થયો, અને નિદ્રામાં પડેલુ આખું પાટણ શહેર જાગી ઊઠયુ, અનંતાનું હૃદય પ્રફુલ્લ બન્યું અને મહીપાળદેવનું તો લોહી જ ઊડી ગયું.

તોપનો અવાજ કાને અથડાતાં જ મહીપાળદેવ બ્હાવરાની માફક ઓરડામાં ચારેબાજૂ દોડવા લાગ્યો. કમ્મરેથી તલવાર છોડવાની વાત જ તે તોપના ભયંકર અવાજથી ભૂલી ગયો. અનંતાને ચારે બાજૂ શોધવા માંડી. અને બૂમ–બરાડા પાડવા માંડયા. " અનંતા ! ઓ, અનંતા ! ઓ, ડાકણુ ! મને ફસાવી કયાં નાસી ગઇ ? હવે મારે જવું કયાં ?"

ફરી એક તોપનો અવાજ થયો.

" ઓ, બાપરે......!" મહીપાળદેવે મુઠ્ઠીવાળી બાજૂના દાદર પરથી મકાનની નીચે ઊતરી પડી, ઓટલા પર ઊભા રહી નાસવાને આમતેમ ડાફોડીઆં મારવા માંડયાં. જીંદગી અને જીગરથી લૂંટાયલો, હણાયલો મહીપાળદેવ ઓટલા પરથી ઊતરી રાજમાર્ગ પર આવે તે પહેલાં તો બે સૈનિકો તેની સામે આવી ખડા થઈ ગયા.

" ગુર્જરપતિની જે !" બન્ને સૈનિકો સાથે જ જયનો પોકાર કરી ઊઠયા.

મહીપાળદેવના મુખમાંથી કૈં પણ આશ્વાસન કે આવકારસૂચક શબ્દો ન સાંભળ્યા એટલે સૈનિકોનું નૂર પાછું ઊછળી આવ્યું અને

" મહીપાળદેવની જે !" ફરી જયજયકાર ગજવ્યો.

પોતાના નામની જય બોલાતી સાંભળી, મહીપાળમાં કંઈ હીમ્મત આવી, અને ઓટલા પરથી એકે પગથિયું નીચે ન ઊતરતાં ઉપર ઊભા ઊભા જ પૂછપરછ કરવા માંડી.

"તમે કોણ છો ?"

"આપના સેવકો." પ્રથમ સૈનિકે જવાબ આપ્યો.

"મહારાજને ઘણી ખમ્મા !" બીજા સૈનિકે આશ્વાસન આપ્યું.

"તમે કોઈએ અજયપાળને જોયો છે ?"

"મહાદેવીએ તેને પાંચ હજાર ઘોડેસ્વારોનો સેનાધ્યક્ષ બનાવ્યો છે. પણ......"

"પણ શું ?" મહીપાળની વાત જાણવાની જિજ્ઞાસા વધી.

"પણ અમારે એના સેનાધ્યક્ષપણા નીચે નથી લડવું ?"

"કેમ, અજયપાળ જેવો શૂરવીર સેનાપતિ મળે ને શા માટે ન લડો ?"

"અમને તો આપના તરફ પક્ષપાત છે !"

"આટઆટલા મહારથીઓ મૂકી મારા તરફ ?" મહીપાળદેવનું કાળજું આખા પાટણની પ્રજાના ધબકતાં કાળજાંના ધબકારાના વેગે ધબકવા માંડ્યું.

"હા, મહીપાળદેવ અમારા સેનાપતિ બને, એવું અમે ઇચ્છીએ છીએ. પધારો, મહારાજ ! પધારો ! મહારાજને ઘણી ખમ્મા !" એમ કહી એ બોલનાર સૈનિકે ઓટલા પર ઊભેલા મહીપાળદેવનો હાથ ઝાલ્યો ને ફરી, ખમ્મા મહારાજને ! ખમ્મા બાપુને !"ના પોકાર કરતાં કરતાં ઓટલા પરથી તેમને નીચે ઉતાર્યો. હાથ છોડાવવાનો પ્રયાસ કરતાં મહીપાળે કહ્યું, "અરે, પણ મને ક્યાં લઈ જાવ છો '

" પાંચ હજાર ઘોડેસ્વારની સરદારી આપવા."

" તો શું એ બધા પાંચ હજાર મારે માટે લઢીને ખપી જવા તૈયાર છે ?"

" જી, હા એક પગે—અને આપને..." એમ કહી પ્રથમ સૈનિકે મહીપાળદેવના કાનમાં એક એવી તો જાદુઇ—જાન્ત્રિક વાતની ફૂંક મારી કે તે ટટાર થઈ ગયો, અને પૂછવા લાગ્યો.

" ચાલો. ચાલો કયે રસ્તે આપણે જવાનું છે ?"

" મહારાજને એ વાત છાની રાખવાની સેવકની નમ્ર અર્જ છે."

" અરે, હું કંઈ સમજતો નથી—જે એવી વાતો છાની જ રખાય તે? એ બાબતની જરાય ચિન્તા ન કરશો ! પણ હાં, જૂઓ મને દગો દીધો તો પછી તમારી ગરદનની સલામતી નથી. એ યાદ રાખી લ્યો ! ચાલો......" મહીપાળદેવના ટાંટીઆમાં અણુકલ્પ્યું જોમ આવ્યું. ગર્વના આનંદમાં તેની ગરદનની નસો ફુલી આવી, અને તેની ડોક જરાક વાંકી ને વધુ ચસ્તીભરી બની રહી.

રસ્તામાં ચાલતાં મહીપાળદેવને અનંતાની કહેલી વાતો યાદ આવી, અને ક્રમેક્રમે તલ્વાર બંધાવવા બદલ તેણે મન સાથે તેનો ઉપકાર માન્યો.

ભૂપાલદેવી, કૃષ્ણદેવ અને ગજેન્દ્રની મૂર્તિઓ તેની આંખો સામે તરી આવી. તે સ્વપ્નસૃષ્ટિ અનુભવવા લાગ્યો.

ચાલતાં ચાલતાં એક સૈનિકે પ્રશ્ન કર્યો.

" મહારાજ ! એક વાત માનશો ?"

" તમારી જ વાત હવે મારે માનવાની છે—ઝટ બોલો શું છે વાત ?"

" આપ અનંતાને ત્યાં જાવ છો એ આખું પાટણ જાણે છે પણ......" સૈનિક આગળ બોલતાં ખંચાયો.

" પણ કહિ દે. અત્યારે અટકવાનો સમય જ નથી. તું બોલ્યે જા ! હું તારૂં બધું ધ્યાનપૂર્વક સાંભળું છું ! "

" પણ સેવકને આપ મહારાજનો ભય લાગે છે ! "

" હું તો તમારો રાજા કહેવાઉં. સાચી વાત કહી દેવામાં નિમકહલાલ પ્રજાએ રાજાનો ભયજ ન રાખવો જોઇએ. શું-સમજ્યો જલદી કહી દે ! "

" પણ વાત એવી છે કે આપ સાંભળતાંની સાથેજ ગુસ્સે થઇ જશો મહારાજ ! "

" કહી દે-કહી દે ! મને જરા પણ ગુસ્સો નહીં ચઢે ! "

" મહારાજ, અનંતા-બહુ......બહુ જ લા-યક છે ! "

" અરે, પણ એની લાયકી-નાલાયકીને તમારે શું લેવા-દેવા છે?"

" મહારાજની સાથે શોભ......"

" એમ પ્રજાજન કહે છે ! "

" શું કહે છે ! આમ અડધું અડધું શું બોલે છે ? જો કંઇ તારે કહેવાનું હોય તે બેલાશક કહી નાંખને ! "

બીજા સૈનિકે આગળ પડી વાત શરૂ કરી, ' મહારાજ ! વાત એમ છે કે, એ હજુ જુવાન છે, અને કુંવારો છે એટલે એનામાં પણ યૌવનાની માફક અડધુંપડધું બોલી અટકી જવાની આદત ઘર કરી બેઠી છે ! "

" વારૂ, તો તું કહી નાંખ ! "

" મહારાજ ! આપ ગૂર્જરપતિ થવાના એ તો નક્કી ને ! તો શું આપ ગુજરાતના સિંહાસન પર એકલા બેસશો ? "

" એ એકલા શું ને બેકલા શું ? " ચોકખુ' જ કહી નાંખને ભાઇ ! અત્યારે મારૂં મન લડવાને તલપાપડ થઇ રહ્યું છે, એટલે

બ્રાહ્મ સિવાય બીજી કોઇ બાજતમાં ચગજ કામ નથી કરી શકતું !"

"બરાબર છે—મહારથીઓ એવાજ હોય ! વારુ, ત્યારે આપ મહારાજ બનશો અને પછી મહારાણી ?"

ક્યાંકથી પેદા કરી લઇશું !"

"અરે ! શિવ શિવ ! એ શું મહારાજ ?"

"એજ !"

"અરે, પણ એજ તે શું ?"

"મહારાજ ઇચ્છે તેને મહારાણી બનાવવાને અધિકારી છે ! શું?"

"અરે, પણ તેય મહારાણી થવાને અધિકારિણી તો હોવી જોઇએ ને ?"

"અરે, પણ એમાં આટલા બધા ગભરાવ છો શું ? અધિકારિણી બનાવી લેશું !"

"મહારાજ ! ક્ષમા કરજો ! પણ ન છૂટકે કહેવું પડે છે કે—એમ રાજકાજમાં બનાવી લેશું નહીં ચાલવા દે."

"અરે પણ કોણ, નહીં તે ?"

"કોણ તે પાટણની પ્રજા !"

"પાટણની પ્રજાને પૂછે છે કોણ વારુ !"

"મહારાજની ભૂલ થાય છે !" પ્રજાથી રાજા અને રાજાથી પ્રજા એ સૂત્ર આપ જાણતાજ હશો !"

"હા—એ ખરું !" મહિપાળદેવને પોતાના સ્વાર્થને ખાતર સામાન્ય સૈનિકોની સહેમાં તણાઇ, હામાં હા પૂરવી પડી.

"તો પછી ? એમ રાજકારણમાં બમેબમ તે ચાલે કે મહારાજ."

"વારુ, તો તમે કોઇક પાત્ર શોધ્યું છે ?"

" હા, મહારાજ ! પહેલું પાત્ર ગુણી છે રસિક છે, પરંતુ લોક દૃષ્ટિમાં કુપાત્ર કહેવાય છે ! "

" કોણ, અનંતા ? "

" જી, હા લોકમાં વેશ્યા કહેવાય છે ! "

" પણ હું હાથ આપીશ તે દિવસથી મહારાણી કહેવાશે ! "

" પાછી મહારાજે એની એજ વાત છેડી કની ? "

" પણ તમે બધા મૂર્ખી છો ! વેશ્યાની વાત છેડતામાંજ આમ અભરાઈ શાના જાવ છો ? અરે, પરાક્રમી ઇન્દ્ર જેવા શ્રી ભીમદેવ મહારાજે વેશ્યા કામલતાને પોતાની પટરાણી બનાવી'તી, અને જયન્તીદેવીના પુત્ર શ્રીકર્ણરાજે માતંગિની વેશ્યાને મહારાણી બનાવી હતી, અને થોડા જ સમયમાં જોશો કે વેશ્યા અનંતાને આ મહીપાલદેવ પોતાની મહારાણી બનાવશે ! શું ? એ તો અમારા બાપદાદાથી થતું આવ્યું છે તેમ જ થશે ! "

" અરે, થશે શું મહારાજ !–થશે થશેમાં ગુજરાતની ગાદી આમ ચપટીમાં હાથથી નીકળી જશે હા ! "

" અરે, ભાઈ ! ત્યારે રહી એ અનતા ! એને વખત આવે ઉપરાણી બનાવશું–પણ વારુ, તમે કોને નક્કી કરી છે પાટણની પટ-રાણી તરીકે તે તો કહો ! "

" પેલા આપણા ચારુભટ્ટની દીકરી લવંગિકાનું ? " લવંગિકાનું નામ યાદ આવતાં જ મહીપાળદેવને ઝિલઝિલિયાં થઇ આવ્યાં.

" હા, મહારાજ ! એ લવંગિકા ! કેમ યાદ આવી ને ? મહારાજ ! ગુણમાં તો અનંતાને કોરે મૂકે, હોં બાપુ ! "

" પણ રૂપમાં એ અનંતાની તોલે ન આવે ! "

અનંતાના રૂપમાં રાત્રિ–દિવસ પ્રમત્ત રહેનાર મહીપાળદેવની

આંખો સમક્ષ વાત કરતાં કરતાંમાં તો તેની છબી નેત્રો સામે ખડી થઇ ગઈ.

" મહારાજ ! ચાહડ મંત્રીની લવંગિકાદેવીને મહારાણી બનાવવામાં બે લાભ થશે ? એક તો ચાહડ તમારા પક્ષમાં આવશે, અને મારવાડી દીકરો રાજ્ય કરવાની ઇચ્છા માંડી વાળી, ફરી પાછો મંત્રીપદે સ્થિર થશે, ને મહારાજાધિરાજ તો આપ દેવને જ બનાવશે."

" પણ ભાઇ ' લવંગિકા મળવી કૈં એમ રસ્તામાં પડી છે વારૂ ? " મહીપાળે નિરાશાનો એક નિસાસો મૂકયો.

" અમે કહીએ એમ જો મહારાજ વર્તાવ રાખશે તો લવંગિકા વગર માગે પ્રાપ્ત થશે ! "

" વગર માગે તે પોતાની દીકરી પરણાવે કોઇ ? "

" મહારાજને વગર માગે લવંગિકા મળશે, પરંતુ અત્યારે યુદ્ધમાં ચાલો, અને વખત આવે ચાહડનો પક્ષ લેજો ! પછી જો જો કે અમે પણ કેવા તમારી પાછળ પાઘડી ફેરવી બેસીએ છીએ. "

" જો જો હો ! તમારે આશરે ! " મહીપાળદેવે બન્ને સૈનિકોની વાતને વધુ વજ્રલેપ કરવાનો પ્રયાસ આદર્યો.

" મહારાજ ! ગભરાશો ના ! અમો તમારા જ છીએ ! "

આમ વાર્તાલાપ ચાલી રહ્યો છે એટલામાં તો કિલ્લાની બહાર તોપનો બ્હાર થયો, ને બીજી જ પળે રાજમાર્ગની બાજૂના ખાંચામાંથી પાંચ દશ ઘોડેસ્વારો નીકળી આવ્યા. એક જણે મહીપાળદેવની સમક્ષ આવી સામરિક અભિવાદન કર્યું, અને પોતાનો અશ્વ આપી દેવને અશ્વારુઢ થવા વિનંતિ કરી.

આશાના વમળે ચઢેલો મહીપાળદેવ સહસા અશ્વારુઢ થઇ ગયો.

પાછળથી અસંખ્ય ઘોડેસ્વારોની કિલ્લાના સિંહદ્વાર તરફ કૂચ કરી રહેલી એક ટૂકડીએ જયનાદ કર્યો,– ગૂર્જરપતિની જય ! મહારાજની જય ! પાટણપતિની જય ! "

અશ્વારુઢ મહીપાળે પાછળ દષ્ટિપાત કર્યો ને પેલા બે સૈનિકોના કથનમાં વધુ વિશ્વાસ ચોંટયો.

વિશાળ ગુર્જરરાષ્ટ્રના અઢાર મહાદેશોના વિસ્તૃત સામ્રાજ્યની મહત્ત્વાકાંક્ષામાં ચારુભટ્ટની પેઠે મહીપાળદેવ પણ લોભાયો, લપટાયો, અંતે લપસ્યો.

સિંહદ્વાર તરફ જતી ઘોડેસ્વારની ટૂકડી સાથે મોટો મહીપાળદેવ પણ કયાંક અદૃશ્ય થઇ ગયો.

## પ્રકરણ ૨૩ મું

## કોણ મહારથી ?—મહીપાળદેવ ?

આખા પાટણમાં વાત પ્રસરી કે મંત્રીપુત્ર ચાહડ ઉર્ફે ચારુભટ્ટે હિડમ્બારણ્યની આજૂબાજૂના પાર્વત્યપ્રદેશમાંથી દશ હજાર તીરંદાજ ભીલ્લોનું એક વિપુલ સૈન્ય જમાવ્યુ છે.

પ્રભાતની તોપના ભયંકર અવાજે પાટણની પ્રજાને, ચાહડે પાટણ શહેરના કિલ્લાને ઘેરો ઘાલ્યો છે, એ ભયંકર વાતનું સૂચન કરી દીધું.

સિદ્ધરાજના મહેલ આગળ મહાસેનાપતિ કૃષ્ણદેવની સરદારી નીચે સૈન્યની વ્યૂહ રચના કેમ કરવી તેની ચર્ચા ચાલી રહી છે. મહાદેવી અને મહાસેનાપતિ સિંહદ્વારની કમાન નીચે ઊભા ઊભા વાર્તાલાપ કરી રહ્યા છે. બાજૂમાં ઉદયન મંત્રી પણ ઊભો છે.

" કૃષ્ણદેવ ! સૈન્ય એકઠું કર્યું છે ? " મહાદેવીએ પ્રશ્ન પૂછયો.

" મહાદેવી ! સૈન્ય તો સઘળું ય એકઠું કર્યું છે, પરંતુ રણભૂમિપર આજે બધા સૈન્યને ઉતારવાની જરૂર જ નહીં પડે ! " કૃષ્ણદેવે જવાબ આપ્યો.

" એમ કેમ ? "

" મહાદેવી ! સેનાપતિજીનું કથન યથાર્થ છે !" વચ્ચે જ ઉદયન મંત્રીએ ટાપસી પૂરી.

" શાથી ? " મહાદેવીએ કુતૂહલપૂર્ણ પ્રશ્ન કર્યો.

" કારણ મહાદેવીને ખબર હશે કે ચાહડનું સૈન્ય સંખ્યામાં આપણાથી ઘણું જ ઓછું છે ! " સેનાપતિએ મહાદેવીને રણનીતિ સમજાવવા માંડી.

" અને તેય વળી અશિક્ષિત ! " મંત્રીએ ચાહડના સૈન્યની પરિસ્થિતિ સમજાવી દીધી.

" મંત્રીજી ! મને એક જ ચિંતા થાય છે કે હજુ ય મહારાજનો પત્તો ન લાગ્યો !—અને અધૂરામાં પૂરૂં કુમાર કીર્તિપાળ તેમને શોધવા ગયા છે તે ય હજુ પાછા નથી ફર્યા ! "

" મહાદેવી ! આપણે તો હવે લડયે જ છૂટકો ! કુમાર કીર્તિપાળ અને મહારાજ આવો કે ન આવો પણ અત્યારે તો આ સામે આવેલા શત્રુને જેર કરવો એજ આપણી ફર્જ છે. યુદ્ધ પતી ગયે મહારાજ તથા કુમારની શોધ કરાવીશું એ બાબત નચિંત રહેવા મહાદેવીને મારી નમ્ર વિનંતિ છે. "

મંત્રી ઉદયનના શબ્દોથી મહાદેવીને આશ્વાસન મળ્યું ને વળી કૈંક હિંમત આવી. આમ વાર્તાલાપ ચાલી રહ્યો છે એટલામાં ગજેન્દ્ર સામંતે વચ્ચે આવી સામરિક અભિવાદન કરી નવો સંદેશો સંભળાવ્યો.

" મહાદેવી ! ચાહડે પોતાના માણસોને ખાઈ ઓળંગાવીને કિલ્લાની દિવાલ ચઢાવવાના પ્રબળ પ્રયાસો આદર્યા છે ! "

" સામંત ! કોટની કિનાર પર આપણું પણ સૈન્ય ગોઠવેલું છે ને ? તેમને પાષાણખંડો તો પૂરતા પહોંચાડયા છે ને ? પાટણમાં

પથરાઓ નહીં ખૂટે, સમજયા ?"

"આપણા સૈનિકોએ તો કયારનો ય પથરાઓનો વર્ષાદ વર્ષાવી દીધો છે, અને તેથીજ હજુય એકે ચાહડનો ભીલ્લ સૈનિક કિલ્લાની દિવાલ ઉપર ચડી જવાને શક્તિમાન થયો નથી. પરંતુ મહાદેવીને હું એક જુદી જ વાત માટે વિનતિ કરવા આવ્યો છું અત્યારે."

"તે શું ? ઝટ કહો સામંત !" સ્ત્રીસુલભ ચાંચલ્યથી મહાદેવીએ વાત જાણવાને ઉતાવળ કરી.

"ચાહડના સૈન્યનો પ્રકાર તો મહાદેવી જાણે જ છે કે, તેની પાસે કેવલ તીરંદાજ ભીલ-લશ્કર છે !"

"હા, બરાબર છે !"

"તે આપણા કિલ્લાની ટોચ પર ઊભેલા માણસો પર બાણોનો વરસાદ વરસાવી, તેમને ટપોટપ ઢાળી પાડે છે, એટલે હવે આપણે પણ તેનો સચોટ સામનો કરવાને તેના જેવાજ થોડાક કુશળ બાણાવળીઓ કિલ્લાની ટોચ પર જરા પણ વિલંબ કર્યો વિના અત્યારે ને અત્યારે મોકલી આપવાની ખાસ જરૂર છે !"

મહાદેવીએ સામંતની વાત સાંભળી સેનાપતિજી તરફ નજર કરી અને કહ્યું, "સેનાપતિજી ! સામંતનું વર્ણન સાંભળ્યુ ?"

"મહાદેવી ! સાંભળ્યું તો શું—પણ હમણાં જ તેની હું વ્યવસ્થા કરી દઉં છું !" એમ કહી કૃષ્ણદેવે એક તૂરીવાળાને પાસે બોલાવ્યો અને રણતૂરી વગાડવાની આજ્ઞા આપી દીધી.

રણતૂરીનો ભયંકર નિનાદ થતાં જ પંદર હજાર તીરંદાજ સૈનિકોની એક ટૂકડી મહાસેનાપતિની સમક્ષ આવી હાજર થઇ ગઇ.

ભીલસરદાર આશાએ આગળ આવી સામે ઊભેલા સર્વમંડળને નમન કર્યું અને કહ્યું,

"બોલો, બાપુ !" ભીલસરદાર આજ્ઞાની રાહ જોતો ઊભો.

" આશા ! આજે તારી કસોટીનો ખરેખરો અવસર આવ્યો છે !"

" બાપુ ! તમો સેનાપતિનો છબદ છાભરે એટલીજ આછાને વાર છે ! " આશો હાથ જોડી ઊભો રહ્યો.

" આશાનાયક ! તારી પાસે કેટલી કામઠી છે ? " સેનાપતિએ સંખ્યા જાણવા પૂછ્યું.

" અત્યારે મારી પાછે પન્નર હંજાર ભાલુડાં તૈયાર છે, બાપા !"

" તો જો સધરાજેસંગ મહારાજની સાથે જેમ તેં લડાઈઓમાં રંગ રાખ્યો હતો, તેમ આજે ય રાખજે ! ચાહડના સૈન્યમાં સરદાર કોણ છે તે તને ખબર છે ? "

" બાપુ, મારો જ છીખવેલો સોકરા જેવો એસો દેવો સે–દેવો બાપુ ! "

" ત્યારે તો આશા ! તારોજ શિષ્ય ? "

" હા, બાપુ ! ઈનાં તે છા ભાર ? સપટીમાં સોળી નાંખછું ! ઈનીં સોકરાની છી ગુંજાછ જે મરૂની છામે પેંતરા ભરી જાય ! "

" વારૂ, તો આશા આ તારા સૈન્યમાંથી પાંચસો માણસો સાથે લઈ કિલ્લાની દિવાલની ટોચ પર પહોંચી જા, અને પથરાનો વરસાદ વરસાવતા આપણા સૈનિકો પર સામેથી બાણનો મારો પડે છે તેનો સામો બરાબર જવાબ આપો !–જાવ–જલ્દી જાવ ! "

ભીલનાયકે સેનાપતિજીની આજ્ઞા મળતાં જ ખભા પરથી કમ્મર સુધી જનોઈની માફક લટકતા, કાળા જાડા ઊનના દોરડે બાંધેલું રણશીગડું લીધું, ને પોતાની સાંકેતિ ભીલ્લ–સૈન્યભાષામાં ફૂંક્યું

બાજૂમાં આશાનાયકના શુકનની રાહ જોતા ઊભેલા પંદર હજાર તીરંદાજોમાંથી પાંચસો કામઠીવાળા આગળ આવી ઊભા. માનવ–કલ્પનામાં સહેજે ખૂપી જાય, એવા પ્રત્યેક પ્રકારે અમાનુષી અંગો–

કૃતિવાળા, ચળકતા કાળા આરસની પ્રતિમા સમા, જ્વાળા સમા, જુદ્ધની જ્વલન્ત હિંસા સમા, વિદ્યુતના ક્ષણિક ચમકારામાંથી જન્મેલા સાક્ષાત્ જેવા ભીલ્લનાયક આશાની આજ્ઞા મળતાંજ એક ગૂંગા નામના ભીલ્લનાયકની સરદારી નીચે પાંચસો કામઠીઓએ કિલ્લાની દિવાલ તરફ પ્રયાણ કરવાની તૈયારી કરી.

આશાનાયકે કહ્યું, "જો, ગૂગા! કિલ્લાની દિવાલ પર સહી જજો–અને છાબો એલો નમકહરામ દેવો તમને ડરાવ છે–તીંને બરાબર જુવાપ આપજો, જાવ–જલદી પેસી જાવ'–જો, ગૂંગા ભૂલ થઈ તો પસે તારી વલે!" "ફકર નૈ કરો દાદા!" કહી ગૂંગાનાયકે રણશીગડું ફૂંક્યું.

નવા ગૂંગાનાયકની સરદારી નીચે પાંચસે કામઠીની ટૂકડી, ઊંચા હારબંધ ચણેલા બૂરજોની શોભાથી ભાસતા, કિલ્લાની દિવાલ પર પહોંચી ગઈ.

ભીલસેનાને વિદાય કરીને મહાસેનાપતિએ મહાદેવી સમક્ષ આવી સામરિક અભિવાદન કર્યું, અને કહ્યું, "મહાદેવી! આપ હાથીપરની અંબાડીમાં આસન માંડો કે, અમો સૈન્યને કૂચ કરાવીએ."

મહાદેવી ભૂપાલદેવીએ હાથીપરની અંબાડીમાં આસન લીધું, ને તરતજ કિલ્લાની બહાર અને અંદર અસંખ્ય માનવની આવજાના પગરવનો કાળજાં કંપાવે એવો કોલાહલ મચી રહ્યો. અત્યારસુધી શાંત સૂતેલી ધૂલની રજકણો ઊંચે ઊંચે આસમાનમાં ગોટેગોટા ઊડવા લાગી.

આકર્ણ આતંક તીરના, પણછમાંથી છૂટવાના સનનન–સૂમ સનનન–સૂમ ટંકાર ને થૂંકાર, ચારે દિશામાંથી કર્ણગોચર થવા માંડ્યા.

મારતે ઘોડે ગજેન્દ્ર આવ્યો અને ખબર આપી, "કૃષ્ણદેવ! ચાહડના માણસોએ આપણા કિલ્લાની દિવાલ પર ઊભેલા માણસોને

મરણિયા થઇ મહાત કર્યો છે, અને દરવાજો ખોલી નાંખી કિલ્લામાં પ્રવેશ કર્યો છે ! ”

“ કિલ્લામાં પ્રવેશ કર્યો છે ? ” કૃષ્ણદેવે ફાટી આંખે પ્રશ્ન કર્યો.

“ હા—અને તે ય અડધોઅડધ માણસો એ. ”

“ કૃષ્ણદેવે સહસા એક તૂરીવાળા તરફ દૃષ્ટિપાત કરો, અને કહ્યું, “ ભવાની ! રણશીંગડું ફૂંક, અને સૈન્યને જલ્દી કૂચ કરવાની તેમાં સંજ્ઞા સંભળાવી દે ! ”

આજૂબાજૂ બે ઊંટપર બેઠેલા બે નોબતબાજની મધ્યમાં ઊંટની પીઠ પર આજ્ઞાની આતુરતાથી રાહ જોઇ, અધીસન માંડી બેઠેલા તૂરીબાજ ભવાનીએ આસનપરથી અડધો ઊભા થઇ, રણતૂરીને બે હાથે પકડી અને તેની નાળપર પોતાના બે ઓઠ ચપસાવી, છાતીમાં હતું તેટલું બળ અજમાવી—શ્વાચ્છ્વાસ ભરીને “ તૂ—તૂ—તૂ—તૂ—તૂ... તૂતૂતૂ—તૂતૂતૂ—તૂતૂ.....તૂતૂ—તૂતૂ—તૂતૂ..તૂતૂ—તૂ.....તૂ—તૂ—તૂ—તૂ... ” ની સંજ્ઞાસૂચક યુદ્ધ—ભાષા શીઘ્રતામાં વગાડી.

સૈન્યના સર્વ ભાગોમાં અશ્વના હણહણાટ અને શસ્ત્રોના ખણ-ખણાટ થઇ રહ્યા.

મહાગુજરાતના ગૌરવદૂત સામો કુકકુટધ્વજ સમગ્ર સૈન્ય મોખરે ઊડી ગયો હતો, અને કહી રહ્યો હતો કે ગૂર્જરરાષ્ટ્રનો કીર્તિ—કીરિટ ક્ષત્રિય મર્દોને માથે શોભશે, અને વણિકપુત્રો સાથે શોભશે—પણ સિદ્ધચક્રવર્તિ સ્વર્ગસ્થ સિદ્ધરાજ જયસિંહના સિંહાસને તો કદિજ નહી.

સૈન્યના આગળ મધ્ય અને પાર્શ્વભાગના નોબતબાજોના ડંકા ગડગડયા, અને “ કડાંગધીન્—કડાંગધીન્ ” ના ધમકાર ને રંકાર સાથે વાદળદળની જેમ ગુજરાતના લડવૈયાઓ ઉમટયા અને રણક્ષેત્રમાં ભીલટી પડયા.

જોતજોતામાં તો મહાદેવી અને ચારભટના વિરુદ્ધ શસ્ત્રાસ્ત્ર અને

બલવાળા બન્ને વિપુલ સૈન્યનો સામસામે ભેટો થઈ ગયો.

શત્રુપક્ષના કાળામેશ ભીલ્લ તીરંદાજોએ, ગૂર્જરપતિના વિપુલ અને પ્રબલ સૈન્યને, બાણુના એકધારા વરસાદથી લોહીમાં તરબોળ કરી દીધું. પોતાની જીત જોઇ, આંખો મીંચી ધપ્યા જવું અને ખપ્યા જવું એ ભીલ્લજાતિનો અજોડ ગુણ. પોતાની હાર જોઇ, જરા પણ પાછુ ફરી જોયા વિના, એકકે શ્વાસે પલાયન કરી જવું, અને બને તો જિંદગીમાં કદિ ય સામે મોઢે પાછા ન ફરવુ, એ એક અજેય દુર્ગુણ. મહાદેવીના સૈન્યની મોખરે ઊભેલા ભીલ્લ તીરંદાજોએ એકધારા બાણુના મારાથી આમતેમ નાસવા માંડર્યું.

આ દશ્ય જોતાંજ ચાહડના સૈનિકોએ "મહારાજની જે !–મહારાજની જે–જે !" ના અવિરત જયનાદ શરૂ કરી દીધા, અને બમણા વેગથી મહાદેવીના સૈન્ય પર ધસારો કર્યો.

ઊંટ પર બેઠેલા તૂરીઆઓએ તૂરીનાદ કર્યો. રણશીગડાવાળાઓએ શીંગડાં ફૂંક્યા, અને જોતજોતામાં તો મહાસેનાપતિ કૃષ્ણદેવે ભાલાથી સજ્જ થયેલા સાતસો ઘોડેસ્વારોની ટૂકડી સાથે, ગુજરાતના મહારથીઓને માથે કુક્કૂડધ્વજ ઉડાવતાંઉડાવતાં ચાહડના સૈન્ય પર મહોગ્ર ધસારો કર્યો. ધસારો કરતાં તો કર્યો, પરન્તુ ચાહડના બાણાવળી સૈન્યની મધ્યમાં ઘૂસી જઇ ભંગાણ પાડવા જતાં, એ મહાસેનાપતિ જાતે જ ફસાઇ પડયો. ચારે બાજુથી ચાહડના ભીલ્લ સૈનિકોએ કૃષ્ણદેવની ઘોડેસ્વારની ટૂકડીને ઘેરી લઇ એવો તો સખત બાણનો મારો ચલાવ્યો કે, ઘોડેસ્વારો ટપોટપ જમીન પર ઢળી પડવા માંડયા.

કુક્કુટધ્વજની ધારે ધમકતો મહાગુજરાતનો સમગ્ર શૌર્ય–સાગર મહાસેનાપતિની પાછળ ઊલટયો, અને જાનસટોસટનું ઘોર યુદ્ધ જામ્યુ !–પણ ચાહડના ભીલ્લોના સહસ્ર શરથી સામા પક્ષનાં જર્યાં

શત શત સૈનિકો હણાવા માંડયા, ત્યાં તો ફરી પાછું ગુજરાતના સૈન્યમાં ભંગાણ પડયું. અને યોદ્ધાઓએ ન્હાસભાગ શરૂ કરી દીધી.

ગુજરાતના સૈન્યમાં પડેલા ભંગાણનો અચૂક લાભ લેઇ, સારે શરીરે બખ્તરથી સજ્જ એવા એક ઘોડેસ્વારે મારતે ઘોડે આવી મહાદેવીના હાથીની પીઠ પર પોતાનો ઘોડો ઠેકવી અને ટેકવી, અંબાડીને અનુલક્ષી એક ભાલાનો ઘા કર્યો, પણ ભાલો અંબાડીને જઇ ભેદે યા તો તેમાં વિરાજમાન વ્યક્તિને છેદે, તે પહેલાં તો બાજૂમાં ઊભેલા રક્ષક જેવા ગજેન્દ્ર સામંતે પોતાના હાથમાંની તલ્વારથી અશ્વને તાકી એક એવો તો જલ્લાદ ઘા કર્યો કે, હાથીને ટેકનાર ઘોડાની ગરદન તેના શરીરથી છૂટી થઇ લબડી પડી, અને ઘોડેસ્વાર જમીન પર ગબડી પડયો.

પોતાની પાસે ઊભેલા સવારોને સામંતે કહ્યું, અરે, પકડો હરામખોરને ! મહાદેવીનો જાન લેવાની કોશીષ કરી છે એણે ! ગુજરાતનો પાક્કો વૈરી જણાય છે કોઇ !"

બાજૂમાં ઊભેલા સવારે આગળ ધસી જમીન પર ઢળી પડેલા સૈનિકને મુસ્કેટાટ બાંધતાં બાંધતાં સામન્ત તરફ દૃષ્ટિપાત કરી કહ્યું, " સામન્ત ! ચાહડ નથી !"

" બાંધો—બાંધો ! ચાહડ નથી તો સધરા જેસ ગનો કોઇ બીજો દત્તકપુત્ર ફૂટી નીકળ્યો હશે ! યુદ્ધ પછી એની વાત !"

સવારોએ યોદ્ધાને બન્દી બનાવી એક અશ્વની પીઠ પર લાદયો, અને સામન્તની સાથે આગળ ધસારો કરવા માંડયો.

" અરે, રામચરણ ! મહાસેનાપતિ કેમ નથી જણાતા ?" ગજેન્દ્ર સામન્તે પોતાની પાસે ચાલતા એક સામાન્ય સૈનિકને પ્રશ્ન પૂછયો.

" સામન્ત !......

"ના એ તારી શંકા ખોટી છે ! ચાલો આપણે પણ ધસારો

કરીએ, અને જો એમ જ હોય તો આપણે પણ ગરવી ગુજરાતને ખાતર ખપી જઇએ !–અરે, પેલા જગતને કહે કે રણશીંગું ફૂંકે !"

સૈનિકે પાછળ ગરદન ફેરવી અને રણશીંગું ફૂંકાવ્યું.

સામન્તનું પાયદળ પણ મહાસેનાપતિના ઘોડેસ્વારોની માફક ચાહડના ચામાચીડિયાં જેવા ભીલ્લસૈન્ય પર કેસરીયાં કરી તૂટી પડયું; અને તરતજ કિલ્લાના સિંહદ્વારમાં જયનાદ થયો.

"ગુર્જરપતિની જય ! કુમારપાળ મહારાજની જય ! જય !"

આવા તુમુલ સંગ્રામમાં ઓચિન્તી કુમારપાળ મહારાજના નામની 'જય'થી એક નવો પ્રવાહ આવ્યો. ચેતનની ચિનગારીઓ ઊઠી આશાનું અમૃત રેડાયું, અને ગુજરાતના ગૌરવને માટે લડતા ગુજરાતી જોદ્ધાઓના નિરાનન્દથી મ્લાન બની ગયેલા મુખમંડલ પર ફરી એકવાર નૂર ઝલક્યું, અને હિંસાની ઘોર નિદ્રામાં પડેલી આંખોએ ઝબકીને ચારે બાજૂએ મહારાજ કુમારપાળની ખોજ કરવા માંડી.

પાછળના ઓચિન્તા મારાથી ગભરાયલા ચાહડના ભીલ્લ–સૈન્યે કિલ્લાના સિંહદ્વાર તરફ નાસવા માંડયું. જાણે કે ચલ્લાં ઊડી ગયાં.

શિયાળવાંની સોબત કરનાર વ્યાઘ્ર તેના સોબતીઓ નાસી જતાં. સિંહ સમૂહમાં અટૂલો સપડાઇ ગયો.

સમૂહ સંગ્રામથી ટેવાયલા ચાહડના હાથીએ એકલા પડતાં જ ચીસો પાડવા માંડી, અને અંતે નાસવાની દિશા ન જડતાં, શત્રુનાજ સૈન્યની મધ્યમાં ઢગલો થઇ બેસી પડયો

યુદ્ધ આપોઆપ જ સમાપ્ત થઇ ગયું.

ચાહડના સૈન્યમાં–પણ તેના સિવાય કોઇ નથી રહ્યું. ઘોડેસ્વાર કીર્તિપાળ આગળ ધસ્યો અને ચાહડને સંબોધી કહ્યુ. જયસિંહના દત્તક દીકરા ! હજી લડવુ હોય તો અંબાડીની બહાર નીકળ. ક્ષત્રિય

નિઃશસ્ત્ર પર કદિ ઘા કરતો નથી !" આખા સૈન્યમાં એક સરખી શાંતિ પ્રસરી ગઇ, અને કીર્તિપાળની વાગ્ધારાનું પાન કરવાને સર્વના કાન સચેત થઇ ગયા.

ચાહડે એક જ વાક્ય કહ્યું, "હવે લડીને શું કરું ?"

"કેમ ? લડ, ને ગુજરાતની ગાદી લે !"

"લડવાની રીત આ ન હોય !"

"અને ગૂર્જરપતિના આ લક્ષણ ન હોય !"

"કીર્તિપાળ ! મને એકલો ધારી ડરાવશો ના !" એમ કહી ચાહડે કીર્તિપાળ તરફ એક કરડી નજર ફેંકી

સમગ્ર સંગ્રામનો કીર્તિ–કીરિટ પોતાના મસ્તક પર ધારણ કરવાની ધગશવાળા મહારથી મહીપાળદેવ ઓચિંતા યુદ્ધભૂમિ પર ફૂટી નીકળ્યા, અને ચાહડના હાથીની પાસે આવી, ઘોડા પર બેઠા બેઠા જ બોલવા માંડ્યું.

"મહારથી ! ગભરાય છે શેનો ? "

ચાહડે સહસા ઊંચું જોયું.

"અરે, એ તો હું છું હું ! જૂએ છે શું ? ઊભો થા–ઊભો ! હું તારા પક્ષમાં છું !–અને સમજ કે આ સૈન્ય મારું છે !" એમ કહી સૈન્ય પર તેણે ઊડતી નજર ફેંકી, અને ગર્વથી ઓઠ ફાડયા—

"એલા બોલો, મહીપાળદેવની જે ?–બોલો–બોલો જે–અરે જે–જે ! હે હેં કોઇ જ નથી બોલતા ?" મહીપાળદેવની આંખો ફાટી અને ફટ દેતી કે, અનંતા વેશ્યાએ કમ્મરે લટકાવી આપેલા મ્યાનમાંથી મહાકાલિની જીભ્હા શી નાગણી કાઢી. પણ અવસ્થાને અંગે કે મગજની અસ્વસ્થતાને લીધે તે હાથમાં સ્થિર ન રહી. મહીપાળ મહારથીની આંખો ચકરવકર ફરવા લાગી, ને ફૂજતા

હસ્તમાંથી તલવાર જમીન પર સરી પડી. મોટાના હાથમાંથી તલવાર પડી ને આખા સૈન્યમાં હસાહસ થઇ રહી.

મહાસેનાપતિ કૃષ્ણદેવે આગળ આવી મહારથી મહીપાળને વિનયપૂર્વક નમન કર્યું અને બાજૂમાં ઊભેલા બે સૈનિકોએ મહાયત્ને હસવું આવતું ખાળીને કહ્યું.

“ મહારાજ ! ખમ્મા કરો ! ”

મહીપાળની નજર પોતાની સામે ઊભેલા બન્ને સૈનિકો પર પડી તેણે તેમને ઓળખ્યા, અને દાંત કચકચાવ્યા. તે ખબડયો ને પછી રાડ નાખી બોલ્યો.

“ સાલા, તમે બે જણે મને બનાવ્યો ? ”

“ મહારાજ ! પધારો ! ” કૃષ્ણદેવે મહીપાળદેવને આગળ ચાલવાનો હાથથી સંકેત કર્યો.

કોણ જાણે શાથી ? પણ વગર આનાકાનીએ મહીપાળદેવે પણ મહારાજ કુમારપાળ, કીર્તિપાળ, ભૂપાળદેવી અને સૈન્યની સાથે ચાલવા માંડયું.

## પ્રકરણ ૨૪ મું

### યુદ્ધ પશ્ચાત

યુદ્ધ પતી ગયું, અને યુદ્ધના શસ્ત્રાસ્ત્ર દેવોને 'સ્વસ્થાને ગચ્છ-ગચ્છ' કહી મહાદેવી તથા ગૂર્જરપતિએ પ્રશાંત કર્યાં.

સંગ્રામભૂમિ પર સ્વદેશરક્ષાના વ્રતમાં અડગતાથી જીવનોત્સર્ગ કરી, ખરી ગયેલા નાના-મોટા સ્વદેશતારકોની અંત્યેષ્ઠિ ક્રિયાની રાજ્ય તરફથી યોગ્ય વ્યવસ્થા કરી દેવામાં આવી.

ગુજરાતનું પ્રભુત્વ સાચવવાને, જીવન-રંગમંચ પરથી પ્રસ્થાન કરી ગયેલા પાત્રોના સગાસંબંધીઓનાં કર્ણગોચર થતાં કરુણ રોદને સિવાય, ગુજરાતના પાટનગર પત્તનના ચોકે કે ચૌટે, મહાલયે ને ઝૂંપડે, હૈયે ને નયને આનંદના નિનાદ, સંગીતના સરોદ, અને વિવિધ વાદ્ય-વાદનના સ્વરજ વિપુલતાથી વિસ્તરીને નીતરી રહ્યા હતા.

મહારાજ કુમારપાળે મહાદેવી સાથે મહાલય તરફ પ્રયાણ કર્યું, અને સમરભૂમિના થરમંડલે પોતપોતાના ગૃહ તરફ પ્રયાણ કર્યું.

આજના મહાયુદ્ધની મહારથી-ત્રિપુટી અન્યોન્યને ભેટી, વંદન કરી વિખૂટી પડી. મહાસેનાપતિ કૃષ્ણદેવ મહારાજ સાથે મહાલયે ગયો.

આ દૃશ્યથી હૃદયનની આંખો દુખવા આવી, અને ગજેન્દ્ર સામંતને તો એ જોવું ન ગમ્યું ! મંત્રી અને સામંત રસ્તામાં એક થઇ ગયા. પાટણના વિશાળ હાટડિયા ચોકમાં આવી પહોંચતાંજ મંત્રીએ નમસ્કાર કર્યો, અને સામંતની રજા માગી

"મંત્રીજી ! આજે મારા મહેમાન બનો."

"સામંત ! મને આજે કંઈ ચેન નથી પડતું"

"હું તેથી જ આપને એમ કરવા કહી રહ્યો છું—કે મારા મહેમાન બનો."

"ના—ના હું તો મકાને જ જઇશ અને એક એકાંતમાં ઓરડામાં બેસી જિનેન્દ્રના ધ્યાનમાં આજની રાત્રિ વ્યતીત કરીશ, એટલે આપોઆપજ મન શાંત થઇ જશે."

"મંત્રીજી ! મારું માની જાવ ! માનવસમાજજ સતત ફરેલા અને રહેલા માણસને, એકાંત શાંત કરવાને બદલે ઉન્મત્ત બનાવી દે છે ! આપણે કંઈ એવા મોટા મહા યતીન્દ્ર નથી કે, એક એકાંત ઓરડામાં બેસી, આંખ મીંચતાંમાં જ જિનેન્દ્ર ભગવાનની મૂર્તિ નજર સમક્ષ ખડી કરી શકીએ ! આપણે તો દેરાસરના દેવને જોઇએ ત્યારે જ તદાકાર થઇ શકીએ."

"અરે, ગજેન્દ્ર ! સાંઝ પડી ગઇ છે—એટલે જ વાંધા જેવું નથી !"

"એ શું વળી ? સાંઝને ને આપણી વાતને શું લેવાદેવા ?

"લેવાદેવા તો એ કે, જો લોકો આપણે બેને આમ રસ્તામાં આવી વિચિત્ર પ્રકારની વાત કરતા જોઇ જાય, તો હસે. માટે મારે ઘેર આપ પધારો !' નિરાંતે ત્યાં પેટ ભરીને વાતો કરીશું !—વારુ, કહો તો જોઉં—તમારો મને મહેમાન બનાવી શું કરશો ?"

"કેમ ? મહેમાની !"

" એ તો સમજ્યો—પણ—તમને તકલીફ પડશે અને મને રહેલું પડશે, માટે મારા પર મહેરબાની કરો, અને આપ જ મારે ત્યાં પધારો."

" વાહ ચાલો—એમ ત્યારે ! મને આપને ત્યાં આવવામાં કૈં જ વાંધો નથી—પણ જૂઓ આપ મારે ત્યાં મહેમાન બનવાનું વચન આપતા હો, તો તમારે ત્યાં આવવા હું પગલું માંડું !"

" અરે, સામંત ! એમાં વચન શું ? હાથ ઉપર તાળી આપી વચન—દેખાડ કરવામાં વધારે શું સમાયું છે ? વીરનાં તો વેણુજ વજ્રલેપ સમાન છે સામંત ?" એમ કહી પ્રૌઢાવસ્થા અને મહત્ત્વાકાંક્ષી મહાસૂબા ઉદયને જુવાન ગજેન્દ્ર સામંતનો હાથ પકડયો, અને સૌમ્ય સ્મિતથી રંજિત ને અગમ્ય મુખચ્છવિથી તેણે યુવાન યોધ્ધાને નિમિષભરમાં આંજિ નાંખ્યો !

આગ્રહને વશ થઇ સામંતને મંત્રીને અનુસરવું પડયું અને વાતો કરતા કરતા—જોતજોતામાં મંત્રીની હવેલી આવી પહોંચી.

હવેલીના પહેલા માળના માર્ગ પર ઝૂલતા ઝરૂખામાં ઊભેલી એક નવયૌનના પર આપણા જુવાન સામંતની ઊડતી નજર પડી.

ઉદયન મંત્રીને, નીચી છતાં ત્રાંસી ચોર નજરે દુનિયા જાણી લેવાની ટેવ હતી. જુવાન સામંતને છાતી કાઢી ઊંચું ભાળી ચાલવાની ટેવ હતી, અને નિખાલસ હૃદયે ને નિર્દોષ નયને જગત—નાટક ભાળવાની.

જુવાનને જોઇ નવયૌવના ઝરૂખામાંથી અંદર ભરાઇ ગઇ.

સામંત ને મંત્રી ઉપરના દીવાનખાનામાં આવ્યા, સામસામું આસન લીધું ને વાતે વળગ્યા.

" સામંત ! ઠીક થયું આજે તમો મારે ત્યાં પધાર્યા તો ! "

"મંત્રીશ્વર અને તેય મુરબ્બી જેવા ઇજન કરે ને હું ન સ્વીકારૂં ?—એમાં મારી ગુંજાશ શી ?"

"સામંત ! એ તો જવાનિયા વાજું—માને તો મુરબ્બી નહીંતર નફ્ફટાઇ !"

"બીજું ગમે તેમ હો—પરંતુ આપનો સામંત તો આપને મુરબ્બી માની બેઠો છે." જુવાનની રસતરસી આંખો ઓરડામાં કોઇક રસમૂર્તિની ચારે બાજુ શોધ કરવા લાગી.

"વારૂ, આજનું યુદ્ધ તો સાંગોપાંગ ઊતર્યું નહીંતર આજે આપણા બધાની અને પાટણની ભૂરી વલે થાત, સમજ્યા સામંત ?"

"જી, અનંતા તો એક વેશ્યા છે !" મંત્રી શું વાત કરે છે તે ધ્યાનપૂર્વક ન સાંભળતાં—અન્યમનસ્ક જુવાને ભળતો જ જવાબ આપી દીધો.

"અરે, સામંત ! હું વિલાસની વાત નથી કરતો. વીરત્વની વાત કરૂં છું.—તમે સાંભળો છો ? તમારૂં ધ્યાન વાતમાં તો છે ને ?" ચતુર ડોસો જુવાનના મનની મર્કટાવસ્થા કળી ગયો.

સામંતે ચોંકી, સાવધ બની પ્રત્યુત્તર આપ્યો, "જી—જી, માફી આપશો; હું આપની વાત તો ધ્યાનપૂર્વક શ્રવણ કરતો'તો પરંતુ ઓચિંતી નજર સામેની દિવાલ પરના ચિત્ર પર પડી એટલે જરાક—"

"હા, એ પાર્વતી, પરમેશ્વરની પરીક્ષા કરવા આવી છે."

"ચિત્ર ઘણું જ સુંદર છે ! ચિત્રાલેખનમાં વાહ, કેવું અંગસૌષ્ઠવ સર્જકે સરજ્યું છે—ને માર્દવતાથી મિલનસારપણું કેળવી આખાય ચિત્રમાં ચારુતા ને પ્રાણપ્રતિષ્ઠા કરવામાં ચિત્રકે પોતાનું કલાકૌશલ્ય ઔદાર્યથી વાવરી નાંખ્યું છે. વાહ ! આ ચિત્ર આપે ક્યાંથી ખરીદ્યું મંત્રીજી ?"

ડોસાને જરાક ડોળ કરવાનું મન થઇ આવ્યું. તેણે જવાબ આપ્યો, "એક કુમારિકા પાસેથી."

"હા–મૂલ્ય શું આપ્યું એનું ?"

"અમૂલ્ય."

"યથાર્થ છે—અમૂલ્ય જ છે ચિત્ર ! તોપણ કંઈક ફૂલ નહિ તો ફૂલપાંખડી તો આપી હશે ને ?"

"ફૂલપાંદડી શા માટે ? સમગ્ર ફૂલવાડી જ !"

"ફૂલવાડી શું ? આ ચિત્રની આપે તે ચિત્રકને કંઇ કિંમત તો આપી જ છે તો ?"

"હા—કિંમતમાં એને અમે તો આસારો પ્રેમ આપ્યો છે !"

નવજુવાને મંત્રી તરફ ટીકીને આતુરતાથી પ્રશ્ન કર્યો, "કુમારિકાને ?"

"હા, દીકરાની દીકરીને !" આટલું બોલી મંત્રીએ અટ્ટહાસ્ય કર્યું. જુવાનની ખોવાઇ ગયેલી શુધસાન કબજામાં આવી. જુવાનનું મોઢું પડી ગયું જોતાં જ મંત્રીએ ગંભીર થઇ વાતની ગાંઠ છોડી નાંખી, કહ્યું, "મારા ચારુદત્તની દીકરી લવંગિકાએ એ તો ચિતર્યું છે."

પોતાને જોઇને ઝરૂખાસાથી વિજળીની જેમ ઝટ ઘરમાં પેસી ગયેલી તે કુમારિકાની નરી છબિ યુવકની આંખો સમક્ષ તરી આવી.

યુવકની નાડ તો મંત્રીના હાથમાં ક્યારની ય આવી ગઇ છે તેણે વિષયાંતરના વિચારે મૂળ વસ્તુ ફરી શરૂ કરી, "સામંત ! અત્યારે આપણે જો ચિત્રકલાની ચર્ચા પર ચઢી જઇશું તો ખાસ જરૂરની બાબતો અનામત રહી જશે, માટે આપણે હવે મૂળ વસ્તુ પર આવીએ તો-ઠીક !"

"હા. જી આપણે શી વાત કરતા'તા તો ?"

"સામંત ! તમારો સ્વભાવ બહુ જ ભૂલકણો લાગે છે કેમ !"

"જી—પણ એ તો વિષયાંતર થવાને લીધે જરા એમ થઇ ગયું, નહિતર મારી સ્મરણશક્તિ—"

"ઘણી જ સતેજ છે એમ ને ?"

"ના, જી—" જુવાન ગુંચવાયો ને ડોસો બનાવટ કરે છે એની—તે વાત હવે સમજ્યો.

"ના, જી શું ? શું ત્યારે અમારી સ્મરણશક્તિ સતેજ' હોય ? સતેજ તો તમારા જેવા જુવાનોની હોય ! એમાં નકામી ના—જી—હા જી શા માટે ?"

"હં, હવે યાદ આવ્યું ! આપણે યુદ્ધ વિષે વાતો કરતા'તા. હં, આપનું કહેવું યથાર્થ છે !"

"શું પણ યુદ્ધ શું ?"

"કેમ, યુદ્ધમાં આપણો વિજય થયો તે !"

"કોણે વિજય કર્યો; તમે ?"

"ના જી, મારૂં શું ગજું ?"

"તો શું કૃષ્ણદેવે ?"

"હા, જી આજના યુદ્ધનો વિજય—મહા સેનાપતિના વીરત્વ અને બુદ્ધિકૌશલ્યને જ આભારી છે !"

"ત્યાં જ તમારી ભૂલ થાય છે કૃષ્ણદેવના બુદ્ધિકૌશલ્યથી જો યુદ્ધમાં આપણે વિજય પ્રાપ્તિ કરી એમ આપ કહો તો હજુ ય એનું બુદ્ધિકૌશલ્ય એથી ય આગળ વિજય પ્રાપ્તિ કરવા ધપશે—અને એના માર્ગમાં જે જે નડતર બની આવશે તેને તેને ધક્કા મારી હાંકી કાઢશે !"

"મંત્રીજી ! આપ શુ બોલો છો અને આ કોને માટે બોલો છો ?"

મંત્રીએ જુવાનના પ્રશ્નનો જવાબ આપવાને બદલે ઓરડામાં ચારે બાજુએ ઊડતી નજર નાખી.

"મંત્રીજી! શું શોધો છો?"

"સામંત! આ ઓરડાની દિવાલોને પણ કાનો હોય છે એ તમને ખબર છે?"

"હા, જી."

આ વાર્તાલાપ ચાલી રહ્યો છે એટલામાં એક સૈનિકે દીવાનખાનામાં પ્રવેશ કર્યો અને ઉદયનને સામરિક અભિવાદન કરી એક પત્ર આપ્યો.

મંત્રીએ પત્ર લીધો અને "જા" કહ્યું.

જવાની આજ્ઞા મળતાંજ સૈનિક દીવાનખાનામાંથી ચાલતો થયો. સૈનિકના ગયા બાદ મંત્રીએ સામંત તરફ એક ભાવભરી દૃષ્ટિ કરી અને કહ્યું, "કેમ, સામંત! ખાત્રી થઈ?"

"હા, જી!" આપના કાન ને સાન બન્ને અતિશય સતેજ ને સચેત છે." આટલી વૃદ્ધ વયે પણ આવડી ચપળતા અને બુદ્ધિમત્તા ધરાવનાર ઉદયનને માટે સામંતના મનમાં માન ઊપજ્યું.

"સામંત! રાજનીતિ એટલે શું તે જાણો છો?"

"નીતિની કુટિલતા"

"ના—સમજો છો ખરા, પણ બરાબર સામાને સચોટ રીતે સમજાવી નથી શકતા."

"તો આપ સમજાવો! અમો તો હજી બાળક છીએ. આપના ચરણમાં બેસી રાજનીતિના અવનવા પાઠો શીખનાર ઉમેદવાર છીએ."

"તો કહો જોઈએ રાજનીતિમાં કોણ ફાવે?"

" બુદ્ધિશાળી. "

" બુદ્ધિશાળી તો હું યે છું, અને તમે ક્યાં મૂર્ખ છો ? "

" તો શુ રાજનીતિમાં બુદ્ધિની જરૂર ન પડે ? "

" એકલી બુદ્ધિ ઝેરી છે ! "

" તો બીજું શું વળી ! "

" સાન અને કાન બે જોઇએ. એકલી સાન કે એકલા કાન ન ચાલે ત્યાં. સાનનો સાચો હોય પણ જો કાનનો કાચો હોય તો રાજરમતમાં ગોથું ખાઇ જાય તે ! "

" એટલે કે બન્ને સતેજ જોઇએ એમજ ને ? "

" હા, એકલાં સતેજે નહીં પણ સાથે સાથે સાચાં યે જોઇએ. સાચાં એટલે કે ન્યાયયુક્ત. "

" મંત્રીજી ! પાટણની બેકદર મૂર્ખ પ્રજા કહે છે કે, મુંજાલ મંત્રીની ખોટ નહી પૂરાય ! પણ એને ખબરજ ક્યાં છે કે, એને આંગણે હજુ આપ જેવા રાજનીતિજ્ઞ સૂર્ય પ્રકાશે છે ? "

વૃદ્ધ મંત્રીને એક જુવાન પટ્ટણીને મોઢે થતાં પોતાનાં વખાણ ઘણાં ગમ્યાં, પણ ગમવાપણાના ભાવનો મુખાકૃતિ પર આવિર્ભાવ થાય, અને તે આ જુવાન જોઇ લે તે ન ગમ્યુ.

" વાહ, સામંત ! મે સાંભળ્યું છે કે કૃષ્ણદેવ અને તમારે ઘણી જ સારાસારી છે, નહીં ? '

" સારાસારી તો હવે......" જુવાન જરાક ખચાયો.

" ના, એમ નહીં—વળી મેં તો એટલે સુધી સાંભળ્યું છે કે મહાસેનાપતિએ આપના પર ઉપકારો પણ ઘણાજ કર્યા છે, એ વાત ખરી ? "

" ના, જી એવુ કશુ ય નથી. "

" અરે, પણ એ તો એમ કહેતા'તા કે મારે ને સામંતને એટલી બધી સારાસારી છે કે અમો તો એક ભાણે જમીએ."

" અરે, પણ કોઈ દિવસ જમ્યા જ નથી પછી વાત શી ? "

" ના, પણ જમ્યા હો તોય વાંધો શું ? બન્ને રજપૂત છો–ખપતી વાત છે. જમવાથી તો ઊલટો સ્નેહમાં વધારો થાય છે. વારુ, તમે એમને તમારે ત્યાં જમવાનું ઇજન આગ્રહપૂર્વક આપ્યું તું ?"

" ના, જી કદિ જ નહીં ! મને એની શી સાડાબાર કે હું મારે ત્યાં એને જમવા બોલાવું ?"

" તો આ યુદ્ધમાં પહેલ કોણે કરી ? "

" યુદ્ધની બધી વ્યવસ્થા એમને આભારી, અને મહાદેવીને યુદ્ધને મોખરે રહી પાટણની સેનાને દોરવાને ઇજન આપવાને હું દેથલી ગયો'તો !"

" જોઈને ખૂબી ?"

" એમાં ખૂબી શી વારુ ? "

" સાંભળો, જૂઓ–તમને યાદ છે કે મેં કૃષ્ણદેવને દેથલી જવાનો મંત્રણા વખતે દરખાસ્ત રજુ કરી'તી ? "

" હા, જી"

" અને એણે ઊભા કર્યા તમને ! "

" પણ, તો મહાદેવીને બોલાવવા તો કોઈએ જવું જ જોઈએને ? "

" અને સામંત ? યુદ્ધનો વિજય વરવા તો કોઈકે પાટણમાં રહેવું જ જોઈએને ? "

" વિજયશ્રી મહાસેનાપતિને વરી છે એવુ આપ કહો છો ! "

" સામંત ! હું નહીં પણ આખી પાટણની જનતા કહે છે. "

"કારણ?"

"એ બુદ્ધિશાળી છે!" ડોસાએ સામંતને ધીમે ધીમે ખંખેરવા માંડયો અને તેના મૂળ રજપૂત સ્વભાવ પર લઈ જવાનો પ્રયાસ કરવા માંડયો.

"એવી બુદ્ધિ તો મારામાં ય છે!" પોતાનું સ્વમાન હણાતું જોઈ જુવાન જરાક ચીડાયો.

"હશે—પણ એ વધારે બુદ્ધિશાળી છે!"

"કેવી રીતે?"

"એ તમને નહીં સમજાય! એને ઓળખતાં હજુ તમને વધારે બહુ વાર છે!"

"એટલે પણ, કોને?"

"હેમસૂરિ અને મહારાજને સુદ્ધાં પણ......"

"પણ સૂરિ તો સર્વજ્ઞ છે!"

"પણ આ તો રાજનીતિ છે!"

જુવાન મૂંઝાયો, શુચવાયો અને કંઈક ઉશ્કેરાયો પણ ખરો. મંત્રીને જે કરવું'તુ તેજ થયું. જુવાને ઝટ લવારો બંધ કર્યો.

"મંત્રીજી! આપના બોલમાં મને તો મહાભેદ લાગે છે. આપ જો કહો તો......"

"કહેવાનું હતું તે કહી નાખ્યું મેં તો!"

"અને મેં બધું સાંભળી પણ લીધું!"

"સાંભળવું અને વર્તન કરવું એ બેમાં ફેર છે સામંત!"

"આપ કહો તેમ વર્તવા હું આજથી વચનથી બંધાઉં છું! હવે મને સ્પષ્ટ સમજાય છે કે, કૃષ્ણદેવ હરામખોર છે!"

મંત્રીએ જોયુ કે પોતે જુવાન પર કરવા ધારેલી અસર થઈ

ચૂકી છે, અને માડું હવે ધારેલે અને નિયત ચીલે આવી ચઢ્યું છે; એટલે તેણે જુવાનના હૃદયનો ઉભરો ઝીલવાને મૌન ધારણ કર્યું.

"આપ વર્તન, વર્તન શું કરો છો મંત્રીજી? આપ કહો તો કાલે પાટણ આખું ઉથલપાથલ કરી નાંખું! કૃષ્ણદેવને ચપટીમાં ચોળી નાંખું, અને જો ચાહો તો કાલે તમને કે તમારા દીકરાને પાટણપતિ બનાવું!"

"સામંત! તમારા વીરત્વ માટે મને માન છે!" ડોસાએ વચમાં જરાક ટહૂકાર કરી આપ્યો, ને જુવાનના જિગરનો શૌર્યરંગ વધારે ઘેરો બનાવવા બોલ્યા કે "મુંજાલની સત્તામાં સૂરિનું શું ચાલતું'તું?"

"વાહ, મુંજાલની સત્તાની શી વાત? સોનું ને સુગંધ એકઠાં. મંત્રીજી! તેવી આપ સત્તા જમાવો. પછી જોઇએ છીએ કે, કૃષ્ણદેવ, કીર્તિપાળ, અજયપાળ, મોટો મહીપાળ અને સર્વજ્ઞ સૂરિ કેવા ફાવે છે તે!" જુવાન ખૂબ ઉકળ્યો અને અંતે ઉભરાઈ ગયો.

"સામંત! એક વાત પૂછું?"

"હા, જી સુખે પૂછો!" જુવાન જરાક શાંત પડ્યો.

"તમે મારા દીકરાને રાજા બનાવવાની હામ ભીડો છો?"

"આપની સહાય વિના મારામાં શક્તિ નથી!"

"અને હું સહાય કરૂં તો?"

"પાસા પોબાર પડે. કાલે સવારે સધરા જેસંગના સિંહાસન પર ચાહડ ચઢે!"

"પણ મહારાજનું શું પછી?"

"ના—જી—ના, જી, આ તો હું સાધારણ વાત કરૂં છું." મહારાજનું નામ વચમાં આવતાં જ ગાંડા રણઘેલા રાજપૂત જુવાનની શુધસાન ઠેકાણે આવી.

"સામંત ! સાધારણ વાતમાંથી જ અસાધારણ બનાવો બની જાય છે, એ વાત ભૂલવા જેવી નથી !"

"એ મને ખબર છે !" જુવાને નીચી નજરેજ જવાબ આપ્યો. તેને હવે પોતાની મૂર્ખાઇ સમજાઇ ગઇ, અને બોલવામાં ઓળંગાઇ ગયેલી હદ યાદ આવી.

"ગજેન્દ્ર ! રાજલોભ કરતાં રાજદ્રોહ એ મહા પાપ છે એ હૃદયમાં સુવર્ણાક્ષરે લખી લેજે."

"પણ મહારાજની સામે કાવત્રુ કરવાની મારી લેશ માત્ર ઇચ્છા નથી !"

"હમણાં કોણ બોલ્યું કે આહડને પાટણપતિ બનાવું ?"

"એ તો જુસ્સામાં ને જુસ્સામાં બોલાઇ જવાયુ પણ—"

"ઠીક છે એ તો કે, હું છું !—જો મહાસેનાપતિ આ જગ્યાએ હોત તો કાલે સવારે તમારી ખૂરી વલેહ જ કરવાનો પ્રસંગ ઉપસ્થિત કરે ને ! એ ભૂલશો મા."

"આપનું કહેવું યથાર્થ છે."

"માટે જ હું ટૂંકમાં કહી દઉં છું કે, મહેરબાની કરીને કૃષ્ણદેવને દિલ ન આપશો."

"મારા મનનો ભેદ હજુય મેં એને ક્યાં આપ્યો છે ? હું જાણું છું કે, એ મહારાજનો બનેવી થાય છે."

"હં—! હવે મૂળ મુદ્દો સમજ્યા."

"યુદ્ધ તો પૂરું થઇ ગયું ! ને આપણે છૂટા પડી ગયા !" મંત્રીએ આઘા રહી, પોતાના પરિધાન કરેલાં વસ્ત્રો ન રંગાય કે ન ડાઘાવાળા થાય એમ વાતમાં રંગ પૂરવા માંડયો.

" જી ! એમ નહીં ! યુદ્ધ પૂર્ણ થયા બાદ મહારાજના મહાલયે જવાનું સદ્ભાગ્ય એ શ્રીમાનને જ પ્રાપ્ત થયું તે વાત પર આપનું લક્ષ ખેંચવા માગું છુ ! "

" થાય પ્રાપ્ત ! કેમ ન થાય ? રાજાના બનેવીને નહિં તો શું તમને કે મને એ સન્માન પ્રાપ્ત થાય વારૂ ? "

" આમાં મને તો પક્ષપાત લાગે છે ! "

" મને એમાં પક્ષપાત નથી લાગતો, પરંતુ આમાં મહારાજની કાનભંભેરણી થવાનો સંભવ ખરો ! "

" તો આપણે કૃષ્ણદેવને કોઇપણ હિસાબે પાટણમાંથી દૂર કરવો જોઇએ ! "

" આપણે શું દૂર કરવાના છીએ ! પ્રસંગ જ એવો ઉપસ્થિત થશે કે, આપોઆપ પોતે જ દૂર થઇ જશે ! પણ સામંત ! જૂઓ— આ આપણી વાતની હોહા આ હવેલીની દિવાલની બહાર ન થવી જોઇએ તેની સાવચેતી રાખજો. "

" માથું જાય પણ એમ કદિય નહિં થાય. "

જાણે કંઈક ભુલાયલું સાંભરી આવ્યું હોય તેવો ભાવ પ્રદર્શિત કરતાં મંત્રીએ કહ્યું, " અરે, આ તો આવ્યા મળવા ને બેસાડયા દળવા જેવું થયું ! માફ કરજો. સામંત ! તમને ભૂખ લાગી હશે— મને તો સારા દિવસના સતત શ્રમને લીધે કકડીને ભૂખ લાગી છે." આટલું બોલી મંત્રીએ દ્વાર તરફ દૃષ્ટિ ફેંકી.

" કોણ છે બહાર ? "

એક વૃદ્ધ અનુચરે પ્રવેશ કર્યો.

" જાવ, આસન માંડવાની તૈયારી કરો ! "

મંત્રીએ સામંતના તરફ જોયું ને કહ્યુ, " ચાલો ગજેન્દ્રસિંહ ! ડોસાનાં મ્હેણાં ચાખ્યાં. હવે મંત્રીની મેમાની ચાખો ! "

" જી ! એવું કાં બોલો છો ? મેં તો પહેલેથી આપને કહી દીધું હતુ કે, હું તો આપના ચરણ આગળ બેસી રાજનીતિ શીખવા લાયક બાલક છું ! એને મ્હેણાં મા કહો ! એ તો લાખે લાખ નિષ્કના મૂલ્યની એકએક શિખામણ છે ! આપ વયોવૃદ્ધ છો એટલે કે મુરબ્બી, અને જ્ઞાનવૃદ્ધ છો એટલે કે ગુરૂપદે અનુભવી હોય તે આંખમાં આખી આલમને સમાવી લે છે. "

અનુચરે પ્રવેશ કર્યો ને કહ્યું, " પધારો ! "

મંત્રી ને સામંત સાથે આસન પર બેઠા.

જમતાં જમતાં સામંતને કંઈક યાદ આવતાં ચારે બાજુ નજર ફેરવી, પણ તે મંત્રીની નજરથી છાની.. પણ અભીષ્ટ વસ્તુ ન જડી કે, આંખેયે ચઢી !

## પ્રકરણ ૨૫ મું

### હૃદયપલટો

રૂગ્ણશૈયામાં પડેલા પાટણના પ્રમુખ શરાફ પાનાચંદ શેઠની પાસે તેની પુત્રી સોહાગિની બેઠી છે.

" દીકરા ! મને થોડુંક પાણી પા ! અને પંડિતને તથા તારા સસરાજીને બોલાવવાને કોઈક માણસને હમણાં ને હમણાં રવાના કર.

" કેમ, બાપુ ! અત્યારે અસ્વસ્થતા વધારે લાગે છે ? "

" હવે ફરી સ્વસ્થ થાઉં એમ મને નથી લાગતું—આજ સવાર સુધીનો જ હું મેમાન છું એમ તું માનજે. "

" ત્યારે હું એમને ને સસરાજીને બોલાવી મંગાવું છું. અરે, બહાર કોણ છે ? "

એક અનુચરે ઓરડામાં પ્રવેશ કર્યો ને કહ્યું, " બા સાહેબ ! શું કહો છો ? "

" મંત્રીને મહેલે જાવ !"

અને કહો કે પાનાચંદ શેઠ આપને બહુ યાદ કરે છે—કહેજો કે સાથે એમને પણ તેડતા આવે—શું, સમજ્યો કોને લાવવાના સાથે ? "

" કવીશ્વરને."

" હા, જા, જલ્દી પાછો આવ !"

અનુચરે સંદેશો સાંભળી ચાલવા માંડયું.

ફરી પાનાચંદે દીકરીને પાસે બોલાવીને કહ્યું, " બેટા, પ્રભુનો પાડ માનું છું કે આજે મારે ત્યાં દીકરીએ દીવો રાખ્યો છે."

" બાપુ ! ઠીક છે. પણ દીકરીએ તે કોઇના વંશ ઝગમગતા રહ્યા છે કે આપણા રે'શે ?"

" આપણા રે'શે."

" બાપુ, નહીં રે' !"

" કેમ, દીકરા ! એમ વાંકું બોલો છો આજે ?"

" કારણ જોષી જાણે !"

" જાણ્યા જોષીએ—જોષીડો તે શું કહેતો'તો. એવા કહ્યા જોષ જો સાચા પડતા હોય તો આ લે—મને જ જોષકાએ કહ્યું'તું કે શેઠ ! બહુ દુનિયા ભાળવાનુ તમારા તગદીરમાં નથી લખાણું'—ને છતાં ય હું તો વર્ષ પંચ્યાશું જીવ્યો તેનું કેમ ?"

" તો શું જ્યોતિષ ખોટું પડશે ?"

" હા દીકરા ! તેં મારી આંતરડી ઠારી છે તો મારા તમને દીકરી—જમાઇને આશીર્વાદ છે કે, ઘણું જીવજો ને મારી ઉપાર્જિત અઢળક મિલ્કત આનંદથી વાવરો !—બેટા સુખી થાવ !"

આ વાર્તાલાપ ચાલી રહ્યો છે એટલામાં ઉદયન અને પંડિત વાગ્ભટ્ટે ઓરડામાં પ્રવેશ કર્યો ડોસાએ પથારીમાંથી જરાક માથું ઊંચકીને વહેવાઈ અને જમાઇનો સત્કાર કર્યો.

" પધારો મંત્રીજી—આવો ! આ પરદેશનું ભાથું બાંધી રહ્યા છીએ, હવે તો ?"

"ના રે, એમ બ્હીવાની કૈં જરૂર નથી—આરામ થઇ જશે આરામ!"

"પણ મારે તો મહાઆરામની જરૂર છે. દુનિયામાં તો મેં ખાસ્સો પંચ્ચાણું વરસનો અભય આરામ ભોગવ્યો છે—માટે હવે તો પ્રભુ આપણો છુટકારો કરે એમાં જ શ્રેય છે મારૂં. અમારા જેવા વ્હેપારી વાણિયાને પ્રભુ પણ ન સંઘરે હોં!"

"શેઠ! પ્રભુ તો દયાળુ છે તે સર્વને સમાનભાવે પાળે છે, પોષે છે ને અંત સમયે પોતાની ગોદમાં રમાડે છે!"

"પણ મંત્રી! પ્રભુની ગોદમાં પ્રભુના પ્યારને પ્રથમ સ્થાન મળે છે. મેં ન કરવાનું કર્યું છે એટલે જ અંત સમયે મને લાગી આવે છે."

"પ્રભુની કૃપા ચાહો!"

"પ્રભુ કૃપા નહીં કરે; કારણ મેં પ્રભુની મારા પર ઊતરેલી કૃપાનો દુરપયોગ કર્યો છે. કુમારપાળ મહારાજના પિતા ત્રિભુવન-પાળને સપડાવી દેવામાં મારો પહેલો હાથ હતો!"

"શું કહો છો, શેઠ?"

"હા—બરાબર કહું છું. અને તમારા દીકરા ચાહડને પાટણમાં બળવો કરાવવાને મેં પૈસાની પૂરતી મદદ કરી હતી. જો મારા તરફથી એ તમારા દેશદ્રોહી—જાતદ્રોહી ને પિતૃદ્રોહી કપુતને પૈસાની સ્હાય ન મળી હોત તો તો એ ક્યારનો ય આજે પાટણ છોડીને જ ક્યાં ય ન્હાસી ગયો હોત!"

"પણ આવી રાજ્ય વિરૂદ્ધની મદદો કરવાનું કૈં કારણ?"

"કારણ ફક્ત પેટનો બળ્યો ગામ બાળે. મારી સોહાગિનીનો પત્તો ન લાગ્યો એટલે મને ચઢી ઝાંઝ—કે કોઇ પણ હિસાબે કુમાર-

પાળને માદીએ ન આવવા દેવો—એમ કરતાં મિલકત આખી ઊડી જાય તો ય ફિકર નહી."

"વાહ—શેઠ વાહ, તમે તો ખૂબ કરી. પણ ત્રિભુવનને સપડાવવાનું પ્રયોજન ?"

"એ પ્રયોજન સાંભળી આપને હસવુ આવશે અને બીજી તરફથી દીલગીરી !"

"બરાબર છે—દુનિયામાં હસવું—રડવું, સુખ—દુઃખ, પ્રકાશ—અંધકાર આમ હઝારો દ્વન્દ્વો જગતમાં જીવનમાં મૃત્યુની માફક સાથે જ નિવસતા દૃષ્ટિગોચર થાય છે."

"લ્યો, ત્યારે કહું મારે દીવાન થવું'તું, સિદ્ધરાજ મહારાજે અને મંત્રી બનાવવાનું વચન આપ્યું'તું."

"અને તે પાટણના સિંહના સાટાની સાટે ?"

"તે વિના તે કૈં દીવાનગીરી મળે ?"

"પછી તો ત્રિભુવનનું માથું તમે સિદ્ધરાજ જયસિંહના ચરણમાં સમર્પી દીધું; પછી તેના બદલામાં—ઇનામમાં દિવાનગીરી કેમ ન મળી ?"

"પછી મહારાજને ને મારે પૈસા સંબંધી તકરાર ઊઠી. રાજ્યને અણીના અવસરે મેં મોં માગી મદદ ન કરી એટલે અન્નદાતા મારા પર ખીજાયા—અને પછી તો જાણો છો ને કે બધું વાજું વંઠયું. એટલે આપણી દીવાનગીરી ડહોળાઇ ગઇ."

"વારુ, તો હવે દીવાન થવું છે ?"

"આમ સાક્ષાત સામે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે ત્યારે કપાળ ધોવા શું જાઓ છો, પાનાચંદ ?"

"પણ હવે તો વૃદ્ધાવસ્થા આવી."

"તો હું કયાં જુવાન છું ?"

"કયાં ભોજ ને કયાં તેલી ?"

" શેઠ, અનુભવના હથોડે જગતની એરણુ પર ઘડાયેલા વયોવૃદ્ધ પુરૂષોજ પ્રધાનપણું કરી શકે. જેવા તેવા જુવાન કંઈ ન કરે."

" પણ મંત્રીજી! વૃદ્ધાવસ્થા એટલે જ અડધી દિવાની સ્થિતિ. વારૂં, હવે મેં આજે આપને એ વાત કહેવાને બોલાવ્યા છે."

" મારે લાયક જે કંઈ કામ હોય તે ફરમાવો!"

" મારૂં મૃત્યુ ઘડીઓ ગણે છે."

" તો તે નિમિત્તે શું કંઈ ધર્મદાન કરવાની મહેચ્છા છે?"

" કરેલાં કાળાં છુપાવવાં ધર્મદાન તો બહુ બહુ કર્યાં, પણ હવે રાષ્ટ્રધર્મ બજાવવાની ઇચ્છા જાગૃત થઇ છે. ઇશ્વરે મને જે સાધન આપ્યું છે તેમાંથી આ હવેલી મારા જમાઇ–દીકરીને આપું છું. જમીન જાગીર પણ મારા પંડિત જમાઇને સોંપું છું. બાકીની સર્વ રોકડ મિલ્કત ને ઘરેણું ગાંઠું ને મહામૂલું ઝવેરાત પાટણના રાજ્યકોષમાં સમર્પણ કરૂં છું."

" શેઠ, રાજ્યકોષમાં તમારી મિલ્કત મહારાજ કબૂલ નહીં કરે?"

" અરે, મહારાજ કુમારપાળને કુનેહથી સમજાવજો કે મહા-ગુજરાતના વિશાળ નવરાષ્ટ્રનિર્માણ માટે વિતરણ કરવાને પાનાચંદે પોતાનો અખૂટ કુબેરભંડાર પાટણપતિને ચરણે તન–મનથી ને પૂર્ણ પ્રેમથી સમર્પણ કર્યો છે."

અનુચરે પ્રવેશ કર્યો ને કહ્યુ, "ખંભાતથી શ્રીસૂરિશ્વર પધાર્યા છે."

" જા, જા સમસત્કારથી તેડી લાવ!"

અનુચર ગયો ને સૂરીશ્વર સાથે કક્ષમાં પ્રવેશ કર્યો.

" પધારો, બપ્પા ભટ્ટાર્ક! અંત સમયે સેવક પર મોટી દયા કરી."

" મને થોડાક દિવસ પર જ રાત્રે ધ્યાનમાં જણાયું કે તારો હૃદયપલટો થયો છે."

" બરોબર છે બાપ્પા ! પણ જોઇએ તે કરતાં બહુજ મોડો થયો છે. "

" ના, યોગ્ય અવસરે જ થયો—જો, આથી જલ્દી તું પલટાયો હોત તો ઉપાશ્રયો ઊભા કરવામાં જ તારૂં જીવનૂજવાહીર તું ખરચી નાંખત—પણ મોડો હૃદયપલટો થયો તેમાં પાટણને જ લાભ થયો છે. ઉપાશ્રય ને દેરાસરો ઊભા કરવાને બદલે આજે તારી દોલત પુરાણખ્યાત જૈનધર્મના જૈનસમ્રાટના સામ્રાજ્યના વિસ્તારમાં ખરચાશે. ધર્મની ઘેલછામાં રાષ્ટ્રનિર્માણની રાજનીતિને ન ભૂલવી જોઈએ. વૈભવશાળી મહાગુજરાતનું સામ્રાજ્ય સ્થાપન થયા બાદ ઉપાશ્રય—દેરાસરો—વિદ્યાલયો—કલાભવનો અને ગ્રંન્થાલયો સ્થાપનારા હજારો કુબેરો પાકશે—પણ ગુજરાતના સામ્રાજ્ય સંસ્થાપનાર્થે પોતાના અખૂટ વૈભવનું ઉત્સર્ગપત્ર લખી આપનાર તારા જેવા હીરલ જ હશે. "

" બાપ્પા ! મેં આજે વેશ્યા સમા વૈભવને વેચીને જીવનમાં અમરાનંદ પ્રાપ્ત કર્યો છે! આપના દેવદર્શને મને વિના યત્ને નિ—વી......! " પાનાચંદની આંખો ચકર—વકર થવા માંડી ને સૂરીશ્વર સમજી ગયા.

" ઉદયન ! પાનાચંદ પોતાના પ્રભુ પાસે જાય છે. "

અત્યારસુધી શાંત ને નિર્વાક્ બેઠેલા પંડિત વાગ્ભટ્ટે કહ્યું, " ગુરૂવર્ય ! તો અંતે એના મુખમાં પ્રભુના મહાસાધુનું ચરણોદક મને રેડવા દો ! " એમ કહી રોગીની શૈયાની બાજુમાં પડેલા જલપાત્રમાંથી પંડિતે અંજલિ ભરી કલિકાલ સર્વજ્ઞ ભગવાન શ્રી હેમસૂરિજીના ચરણકમલ ધોઇ, તે પવિત્ર તીર્થોદક પોતાના સસરાના મુખમાં રેડયું—ને પાટણના ધનપતિ—રાષ્ટ્રભક્ત—રાજમણિએ મહાનિર્વાણ પંથે અમર શાંતિના સાંયામાં શયન કરવા પ્રયાણ કર્યું.

# પ્રકરણ ૨૬ મું

## રાતની વાત

પાટણપુરની નૈસ્ય ન્યાયાધીશ સરિખી અનંતાના મકાન આગળ હમણાં કેટલાક દિવસોથી રાત્રિનો શંભુમેળો ભરાતો નથી. ઇરાન દેશના મહામૂલા રંગબેરંગી ગાલિચાઓથી આચ્છાદિત દીવાનખાનાની અંદર વિવિધ પ્રકારના વાજિંત્રો પડી રહ્યાં છે.

ધ્વનિ વિના પ્રતિધ્વનિ ક્યાંથી સંભવે? તે ગાયક વિના વાદ્યગૂંજન પણ કોણ કરાવે?

સંગીતનું સાન્નિધ્ય સુખદ છે, સુધાસમું શીતળ છે.

કોઈક "ઔરંગઝેબ" ને સુધા રસાસ્વાદથી કકડતા ભરશિયાળામાં પણ પરિસ્વેદના ઝેબેઝેબ વળે છે. જ્યારે કોઈક "જન્મરસિક"—"બૈજુબ્હાવરા" ને તંતુવાદ્યના ઝંકારમાત્રથી ભર ઉનાળાના પરસેવાના ઝેબેઝેબ નિમિષમાત્રમાં શમી જાય છે.

અનંતા પાટણની સંગીત–સરિતા હતી; વિલાસી વનિતા હતી. અનંતા વગર આજે કેટલાક દિવસથી નંદકુંવર—એની માતા એટલી પડી ગઈ હતી. અનંતાના એક આલીશાન દીવાનખાનામાં ઊભી ઊભી

નંદકુંવર પોતાના એક બુઢ્ઢા સખા સાથે વાતચીત કરી રહી છે.

"બળ્યું મારે કર્મ આ માથે પડયુ. દીકરી પોતાનુ આગવું ડહાપણ ડહોળે ને વેઠવાનું મારે !"

"ત્યારે નંદા, પટરાણી કૈં એમને એમ થવાય છે ?"

"થયા પટરાણી !—એમનાં મોઢાં નથી કહેતાં. પટરાણી થવાનું કૈં રસ્તામાં પડયું છે વારૂ ?"

"ત્યારે શું તારી દીકરી પટરાણી થાય એમાં તું ખુશી નથી ?"

"પણ અનતાએ તો હઠ લીધી છે તેનું કેમ ?"

"આ હઠનો પાર જ નહીં ? નન્દકુંવર બોલી.

"બરાબર છે—બહુ હઠીલી છોકરી છે."

"પણ એમાં એનું કૈંજ વળનાર નથી એ નિશ્ચે સમજજો બનુજી ! વેશ્યાની દીકરી પટરાણી થાય ત્યારે તો થઇ જ રહ્યું ને !"

"નંદા, ભીમદેવના પટરાણીની વાત ભૂલી ગયા લાગો છો !" બનુજીએ રાજવિલાસના ઇતિહાસનો જૂનો પોપડો ઊખેડયો.

"ભૂલી કશું ય નથી ! પણ આ જૈન સમ્રાટથી કદાપિ તેવી દશા થનાર નથી !"

"એવું તમે શાથી જાણ્યુ ?

"આ પેલો તીડો જોષી કહેતો' તો."

"સાળો હરામખોરનું ખોળીયું લાગે છે !" જમાનો જોઇ પરવારેલા બનુજીએ એક વાકયથી તીડોજોષીના જીવનનું રેખાચિત્ર કરી બતાવ્યું ને બોલ્યો કે એણેજ ચાહડનુ રાજા થવાનું ભવિષ્ય ભાખ્યું'તું પણ રાજા થવાને બદલે તે કેદી થયો !" બનુએ તીડાના જ્ઞાનની પોલપ્રતિષ્ઠા પ્રગટ કરી.

" મારે પણ એની જ વેઠ માથે આવી છે !"

" વેઠ કહો કે અમે તે–પણ દીકરીનું કહ્યું કર્યો વિના કૈં તમારો છુટકારો થાય એમ છે ? અને કે કમને ય કરવાનું તો છે જ ! માટે હવે જુઓ વિલંબ કરવામાં મઝા નથી."

" બનુજી ! કેટલા કલાક થયા હશે ?"

" કેદીઓને જમવાનો સમય થશે હવે–બેએક કલાકની વાર હશે.

" લાવ, ત્યારે બનુ, મારાં સાધનો લાવ. કપડાં તો જોઈશે જ. સાથે હાથીદાંતની પેટી પણ લાવજે. "

" મહીપાળદેવ વાળી ?"

" પણ, તું એને શું કરશે ?" ઘરડી ઘોડી લાલ લગામ સજવાને આજે કેમ તત્પર થઈ છે તે બનુજી સહસા સમજી ન શક્યો.

" મહીપાળ શું કરે છે ?"

" એ તો બાલ-દાઢી ને મૂછ રંગે છે–પણ તારે એની શી જરૂર !"

" બનુજી, તેં તારાં બાસઠ મણકા પાણીમાં નાંખ્યા લાગે છે. "

" કેમ ?–ત્યારે બધાં શું દૂધમાં નાખે છે, અથવા શું મેં ખોટું કર્યું છે ?"

" મશ્કરી દૂરો જવા દે જો વેલાસર ત્યાં જઈ નહીં શકાય તો બધુ કામ વણસી જશે–તારાજ હાથના ઓરડા ને કોરડાનો કત્ખત વેઠવાનો મારો વખત આવશે !"

" નંદા, હવે હું અનંતાનો એકકે હુકમ માનનાર નથી ! હવે જો કોરડા–ઓરડાની વાત કરી તો આપણે બન્ને મં‌ગા–જમના કરશું ?"

" બારૂ, તારો મોટો ઉપકાર માનીશ પણ હવે વાર ન લગાડ !"

" ચાલ ત્યારે હવે શું કરવું છે ?"

"કલપ કરવો છે."

"પણ તું કલપ કરશે કયાં ?" બનુજીએ તેની વસ્તુઓ લેવા જતાં છેલ્લો પ્રશ્ન પૂછયો.

"આ સફેદ સુતરફેની જેવી મારા વાળની વાંકડીયા લટો પર !"

"એ લાવ્યો. ત્યારે તો તને તારા અસલ બનારસી સ્વરૂપમાં જોવાની આ અદના યારને આજે એક સોનેરી તક મળશે !"

બનુજી કલપના સાધનો લેવા ગયો.

નંદકુંવરે જુવાનીમાં બહુ જોયું હતું. તેણે કાશી–મથુરાની શંકર–લીલા અને કૃષ્ણ–લીલાની યાત્રિક નાટક મંડળીઓમાં ચાકરી કરીને, પ્રાવિણ્ય પ્રાપ્ત કર્યું હતું. તે બનુજીના ગયા બાદ મનમાં જરાક બબડી, "બનુજી ! આજે મને જોઇ જરૂર ઘેલો થઇ જશે."

હર્ષિત બનુજી સાધનો લઇ ધારવા કરતાં વધારે જલ્દી પાછો આવી પહોંચ્યો, અને સાધનોને એક સુંદર જયપુરીકલાના નમુનેદાર નાનકડા બાજઠ પર મૂકતાં મૂકતાં બોલ્યો, "ત્યારે નંદકુંવર આજે તું નાજની બનશે ?"

"હા, લાલ લગામ ચઢાવીશ."

"પણ, નંદકુંવર !–તે ઘરડી ઘોડીને નહીં શોભે !"

"બનુજી ! એ તો મારીજ કલા છે !"

"ત્યારે, તો રૂપાન્તર કરવાની કલામાં કાબેલ જણાય છે !"

"તું હમણાં બાજુનાં ખંડમાં ચાલ્યો જા–મને તારી શરમ આવે છે–પછી તને બોલાવીશ–જા !"

"શરમ ?–ઘરડે......" ટીખળી બનુજી અડધું બોલી બાજુના કક્ષમા ચાલ્યો.

નંદકુંવરે સફેદ બાલની લટો રંગી. વદન પરની અવસ્થાસૂચક કરચોલિયો ચોળી નાંખી, ચંપકવર્ણું બનાવ્યું ને ઉપર છાંટી લાલી. અંતમાં વસ્ત્રાભૂષણ સજિ તે એક સૌમ્ય સુકુમાર સુંદરી બની ગઈ!

"બનુજી! છો કે?" બાજુના ઓરડામાં નંદકુંવરને નવ રૂપધારિણી જોવાને આતુરતાથી રાહ જોઈ રહેલો બનુજી સાંભળે તેમ નંદકુંવર સાદ તથા શરીર બદલીને બોલી.

બનુજી દોડતો દોડતો બહાર આવ્યો. નંદકુંવરને જોઈને ભાન ભૂલી બોલી ઊઠયો—કોણ—પનુ?"

"અરે, બનુજી આટલે વર્ષે પનુ કેવી?".

"અરે, એક બાલમાત્રનો પણ ફરક નથી!"

"બાલમાત્રનો ફરક પડે તો પછી એને કલા નહીં પણ બલા કહેવી પડે, સમજ્યો? ચાલ, ત્યારે હું જાઉં છું. ઘર સાચવજે. આવનાર મુસાફરોને બરાબર હોંશિયારીથી જવાબ આપજે."

"વારૂ પધારો પન્ના, પણ પાછાં ફરતાં કેટલાક કલાક લાગશે?" બનુએ જીવનજૂની રસકથાઓ યાદ કરી જરાક ટોળ કરી કહ્યું.

"ઓછામાં ઓછા બે કલાક તો ખરાજ—કારણ કઠણ કામ છે." આમ કહી નંદકુંવર ઘરની બહાર નીકળી ને રાજમાર્ગ ને બદલે તેણે ગલીકૂંચીઓનો આશ્રય લીધો. અનેક ગલીઓમાં વક્ર ચક્ર થઈ અંતે નંદકુંવર પોતાના ઇપ્સિત સ્થાને આવી પહોંચી.

એક જેલખાનાનો રક્ષક સંત્રી નગ્ન અસિહસ્તે ત્યાં પહેરો ભરી રહ્યો હતો.

નંદકુંવરને જોતાં જ તેણે આંટા મારવા બંધ રાખી સહસા પૂછયું.

"કોન?"

"કમનસીબી." નંદકુંવરે વાગ્જાળ બિછાવવા માંડી.

" અરે, કમનસીબી કયા તેરા નામ કયા હૈ ?"

" મૈંને એક દફે બોલા કિ કમનસીબી–સૂનતે નહીં હો–કયા આપકે કાન સાબૂત નહીં હૈ ?"

" અરે, કૌન હૈ ઉલ્લુ ?–કાન નહીં તો શમશેર હમારે હાથમેં સાબૂત ચમકતી હૈ–તો તૂઝે જો તેરા જાં પ્યારા હો તો જરા સમાલકે મુહસે જબાં ખોલ," એમ કહી નંદકુંવરના વિચિત્ર જવાબથી ખીજાયલો સ ત્રી વધારે પાસે આવ્યો.

" ખાંસાબ, કયા દેખતે હો કરીબ આકર ?"

" ઔર કયા દેખે–તેરી કમનસીબી."

" અજી, મેરી કમનસીબી દેખકર તુમ કયા કર સકોગે ?–મેરી કમનસીબી મેરી પાસ ઔર તુમારી બદસૂરત તુમારે પાસ," આટલું બોલી નંદકુંવરે પૂંઠ ફેરી ચાલવા માંડયું.

ખાંસાબ નંદકુંવરનું રૂપ જોઈ કયારના ય લે'–લટ્ટૂ–તો બન્યા જ હતા, પણ કૃત્રિમ દમામ બતાવી રહ્યા હતા.

આમ હાથવેંતમાં એક સ્વરૂપવતીને સકંજામાંથી સરકી જતી જોઈ ખાંસાબ ઊછળ્યા ને તેની પૂંઠે પડી ફટ દેતું કે તેનું કાંડું ઝડપી લીધું. કાંડું પરપુરૂષના પંઝામાં ઝડપાતાં જ નંદકુંવરે ચિત્કાર કર્યો, " ચોર–ચોર !"

ખાંસાબે ભયના માર્યા નંદકુંવરનું કાંડું છોડી દીધું ને હોઠ પીસી બોલવા માંડયા, " અબે, પગલિ, ચીલ્લાતી કયોં હૈ–કહાં હૈ ચોર ? દેખતી નહીં મૈં તો સંત્રી હૂં સંત્રી ?" એમ કહી સંત્રી માર્ગ રોકી ઊભો રહ્યો.

નંદકુંવરે છણકો કરી બોલી, " અજી, સંત્રી હો કિ–મંત્રી–મુઝે ઉસસે કયા નિસ્બત ?"

" અચ્છા, અચ્છા. મુઝે યકીન હૈ, કિ જબ તૂં હમારા કામ ઔર નામ સુન લેગી–તબ તબ તૂં હમારી સાથ નિસ્બત રખ્ખનેકો ખુદબખુદ તલબગાર રહેગી. "

" આપકા નામ ? "

" હાં–ઐસા કૂછ પૂછ લે યહ તેરે ખાદીમ–ગુલામકા નામ હૈ તેગેતબાહ ! " ખાંસાહેબે નામ કહી માનુનિમદમર્દન કરતા હોય તેમ મુછો પર તાવ દેવા માંડયા–ને અરતવ્યસ્ત એકમેકમાં ગૂંચવાયલા મૂછના બાલના લછ્છાને ઠીકઠાક કરી વળ પર વળ ચઢાવવા માંડયા. જોતજોતામાં ખાંસાબ તેગેતબાહની મૂછ મૂષકપૂછ જેવી ટટાર ને અણીદાર બની ગઇ.

તેગેતબાહનો રસ, પ્રચૂર ને પ્રવાહી બનવાની તૈયારીમાં હતો, એ અરસામાં જ એક બીજા સંત્રીએ ત્યાં દેખા દીધી.

" અજી, કયા કરતે હો–પહેરા ભરતે હો કિ ઇશ્કકી ગુફ્તગો?" આવનારે કટાક્ષપૂર્ણ પ્રશ્ન પૂછ્યો. પણ પ્રેમની સરણીનું પ્રથમ પગથિયું વટાવી રહેલા તેગેતબાહથી તેની તે વ્યંગોક્તિ ન સહેવાઇ. એટલે તેણે તેના પર પોતાના હાથમાંની ખુલ્લી તલવારનો એક વાર કર્યો. જો આગંતુક નવીન સંત્રી બે ડગલાં પાછળ ન હઠી ગયો હોત તો તેનો ખસુસ ખભો વઢાઇ જાત.

આગંતુક સંત્રી તેગેતબાહના આવા અણધાર્યા વિચિત્ર વર્તનથી છેડાયો, ને તેણે પણ દ્વિગુણિત બળથી ને ક્રોધથી એક એવો તો સખત ઝટકો માર્યો કે તેગેતબાહનો માથા પરનો સાફો કાપી નાંખ્યો.

બાજુમાં અત્યારસુધી મૌન ઊભેલી નંદકુંવરે જોયું કે, જો પોતે આ બે ઇશ્કી–તીસ્માર‍ખાંની તકરારમાં વચ્ચે પડી સમાધાન નહીં કરે તો હમણાં લોહી રેડાશે ને ધડથી માથાં છૂટાં થઇ જશે. ચતુર નંદકુંવર આમ સારાસારનો નિર્ણય કરી બન્ને સંત્રીની વચમાં આવી ઊભી રહી.

અરે, નાજની તૂં દૂર હઠ જા!"

"નહીંજી, મૂઝે હી ખતમ કર ડાલો કિ, આપકા ઝઘડા મીટ જાય!"

"નહીં-નહીં-હમ ક્યા ઐસે નામર્દ હૈ કિ, એક નોંધાર ઔરતકી ઉપર હાથ ચલાવે?"

"તો પીછે તકરાર ક્યોં કરતે હો! મૈ ખુદ હી ચલી જાતી હૂં." આમ બોલી નંદકુંવરે ચાલવા માંડ્યું. બન્ને સંત્રીઓ તેનો માર્ગ અવરોધી પોતાની તલ્વારની ચોકડી કરી ઊભા રહ્યા, અને આપસ-આપસમાં સમજુત કરવા લાગ્યા.

"અજી, હાથસે ચલા જાયગા!"

"મૈં ભી યેહી કહતા હૂં કિ-બુલબુલ અભી ઊડ જાયગા!"

"હાં, બરાબર હૈ. તો આપસઆપસમેં ઝઘડના ક્યા ઠીક હૈ?"

"નહીં બીલ્કુલ નહીં-મગર......" આગળ બોલવા જતાં નવીન સંત્રીને અટકાવીને તેગેતબાહે કે ક મીઠો એવો તો કસ્મો કાનમાં ગુસપુસ કરી પઢાવી દીધો હતો કે, તેણે એક ખૂંખારો ખાધો ને બોકડાના પૂછડા જેવી મૂછ પર તાવ દેવો શરૂ કરી દીધો ને બોલ્યો.

"યે હૈ બાત?"

તો ઔર ક્યા?"

"અચ્છા-અચ્છા, તેગેતબાહ તૂ ઇનકું પહિચાનતા હૈ કિ?" જંગેજહાંએ બનાવટ શરૂ કરી.

"હાં કમનસીબી ઇન્કા નામ હૈ"

"અચ્છા, મગર તૂં એક બાત જાનતા હૈ સારા પટ્ટન શહર જાનતા હૈ ઔર તૂં ના બોલતા હૈ!

"અજી, મૈં જાનતા નહીં પીછે કૈસે 'હાં' બોલ સકૂં!'

"એક ઔરતને અપને ખાવિંદકા ખૂન કીયા હૈ."

"એં–એં–ખૂન ?"

"હાં–હાં ખૂન ! ઔર બાત તાજ્જુબકી હૈ કિ ઉન્કા ભી નામ કમસીબીહી હૈ !" આમ બોલી જંગેજફાએ નંદકુંવરની સામે ગર્વથી દૃષ્ટિ ફેંકી. ચતુર નંદકુંવર પણ સમજી ગઇ કે, બન્ને હરામજાદાઓએ તેની સામે દગલબાજી ને ચાલબાજી બિછાવવા માંડી છે, એટલે તેણે પણ કૃત્રિમ ઊતરેલું મોઢું બનાવી દીધું ને આર્જવતા કરવા માંડી, "અજી મુઆફ કીજિયે !"

"મુઆફ !–તેગેતબાહ, ઇન્કો મુઆફ કીજિયે, મુઆફ !"

"અજી, ઐસે ખૂનીકો મુઆફી દેના કયા અપના કામ હૈ ? મુઆફ કરના યા તો ઇન્સાફ દેના મહારાજ કુમારપાળકા કામ હૈ.

"અજી, મૈં ઐસી ભીખ માંગનેકો નહીં આઇ હૂં !" નંદકુંવરે રૂવાબમાં સુણાવી દીધુ.

"જંગેજફા, સૂના કિ ? યહ તો ઔર કીસમકી ભીખ ચાહતી હૈ !"

"અચ્છા, ઇનકો પૂછેં તો સહી કિ વોહ કયા ચહાતી હૈ–તેરા નામ કયા હૈ ?"

"એક દફા બોલ દીયા વોહ નહીં સૂનતે હો કિ કમનસીબી ?"

"અરે કમનસીબી તે કૂછ નામ હૈ ?–કિ હમારી તૂં દિલ્લગી કરતી હૈ નાજની ?"

"ખાંસાબ, મેરે બાવાકી હૂં દિલ્લગી ઔર મેરી ગુવાકી મૈં કમનસીબી."

જંગેજફા તેગેતબાહના નામાભિધાનના વિષયાંતર થતા સંવાદથી જરા વધારે પડતો અધીરો બન્યો ને બોલી ઊઠયો, "અજી, નામસે

અપનકું ક્યા કામ હૈ. સીધા હી પૂછ લો—અરે, ક્યા તેરી શાદી હુઇ હૈ ?"

"ખાસાબ, મેરે જૈસી ખૂની ઔર કમનસીબી ઔરતકી સાથ નિકાહ પઢે કોન ?"

"અરે, કોન ક્યા ? મૈં પઢ લૂં ચલો !" જંગેજફાએ ચણ્ણાના ઝાડપરથી કૂદકો માર્યો.

તેગેતબાહે જોયું કે આ આખું કહોળું દાળમાં ગળી જશે તો આપણે રખડી જઇશું ને શાદીના મુરતિયામાંથી બાતલ થઇશું. એટલે તે આગળ આવ્યો અને બાજુમાં ઊભેલા જંગેજફાને જરા ખભાથી દુર હડસેલી મૂછ પર વળ ચઢાવી બોલ્યો, "અરે, શાદી હમારી ભી કહાં હૂઇ હૈ ! ઔર દેખ નાજની જરા ધ્યાનસે, કિ યહ મેરી મૂંછમેં એક ભી સુફેદ બાલ નહીં હૈ—ઔર ઇન્કી......"

જંગેજફા તેગેતબાહની આ નિંદાથી ખીજાયો ને બોલ્યો, "અચ્છા, અચ્છા, ભોલીભાલી ઔરત કો સમઝાના ઠીક હૈ—મગર જો તૂં શેરકા બચ્ચા હો તો ચલ, આ જા, અપન લડ લેં—જો જિતેગા વોહ યહ નાજની કા માલિક બનેગા—ઠીક, ઠીક કહતા હૂં મૈં કિ, મહરબાની કરકે—જો તુઝે તેરા જાં પ્યારા હો, તો અબસે મેરી કાલી–ધોલી મૂછોકી બાત છેડના હી નહી—યા તો મેરી દિલ્લગી કરનેમેં તૂં સાર નહીં નીકાલેગા, હાં......"

"દેખા–દેખા–તૂં ક્યા કરેગા ? જો સચ્ચી હૈ વોહ હમ કહતે હૈ ! ક્યા તેરી એક બાજૂકી કાલી નહીં હૈ ઔર દુસરી બાજૂકી ધોલી......" તેગેતબાહ આગળ બોલે તે પહેલાં તો જંગેજફાએ એક તલ્વારનો ઘા કર્યો ને તેગેતબાહે પણ તલ્વારથી હરિફની શમશેરનો ઘા પાછો વાળ્યો-તલ્વાર પર ઝીલી લીધો. જોતજોતામાં તો બન્ને ઇશ્કીટટ્ટુ મૂર્ખ સંગ્રીઓએ દ્વન્દ્વ યુદ્ધ જમાવી દીધું.

યુદ્ધમાં મશગુલ બનેલા તેગેતઆહની ભેટમાં લટકતી જેલખાનાની કૂંચી ઊછળીને દૂર જમીન પર જઈ પડી. આ દ્વન્દ્વયુદ્ધના અણકલ્પ્યા દશ્યથી ગભરાયલી નંદકુંવર નાસવાની તૈયારી કરતી હતી, પણ એટલામાં કૂંચી પર તેની નજર પડી તે તેણે જમીન પરથી ઉઠાવી લીધી. તે જેલખાનાના સળિયા પાસે ગઈ. જેલના સળિયાની પાછળ બે વ્યક્તિ પુરાયલી હતી.

"કોણ ?" અજયે પૂછયું.

"ન ઓળખી ? નંદકુંવર."

"આ તારા હાથમાં શું છે ? જેલના દરવાજાની કૂંચી લાગે છે. વારૂ, લો વગર વિલંબે તાળું ઉઘાડી નાંખ ને તું સાવતી થઈ જા—પછીનું પુરાણ અમારે માથે."

"અરે, પણ અનંતા ને મહીપાળ કયાં ?"

"એમને બીજે રાખવામાં આવ્યા છે—પણ અમે છૂટી એને છોડવશું......" એમ બોલી અજયે બાજૂમાં બેઠેલા ચાહડ તરફ દૃષ્ટિ કરી, ને કહ્યું, "ચારૂભટ્ટ–ઊઠો ત્યારે."

નંદકુંવરે પોતાની દીકરી અનંતાની પ્રાણરક્ષાની આશામાં તુરંગનું તાળું ખોલી નાખ્યું.

અજય અને ચાહડ બન્ને કેદખાનામાંથી પલાયન કરી ગયા. યુદ્ધે ચઢેલા સંત્રી લડતાં લડતાં તુરંગની ડાબી બાજૂના ઉજ્જડ મેદાન સુધી પહોંચી ગયા હતા, એટલે બે કેદી તેમની નજર ચુકાવી નિરાંતે નાસી જાય છે એ તેમના જોવામાં ન આવ્યું.

આ સારો લાગ જોઈ નંદકુંવરે પણ નાસવા માંડયું. એક બાજુ તેગેતઆહનું મૃત્યુ ને જગેજહાનો વિજય, બીજી બાજુ વિજયી જગેજહાનું નંદકુંવર તરફ આવવું ને નંદકુંવરને નાસતી જોવી.

જંગેજહાએ બમણા વેગથી દોડી નંદકુંવરને પકડી પાડી ને પૂછ્યું, " અરે, શીરીં ભાગતી કહાં હૈં ? "

' અજી, ચલો–ચલો યહાં અબ કૈરના અમ લાઝિમ નહીં હૈં."

" ક્યોં ? "

" અજી, ચલો મેરે મકાં પર નિકાહ પઢ લેં અપન–ઓર શાદી કર લે."

" મગર મેરે હાથસે ખૂન......"

" તો મૈં વોહી કહતી હૂ કિ ચલો. અબ મેરે મકામેં છીપ જાવ–સારા પટ્ટનમેં તુમારા કોઈ નામ નહીં લે સકેગા–જો યહાં અબ એક દમભર ભી રહેંગે તો અપ દોનુંકા જાં મુશીબતમેં આ ચડેગા–ચલો–ચલો......"

તેગેતબાહના પ્રેમાંધદશામાં કરાયલા ખૂનથી ગભરાયલા જંગે-જહાએ સંત્રીની અદા કરવાની બધી યે ફરજો વિસારે પાડી, ન છૂટકે નંદકુંવરની પાછળ પલાયન કરવા માંડયુ.

નંદકુંવર પોતાના મકાનમાં ખાંસાબને લઈ આવી અને બહારના દીવાનખાનામાં તેમને રાહ જોવાનું કહી પોતે અંદરના ઓરડામાં ચાલી ગઈ.

ખાંસાબ મનમાં વિચાર કરતાં'તા કે, " બ્હોત બૂરા હો ગયા–ક્યા મૈંને ખૂન કિયા ?–તેગેતબાહકા ? પ્રેમકે બારેમેં ? પરવરદીગાર !–તોબાહ !—તોબાહ ! "

નંદકુંવરે અંદર જઈ બનુજીને બૂમ મારી બનુજી આવ્યો; ને નંદકુંવરે કહ્યું, ' બનુજી, એક પાગલ મારી પાછળ પડયો છે–તેને કાઢવો પડશે–પણ હમણાં નહીં. પહેલાં પાણી લાવ–લાવ–આ બધો ઠાઠ ઉતારી નાંખું ! "

બનુજી પાણી લાવ્યો ને નંદકુંવરને તેનો સજેલો ઠાઠ ધોવાતાં

અસલ પાછી ભુટ્ટી નંદકુંવર બની ગઇ, અને બોલી, ' ચાલ, પેલા ઉલ્લુને બનાવું–માની જાય તો ઠીક નહીંતર જરા તારે ખોખરો કરવો પડશે એને માટે સજ્જ તત્પર રહેજે. "

એમ કહી નંદકુંવર બહારના દીવાનખાનામાં આવી ને જંગેજફ્ફાને પૂછ્યું, " અજી, આપ કૌન હો ? "

" અમ્મા ! મેરા નામ જંગેજફ્ફા હૈ–ઔર મેરી શાદી હોનેવાલી હૈ. "

" અચ્છા–તો પીછૂ યહાં ક્યોં ઘુસ ગયે હો ? "

" યહ મકાંમે હી મેરી શાદી હોનેવાલી હૈ. "

" ક્યા કહા ? યહ મકામે તુમારી શાદી ? અરે, પાગલ હો–કિ ક્યા ? સમઝો, યહ ધર્મશાળા નહીં હૈ ! ચલે જાવ યહાંસે. "

" અમ્મા, મેરી સાથ નાજની–ખુબસુરત ઔરત આઇથી–ઔર વોહ યહ બાજુકે કમરેમેં ગઇ હૈ–મુઝે યહાં રાહ દેખનેકા બોલકર–તો અભી વોહ આવે–બાદ ઉન્કો લેકર મૈં ચલ દૂંગા. "

નંદકુવરે બાજુના ઓરડા તરફ નજર કરી બૂમ પાડી, " અરે, બનુજી ! " બનુજી બહાર આવ્યો ને નમસ્કાર કરી પૂછ્યું, " જી, મને બોલાવ્યો ? "

" હા–હા આ પાગલને મકાનની બહાર કાઢ–શાદી કરવા આવ્યો છે. " એમ કહી નંદકુવર ખડખડાટ હસી પડી.

" ચાલો–નીકળો મકાનકી બહાર ! " બનુજીએ જંગેજફ્ફાને ખભા ઝાલી હલાવ્યો.

" હાજી, જાતા હૂં. મગર મેરી સાથ નાજની આઇથી ઉન્કો આને તો દો–મૈં ઉસ્કો લેકર ફોરન ચલા જાઉંગા. "

" અરે, પાગલ, નાજની કૈસી ઔર બાત ક્યા ? દેખતા નહીં

અંધા હૈ—કિ યહાં તો યહ બુઢ્ઢી અમ્મા હૈ—ઔર ઇન્કા લડકા જૈસા મૈં હૂં ? ઉલ્લુ, કહાં હૈ તેરી નાજની ? "

" મગર બાબા..." જંગેજફાને તેગેતબાહના ખૂનનો પ્રસંગ યાદ આવ્યો.

" અમર-મમર ક્યા ? ચલો નીકલો—નહીં નીકલોગે ? અચ્છા તો દેખો યહ ઘોડા તુમારે લિયે હી તૈયાર કરતા હૂં !"

તલ્વારથી ન ગભરાય એવો સંત્રી જંગેજફા—તેગેતબાહના કરેલા ખૂનના ગુન્હાથી પ્રાણ બચાવવાને માટે ગમે તે સહીસલામત સ્થળે નાસી જઇ છુપાઇ જવાની તીવ્ર ઇચ્છાથી નંદકુંવરનો દાદર ઊતરી સહસા ચાલતો થઇ ગયો, ને રાત્રિથી અંધારી બનેલી પાટણ શહેરની ગલીકૂંચીઓ વટાવી ક્યાંય અદૃશ્ય થઇ ગયો.

" ચાલો, પીડા ટળી—પણ બનુજી હજુ અનંતા ને મહીપાળ કેમ નાવ્યા ?"

" તે તમે છોડાવ્યા હશે તો અહીં આવી પહોંચશે "

" ના—એ તો ન મળ્યા—એટલે મેં અજય અને ચાહડને છોડાવ્યા પણ તેમણે અનંતા તથા મહીપાળને છોડાવવાનું કહ્યું છે. "

" એવા માણસો કહેલું કંઇ જ નથી કરતા ! નંદકુંવર જરૂર એ બે તને બનાવી ગયા."

" તો શું તને એમ લાગે છે કે એ બેને અજય નહીં છોડાવે ?"

" અજય અનંતાને લઇ કદાચ નાસી જશે—પરંતુ એના બાપને તો નહીં છોડાવે."

" ચાલ મને તો નિંદર આવે છે. હું તો હવે ઊંઘી જઇશ—હશે નસીબમાં હશે એમ થશે ! " એમ કહી નંદકુંવર બનુજીથી છૂટી પડી ગઇ.

# પ્રકરણ ૨૭ મું

## તીડા જોષી

પાટણમાં અખ્યાતમાં પ્રખ્યાત જોષીજુવા કહો તો તીડામહારાજ ! મહારાજ સધરાજેસંગ ગુજરાતની ગાદીએ આવ્યા તે અરસામાં મારવાડના દારૂણ દુષ્કાળથી બચવાને અને આશ્રય શોધવાને મહારાજ ભાગ્યા-ભાગ્યા ગુજરાતના પાટનગર પાટણપુરમાં આવી વસ્યા હતા. તેમણે શરૂઆતમાં તો સારી ખ્યાતિ મેળવી હતી પણ સધરા રાજાધિરાજને જ્યારથી એમણે ગાઇ બજાવીને એક દિવસ સુણાવી દીધું કે, તમો મહારાજ નિર્વંશ જશો, અને આપ રાજાધિરાજ પછી પાટણની પ્રભુતા અને સામ્રાજ્યની વિભૂતિ આપનો ભત્રીજો કુમારપાળ વરશે-ત્યારથી રાજાધિરાજ જોષીજુવા પર ખૂબ ખીજાયા હતા, અને ત્યાંથી જ તીડા જોષીની પડતીની પડઘમ વાગવા માંડી હતી.

જેવા રાજાધિરાજ નિર્વંશ સ્વર્ગે સિધાવ્યા તેવા જ ધોયેલા મૂળા જેવા-જોષીજુવા પણ નિર્વંશ જ સ્વર્ગે સિધાવશે એમ તેમની જન્મકુંડળી બોલતી હતી.

એમના બાપ-દાદાથી જ નિર્વંશ સ્વર્ગગમન કરવું-એમ પેઢી

દરપેઢી ચાલતુ આવ્યું હતું. જોષીજીવાના દાદાને ફરજંદ ન્હોતું અર્થાત દત્તકપુત્રથીજ વંશની વેલને પોષી રાખી હતી. જોષીજીવાના બાપા પણ નિર્વંશ જ પાક્યા'તા, એટલે એમણે પણ એક નથ્થનબાવાના ચેલાને દત્તકપુત્ર કરી લીધો'તો–અર્થાત્ " નથ્થનબાવાકા ચેલા " તેજ આપણા તીડાજોષી !

જોષીજીવાની પત્નીનું નામ પ્રેમકોર હતું.

ઘણા ય દોરા–ધાગા કરતાં છતાં ય પ્રેમકોરને રક્ષાબંધન કે ખોળો ભરવાનો અવસર ન આવ્યો.

જોષીજીવાની પાસે પાંચ પૈસા સારા હતા–પણ પૈસાનો ઉછાળનારો ન્હોતો તેનીજ મહારાજને રાત ને દિ, મૂંઝવણ થયા કરતી.

ઘરમાં એક થાનક હતું તેમાં માજીની થાપના કરેલી હતી. માજીની સામે અખંડ ઘૃતદીપ પ્રજ્વલિત રહેતો.

સ્થાનકમાં સ્થાપેલી માતા–પ્રતિમા સામે જોષી–જોષણે વંશ રક્ષાને માટે હજારોવાર નાકલીંટી ખેંચી આજીવતા ભરી આરાધના કરી પરંતુ પરિણામમાં તો મોટુ મીડું મળ્યું. આમ છતાં ય જોષીમહારાજ તો પ્રભાતમાં ઊઠતાંની સાથે જ દેવીના દર્શન કરતા–ગૃહદેવીના ભૂલેચૂકે ય નહીં.

જોષીજીવાને આજે કંઈક સ્વપ્ન આવ્યું. તે સવારના ચાર વાગે ઊઠવાને બદલે પોતે–'શ્રી સવાપાંચ,'–અગીયાર બરિકના સુમારે ઝબકી ને જાગી ઊઠયા. જોષણને પણ તેવું જ કંઈ સ્વપ્ન આવ્યુ એટલે તે યે પથારીમાંથી ઊઠી ઓરડામાં આમતેમ ગાંડાની માફક દોડવા લાગી.

જોષી–જોષણ બન્ને જુદાજુદા ખંડમાં શયન કરતા'તા, કારણ બહુધા એમને વરસના ત્રણસે પાંસઠ દિવસમાંથી ત્રણસો ચોવીચોસઠ દિવસ અણુબનાવજ રહેતો હતો.

જોષી પણ પથારીમાંથી સફાળા ઊભા થઇ જઇ ઓરડાની મધ્યમાં બિછાવેલી પથારીની પ્રદક્ષિણા ફરવા મંડી ગયા હતા. આ પ્રદક્ષિણા પણ અર્ધ સ્વપ્નાવસ્થામાં કરતા'તા.

પ્રદક્ષિણા પૂરી થઇ એટલે ઓરડાનું બારણું શોધવા લાગ્યા. બારણું અંતે જડી આવતાં જુવા બારણાની બહાર મેદાનેજંગમાં પડયા ને સામે જ જોષણ અથડાઇ પડી. જોષણનું હાથીના બચ્ચાના સરખું શરીર જોષીને અથડાતાં જ તેમનું સ્વપ્ન તો ક્યાં ય ઊડી ગયું, અને દેખાક ખાઇ બૂમ પાડી ઊઠયા,–

"ઓ, બાપ, રે! ચોર છે–ચોર–ધાજો રે, ધાજો!"

જોષણે જુવાનું કાંડું ઝાલ્યું ને કહ્યું, "અરે, એ તો હું છું–આમ બૂમરાણ શું કરો છો? ઊંઘ ખરાબ થશે તો લોકો ગાળો દેશે, ગાળો!"

જુવાએ બે વાર આંખો ચોળી ને ઉઘાડી, પછી તાકીતાકીને થોડીવાર જોયું ને બોલ્યા.

"કોણ પ્રેમલી? તે સવારના પહોરમાં કેમ ટળી છો સામે?"

"સવાર ક્યાં થઇ છે? બારીએ જરા નજર તો કરો. હજુ તો ઘણી રાત છે!"

"તો તમે કેમ આજે આટલા બધા વ્હેલા ઊઠયા છો? કોઇના ટીપણાં–ટપકાં કરવાનાં છે કે શું?

"બળ્યા ટીપણાંને બીપણાં પણ તું મને અથડાઇ જ કેમ? તેં તારું કાળું મોઢું બતાવ્યું જ કેમ?" જોષી જુવા ખીલ્યા.

"મારું તો ગોરું છે કાળું તો તમારું છે–લ્યો આપું આરસી જોવા!"

"કાળું મોઢું ના સમજી? એં–એં!"

"સમજ્યા, સમજ્યા હવે બેસો છાનામાના!"

"એટલે ?" જોષીબુવા વધુ ખીલ્યા, ખીજાયા ને નાકનું ટીચકું ચઢાવીને બોલ્યા

"કપાળ !" જોષણે છણકો કર્યો.

"તારૂં કપાળ ટાંચું છે—એમ જ હું કહું છું !"

"અને તમારૂં ભાગ્ય બહુ મોટું છે તો સધરા મહારાજના રાજ-જોષી કેમ ન થયા ? હં—હવે બોલોની કેવા ચઠીચૂપ થઇ ગયા—હવે તો કે'—નથી બોલાતું ?"

"અરે, કરક્ષા ! અમારૂં નસીબ નાનું કોણ કહે છે ? તારા ધણીની બીજી જોડ તો બતાવ—જોઇ !"

"અને મારા જેવી પ્રેમકોર તો દેખાડો બીજી !" પ્રેમકોર હતી તો—અભણ પણ બોલવે-ચાલવે ઘણી જ ચકોર હતી. તે પણ ઘણીક વાર પઢો પોપટજી, અચરેઅચરે રામ, જેવા સંસ્કૃત શ્લોકો બોલતી, પણ તેના ઉચ્ચારો શુદ્ધ ને જરા લાડકા હતા.

જોષીબુવા જરાક ઠંડા પડયા ને ગેલ કરવા મંડયા...

"પ્રેમકોર ! તારામાં બ...ધુ છે !"

"તે તો હું જ કહું છું ને !"

"પણ એક જ ખોડ છે કે તું વંશવિનાશિની છે ! પણ એમાં તારો શું વાંક ? મારા બાપાએ મને તારી સાથ મારા લગ્ન મંડાર્યા તે પહેલાં જો તારી કુંડલી જોવા દીધી હોત તો જરૂર હું તો તારી સાથે પાનું ના પાડત—અમારા ગુરૂમહારાજ વંશોચ્છેદન માટે એક શ્લોક કહેતા કે,—

वशस्य विच्छेदनकरः प्रजातश्चन्द्रस्फुजित्पापग्रहा क्रमेण ।
खंदार सौख्येषु युतास्तथैव लग्नेश्वरे चन्द्र सुते न युक्ते ॥

"માળું તારા ભાગ્યચક્રમાં બધું આવું જ કૈંક ભેગુ થયુ છે હો !"

જોષીણુવાએ સંસ્કૃત શ્લોકો બોલી અજાણુ પ્રેમકારને આંજી નાખવાનો પ્રયત્ન કર્યો, પણ ખરૂં જોતાં તો આપણા શાસ્ત્રીજુવાનનું જ જ્ઞાન ઊંડાં સુધીનું હતું. એમના ગુરૂરાજે એમને ગણ્યાગાંઠ્યા શ્લોકો અને કેંક યોગાનુયોગની કૂંચી બતાવી દીધી'તી, જેના પર તેમના આખાય જ્યોતિષીજીવનનો–સ્તંભ રચાયો હતો–ચણાયો હતો.

" બળ્યું એમાં હું તે શું કરૂં ? પણ હું રૂપાળી તો છું ને ? "

" ઓહો, બહુ જ રૂપાળી–જાણે રૂપરૂપનો કટકો –પણ–જો તું જરાક તું વધારે પડતી......" બુવા જરાક બૈરીની રહેમાં ખેંચાયા ને આગળ બોલતાં ખંચાયા.

" હા–વધારે પડતી બોલકણી તો છું જ ને મારૂં બોલકણાપણું તમને પસંદ નથી પડતું. "

" નારે, ના–બટકબોલું બૈરૂં તો ઉલટું વધારે મીઠું મીઠું લાગે છે એંહે–પણ–પણ......"

" પણ–પણ, તે કે કેટલીકવાર સુધી ? કહી નાખોને કહેવું હોય તે જે–મીઠી તો હું લાગું છું ને ? "

" એંહે, બહુ–બહુ મીઠી–સાકર જેવી–પણ તું જરાક–જરાક.."

" જરાક જરાક ના કરો ! કહી નાખો–આજે તો હું વહેલી ઊઠી છું તે વહેલું ઘરકામથી પરવારવું છે. તમારા જરાક જરાકમાં મારૂં તો આખું ઘરનું કામ રખડી જાય છે. "

" લે ત્યારે કહી જ નાખું–જરાક જાડી છો ! "

" બળ્યું–જાડી જાડી ન કરશો મારા બો બાપને હું એકની એક છું !" જોષણ ખીજાઇ "કાલથી ખાવા જ ન આપશો એટલે પત્યું."

" તને તો જરાકે જાણે ન કહેવાય, કેમ ? "

" ના–ના અમને કશું ય નહીં કહેવાનું ! "

" વારૂ, ચાલો કૈં જ નહીં કહીએ–પણ તું આટલી બધી વહેલી કેમ ઊઠી ? "

" મને એક સ્વપ્ન આવ્યું. "

" સ્વપ્નું ? હા–કેવું અને ક્યારે–કેટલેક વાગે ? "

" આ હમણાં જ શરૂ થયું–આ પુરૂં થયું–ને આ ઝબકીને ઓશરીમાંથી ઊઠી ! "

" પણ સ્વપ્નામાં દીઠું શું ? "

" જાણે કે મને રાજાના માણસો કેદ કરી ખેંચી જાય છે ! "

" હા–પછી ? "

" પછી શું ? મેં બહુ જ કાલાવાલા કરવા માંડયા, પણ મારી એક વાત કાને નથી ધરતા–અને મને છેવટે ચોટલો ઝાલીને ખેંચી જવા લાગ્યા. એટલે મેં બચાવવાને માટે તમને બૂમો પાડવા માંડી–એટલામાં તમે આવ્યા ને સિપાઇઓ મને છોડીને નાસી ગયા–કે તરત જ મારી આંખ ઊઘડી ગઇ–પણ તમને સામે ન જોયા એટલે શોધવાને ઓરડામાં હું ભમવા લાગી. "

" અરરરર–બહુ જ ભયંકર હવે એ તો મરી જ ગયા જાણ ! "

" પણ હવે સ્વપ્નું દેખાતું નથી ! "

" પણ ગ્રહ પોતપોતાના ભાવ ભજવવાના એ તો ચોક્કસ ! "

" પણ તમારી હાઝરીમાં કૈં સિપાઇ પકડવાના છે હવે ? "

" પણ રા......ગ્રહ, કૈં તને કે મને છોડવાના છે ? "

" હા–સવારના પહોરમાં ગાળ ન દેશો ! "

" ત્યારે શું પૂજા કરૂં તારી ? "

" પૂજા નથી કરતા તેનું જ આ બધુ પરિણામ છે ? "

" અને તું મારી પૂજા નથી કરતી તેનું જ આ બધું રમખાણ છે!"

" તે દિવસે પેલી અપાસરાની કથામાં તમે જ નહોતું કહ્યું કે,
" यत्र नार्यस्तु पूज्यन्ते तत्र रमन्ते देवताः ॥ "

" હા, હા કહ્યું'તું તેનું છે શું ? "

" તે મુજબ કરતા કેમ નથી ? "

" બધું જ કહેલું કૈં કરવાનું ન હોય, સમજી ? "

" ત્યારે લોકોને સપડાવવાના જ ધંધા કે ? "

" એમાં તું શું નવું કહે છે—અમારા બાપદાદા લોકોને ફસાવવાનો ધંધો કરતા'તા ને અમે તે ખીલવ્યો છે તેમાં તારા બાપનું શું લુંટાઈ ગયું ? "

" ખબરદાર જો બાપ સુધી ગયા તો ? "

" ત્યારે ખબરદાર, જો હવે મારી સામે બોલી તો તારી જીભજ......"

જોષી–જોષણનું વાગ્યુદ્ધનો કલશ ચઢવાની તૈયારીમાં હતો. એટલામાંજ કોઇકે બારણું ઠોકયુ.

" અરે, સાંભળો જરા ! "

જોષી–જોષણે કાન જરા સરવા કર્યા.

" જોષીબુવા ! " બહારથી અવાજ આવ્યો.

" અરે, આ કોનો અવાજ છે ? " જોષી મહારાજ જરા ઊંડા વિચારમાં ગરમ થઇ ગયા.

" જોષીમહારાજ ! જોષીમહારાજ ! જરા બારણું ખોલજો ! "

" અરે, આ તો ચાહડનો અવાજ લાગે છે ! " જોષીનાં ગાત્રો ધીમે ધીમે શિથિલ પડવા માંડયા, અને બીજાઇને જરાક દાંત પીસી

ધીમેથી બોલ્યા, " જોયું ફલ–! હું કહેતો'તો ને કે ગ્રહ એનો ભાવ ભજવશે–માર્યો ઠાર ! "

" પણ એમાં આટલા બધા હાંફળાહાંફળા શું થઇ ગયા વારૂ ? "

" તું એને ઓળખે છે ? "

" ઓળખ્યા હવે–આખું પાટણ કહે છે તે સધરાજેસંગનો દત્તક દીકરો ! "

" ત્યારે પછી ! "

" પણ એમાં આટલું બધું ચચરી જવાનું શું છે જે વગર શિયાળે ઠુંઠવાવ છો વારૂ ? "

" એ મારી પરીક્ષા લેવા આવ્યો લાગે છે ? "

" તે પરીક્ષા આપજો–કયાં અભણ છો જે મૂંઝાવ છો, આપ ?"

" શું મારૂં કપાળ પરીક્ષા આપું ? "

" પંડિતના દીકરા' થઇને આમ કપાળ શીદને કૂટો છો ? જો કપાળજ કૂટવું'તુ તો જખ મારવા જોષી થયા ? તમે તો પરણ્યાની પહેલી રાતે કહેતા'તા કે, "અમે તો કાશીમાં ભણી સર્વ શાસ્ત્રવિશારદની પદવી પ્રાપ્ત કરી છે–તો કયાં ગયું તે બધું કાશીનું જ્ઞાન વારૂ, પણ તમે તો ચાહડ રાજા થશે એમ કહ્યું'તુ ને ? "

" હા, પણ એના તગદીરનાં પાસાં પલટાઇ ગયાં ! તે વખતે કહ્યું'તું પણ એના ગ્રહોના ભાવ અત્યારે બદલાઇ ગયા ! તે સમયે ગ્રહો તેજ હતા જે આજે તો ગતિમંદ થઇ ગયા છે. પહેલાં આગ લાગે એવું તો હતુંજ પણ પાણી પાસે હતાં–આજે આગ લાગી છે પણ તે મરુભૂમિમાં અને વળી નિદાઘકાલે એટલે—"

" એટલે હવે રાજા નહીં થાય એમજ ને ? "

" પણ તારૂં આજે મોઢું સતારમા બતાવ્યું તેનું જ આ બધું તોફાન જાગ્યું છે ! "

" તો હવે તમે કહો તેમ કરૂં ! મ'ફી માગું બીજું શું કરૂં ? "

" કૈંજ નહિં—પણ હવે તું જરા ડાહીડમરી થઇને ઘરમાં છુપાઇ જા ! "

" પણ બારણુંજ ઉઘાડવાની શી જરૂર છે ? "

" શી જરૂર છે—શી જરૂર છે શું કરે છે ? જો નહીં ઉઘાડે તો તોડીને ઘરમાં પ્રવેશ કરશે ! "

" પણ એ ચાહડ જ છે એની ખાત્રી શું ? "

" હા—એ તેં બરાબર કહ્યું—લાવ જરા બારણા પાસે જઇ કાન દઉં ! " એમ કહી જોષીમહારાજ બારણા પાસે આવ્યા અને કાન દઇને ધ્યાનથી બહાર ઊભેલી વ્યક્તિની વાત સાંભળવા લાગ્યા.

બહાર વાર્તાલાપ ચાલી રહ્યો છે કે,—

" સાળો ધૂતારો એમને એમ નહીં બોલે ! "

" તો પેલો પત્થર તોડવાનો હથોડો લાવ્યો છે ને ?—કર તેનો ઉપયોગ ! "

" પણ પાડાપડોશી જાગી ઊઠે તેનું શું ? "

" જાગશે ત્યારે જોઇ લેવાશે—ક્ષત્રીબચ્ચાને ભય શો ? ભયને ભાગવા એક ટાંમઠી, એક લાઠી કે એક તલ્વાર બસ છે ! "

" ના—ના એમ તો નહીંજ—લાવ બૂમ પાડવા દે—એલા કોઇ ઘરમાં જીવતા છો કે નહીં ? "

જોષીમહારાજ અંદર દોડયા ને બૈરીને નમસ્કાર કરી કહેવા લાગ્યા, " હું તો થાક્યો તારાથી !—તું ઝટ ઘરમાં જા ! બારણું તો ઉઘાડવું જ પડશે. પેલો ચન્દ્રમુખીનો ગ્રાસ કરનાર રાહુ પણ સાથે આવ્યો જણાય છે ! "

" પણ એ તો બન્ને કેદખાનામાં હતા ને ! "

"કોણ જાણે નાસી આવ્યા હશે પહેરેગીરોને હાથતાળી આપીને! વારુ, તું ઝટ ઘરમાં પેસી જા—જો પડસાળમાં, ઘરમાં, રસોડામાં કે કોઠારમાં—અરે, છેવટે ક્યાંય ન ફાવે તો આપણી પછીતના વાડાના કૂવામાં!—પણ જો, ભૂલેચૂકેય બહાર ડોકું ન કાઢીશ, નહીંતર મારી બ્રહ્મપ્રતર પેઢીની આબરૂ ઊખી વળી થઈ જાણ! જો તું સતી......ખુંખારો સરખો મા કરીશ! જા, ડાહી થઈ જા.

કોણજાણે શાથી પણ જોષીણુવાના સ્ભાષણથી આજે તો પ્રેમકોર ઝટ ઘરમાં પેસી ગઈ.

જોષીમહારાજે અડધી બામણવિદ્યા ને અડધી વાણિયાવિદ્યા કરવા માંડી. ખુંખારા ખાવા માંડયા ને વચમાં વચમાં મોટે સાદે બોલવા માંડયું, 'એ જે હોય તે ભાઇ, ઘર ભૂલ્યા લાગો છો ઘર! વેલાસર સમજી આબરૂમાં ચાલ્યા જાવ!—નહીંતર ખાના-ખરાબી થઇ જશે! એલા માથું મેલવા આવ્યા છો કે લેવા?"

આમ કંઈક ગાંડુઘેલું જોષીબુવાએ બબડી નાંખ્યું. પણ બહાર ઊભેલા રજપૂત બચ્ચાઓ કંઈ એમ હઠી જાય એવા ન્હોતા. બહારથી જવાબ આવ્યો.—

"એ મહારાજ બામણવિદ્યા રહેવા દો, ને બારણું ખોલો."

'અને ઉદયનના દીકરાને ઓળખો છો ને?"

જોષી સમજ્યા કે હવે વધુ રંગ કરવામાં આપણી ખોપરી રંગાઇ જશે, એટલે આસ્તે રહીને દ્વારને અર્ગલમુક્ત કર્યું.

"ઓહોહો! ચાહડમહારાજ! ચાહ......" વચમાં જ ચાહડે જોષીના મોડા પર હથેલી દાબીને તેને આગળ વધુ શબ્દોચ્ચાર કરતાં વાર્યો, અને કહ્યું, ચૂપ!—જો એક પણ શબ્દ આગળ બોલ્યા તો આ તલ્વાર ને તમારી જીભ બેમાં થયાં જાણજો—ચાલો, ઘરમાં—દ્વાર વાસો કે નિરાંતે વાતો કરીએ."

ચાહડને જોતાં જ જોષીભુવા તો ક્યારનાય ડઘાઇ ગયા હતા, એટલે અત્યારે પણ વગર આનાકાનીએ, તેમણે દ્વાર વાસ્યું ને બધું મંડળ ઘરમાં ચાલ્યું. ચાહડે એક ગાદી પર આસન લીધું. બાજુમાં અજય અને બીજે આસને સામે જોષી બેઠા.

" કેમ મહારાજ ! કુશળ તો છો ને ? "

" હા–કુશળમાં કેદખાનું–ને નસીબમાં છે હવે નાસતા ફરવાનું ! "

" એમાં ગભરાવ છો શું ગૂર્જરપતિ ? સધરાજેસંગ જીવતે કુમારપાળને કાં નાસતા નહોતું ફરવું પડયું ? અને હજુ કયાં રાજ્યાભિષેક થઇ ગયો છે જે આમ હીંમત હારી જાવ છો ? એ તો પેલો રિવાજ. તે મારવાડીએ લખ્યું હશે જે કુમારપાળને ગાદીવારસનું રાજતિલક કરજો એટલે, એ મુંડકાએ રાજતિલક કરી દીધું–પણ હજુ કુમારપાળ ને ઠરી ઠામ બેસવાની ઘડી નથી આવી કારણ......"

ચાહડે વચમાં જોષીભુવાને ખાળ્યા ને કહ્યું.

" એ કારણમારણ રહ્યું, તમારૂ પણ ભવિષ્ય જ્ઞાન સાચું કે, પેલા તમારા માસીના દીકરા ભૃગુકચ્છવાળા ઉદ્ધડજોષીનું ખરૂં ? "

" મહારાજ ! એનું નામ જ જૂઓને ઊંધડ ! "

" નામને રડવું છે ? કામ જોયું ? આ કુમારપાળને શુકન જોઇ કહ્યું કે, રાજા થશો આપ અને તમેય મને કહ્યું તું કે, રાજા થશો આપ ! "

" પણ મહારાજ તે વખતના ગ્રહભાવ અનુકુલ હતા અને આજે તે પરિવર્તીત થઇ બેઠા છે, "

" શું એટલામાં પરિવર્તન થઇ ગયુ ? બ્રાહ્મણ, ફેંકે ન રાખીશ, નહિંતર આ તલ્વાર ને તારૂં માથું–કોની સામે બોલે છે એ ભાન છે ? " ચાહડની પડખે બેઠેલા અજયે જરાક ટટાર થઇ ભુવાને ધમકાવવા માંડયા.

જોષીમહારાજે ગળગળે સાદે બોલવા માંડયું, "રાજન ! હું કંઇ મારા ઘરનું લાવીને અડાવું છું ? જુઓ રાજેશ્રી ! એક શ્લોક છે જે બરાબર આપને અત્યારે લાગુ પડે છે, અને તેથી જ આપને કેદખાનું ભોગવવું પડયું."

ચાહડે ભ્રમરો સંકુચિત કરી પૂછયું. "શું કહ્યું ? શ્લોક ? ભણો તો જાણું–શું છે તમારા શ્લોકમાં !"

બુવાએ શ્લોક યાદ કરવાને માથું ખંજવાળવા માંડયું અજયે ચારે બાજુ જોષી મહારાજના મકાનમા નજર ફેરવવા માંડી ને કંઇક વિચાર આવતાં પૂછયું પણ ખરૂ, "જોષીમહારાજ ! આપનાં ગૃહિણી કયાં ગયાં ?"

ચાહડે વચ્ચે જ જવાબ આપ્યો, "રહેવા દેને આપણે એમનાં ગૃહિણીની શી પંચાત ?"

"નારે, અમારા અન્નદાતા છો, ધારો એ પૂછવાનો અધિકાર છે. હું એ તો પિયેર ગયાં છે બાપુ !" બુવાએ ટાઢે પાણીએ ખસ કાઢી.

"કેમ, શ્લોક સાંભર્યો કે નહીં ?"

"હા–હા એજ હું યાદ કરૂં છું !"

અજય વચ્ચે બોલ્યો "જોષીબુવા ! વખતે એ ભણાવવામાં જ નહી આવ્યો હોય–નહીંતર શ્લોકોને બ્રાહ્મણની અડફટે ચઢતાં આટલી વાર લાગે જ શેની !"

"એ અજયકુમાર ! એમ મશ્કરી કરી મારા ગુરૂનામને લજાવશો મા, લ્યો આ યાદ આવ્યો સાંભળો, કેદખાનાનો છે—

क्षीणे शशाके भृगुजे कलत्रे लग्नेशनो भ्रंश दशान्वितस्यात् ।
लग्ने शनोकर्मगते शशाके शुक्रे क्षिते वा यदि बन्ध मोक्ता ॥

અર્થાત્—ચન્દ્રમા ક્ષીણ હોય–શુક્ર સાતમા ભુવનમાં હોય અને લગ્નમાં શનિ હોય, કર્મભુવનમાં ચન્દ્ર હોય અને તેના ઉપર રાજન !

જો શુક્રની દૃષ્ટિ હોય તો મહારાજ! અવશ્યમેવ કેદખાનામાં તેને સડવું પડે ! !

ચાહડે અજય તરફ જોયું " અજય ! જોષીબુવાએ યોગો તો સચોટ બતાવ્યા હોં ! "

" બરાબર છે–પણ બુવા ! હવે કંઇ શુક્કરવાર વળે એમ જણાય છે તમને ? "

" હા–હા–રાજન ! તે પણ હવે ભેદી નાખું. "

" આમ કહી જોષીમહારાજે આંગળીના વેઢા ગણવા માંડયા. અને બહુજ વિચાર કર્યા બાદ કહ્યું, " એક યોગ છે હજુ ! " ચાહડે આતુરતાથી પૂછ્યું, " અને તે કેવો છે ? "

" વળી રાજાધિરાજ થાવ એવો મહારાજ ! "

અજય વચ્ચે બોલ્યો, " બ્રહ્મદેવ ! સત્ય વેણ કાઢજો નહીંતર હોં...... "

" અરે, રાજન ! વારેવારે કંઇ એવા યોગ નથી પ્રાપ્ત થતા. "

ચાહડે વચમાં જ અજયને સૂચના આપી દીધી. " અજય ! હવે વચમાં બોલીશ ના, કારણ બુવાની જ્ઞાનજોત અત્યારે ઝળકી ઊઠી છે–આપણી વાતનું નિરાકરણ કરી લેવા દે ! વારૂ, ત્યારે જોષી બુવા એ યોગ ક્યારે આવે છે ? "

" અરે, રાજન ! આ આજનું સવાર થયું કે ખલાસ ખેલ ! "

" એટલે કે અત્યારે જ ઉપડો. જયસિંહ મહારાજના સભા–ભુવનમાં ? "

" ત્યાં શા માટે ? "

" રાજન ! સિંહાસનને વેદીથી ભ્રષ્ટ કરો એટલે થયું ! "

" શું ? ભાંગબાંગ તો નથી ચડાવીને બુવા ? "

" અરે રાજન ! કહું છું જે પ્રાણ હરી લ્યો ! "

" પ્રાણ કોના ? "

" જયસિંહ મહારાજના સિંહાસનના. "

" હેં ! વળી પથ્થરના સિંહાસનમાં તે પ્રાણ શા ? "

" રાજન ! વેદી પર સ્થાપન કરતી વખતે એમાં પ્રાણપ્રતિષ્ઠા કરાય છે એ વાત ભૂલશો મા ! એ સધરામહારાજના સિંહાસને અક્ષત્રિય ન શોભે

" અને બેસે તો ? "

" ફરી બંધાય-પેલા શ્લોકમાં નહીં કહ્યું રાજન ! "

" વારુ, તો કરવું શું હવે ? "

" કરવાનું એજ કે કોઈપણ હિસાબે એ સિંહાસન વેદીથી ભ્રષ્ટ થવું જોઈએ ! "

" જુવો ! એમાં આપણું શું વળ્યું ? "

" અરે, રાજન ! એ શું બોલ્યા વારુ ? સિંહાસન વેદીભ્રષ્ટ થશે તે જ ઘડીએ ક્ષત્રિયવંશ-વારસ ભ્રષ્ટ થયા જાણો. આ કંઈ ટીંઢા પહોરનાં ગપ્પાં નથી. જાવ, ને ન થાય તો મારી ગરદન વાઢી નાખજો-પણ અમારા બ્રહ્મવાક્યમાં આમ વારંવાર અણવિશ્વાસ કરવો એ ઉચિત નથી મહારાજ. "

" બીજા કંઈ યોગ છે સારા ? "

" શાસ્ત્ર ચાલનમાં અત્યારે એક માસ પર્યંત આપને વિજય-પ્રાપ્તિ થાય એવા યોગો છે કારણ...... "

" અરે, કારણ સાંભળવાની નવરાશ નથી-હમણાં તો તમે કાર્ય જ બતાવે રાખો. " આમ કહી ચાહડે અજય તરફ દૃષ્ટિપાત કર્યો ને કહ્યું,

" અજય ! સાંભળ્યું ને ? "

" હા, સાંભળ્યું–ખંભાત જવાની તેથી જ આપણને મતિ સૂઝી છે " ચાહડના પ્રશ્નનો અજયે જવાબ તો આપ્યો, પણ તે જોષી ના કથન પર કંઈક વિચાર કરી રહ્યો હતો.

જોષીમહારાજ અજયની વાત કંઈક સમજી ગયા અને તરતજ બોલી ઊઠયા, " મહારાજ ! યથાર્થ છે–યથાર્થ છે ! "

અજયે કહ્યું, " અરે, પણ વાત સમજ્યા વગર શું યથાર્થ છે ?"

" અરે, રાજન ! અડધી વાત તમારા શબ્દોએ સમજ્યો, અને અડધી વાત ગ્રહો આવી કહી ગયા ! જો; આજ્ઞા હોય તો કહું ! "

" કહો ! "

" સિંહાસન ઉથલાવો અહિંયા–ને માથું શણગારો સ્તંભતીર્થે. અભિષિક્ત થવાનો યોગ એ ભૂમિમાં છે. "

" તો સિંહાસનને આસન–ભ્રષ્ટ કરી અહીં રહેવું કે નહીં ? "

" ના ભૂલેચૂકેય નહીં મહારાજ ! કારણ એના એજ બંધનયોગ અહીં પાટણમાં રહેવાથી કદાચ ફરી સતાવે તો કંઇ ના પડાય ? માટે મારૂં ગરીબ બ્રાહ્મણનું માનો તો–કેવલ મારો બતાવેલો શુભયોગ સાધ્ય કરી અહીંથી કોઇક સહિસલામત સ્થાને સિધાવી જાવ. "

" અજય ! બ્રાહ્મણ ઢોંગ કરતો હોય એમ નથી લાગતું. માગો સત્ય કહે છે, કારણ આપણે તો રાજકેદી. માટે એ કહે છે એટલું કરીએ ને પછી પંથે પડીએ. "

" હા ચાલો ઊઠો ! " અજય ઊભો થઇ ગયો, ચાહડ પણ ઊભો થયો. બન્નેએ ચાલવા માંડયું. ચાહડને કંઇક યાદ આવ્યું, તે પાછો ફર્યો ને કહ્યું, " અરે બ્રાહ્મણને દક્ષિણા તો દેવી જોઇએ. " એમ કહી તીડા જોષીના હાથમાં એક નિષ્ક મૂકી.

જોષી મહારાજ ખૂબ ખુશ થઇ ગયા, પણ એક બાજૂ તો કાળજુ ધડકતું જ હતું.

ચાહડ અને અજય બન્ને બહાર નીકળ્યા—ચાલતાં ચાલતાં અજય બોલ્યો, " મંત્રી ! સિંહાસન ભ્રષ્ટ કરો કે ગમે તે, પરંતુ જ્યાંસુધી પાટણમાં મંત્રી ઉદયન જીવે છે ત્યાંસુધી આપણે કોઇ પણ હિસાબે ફાવી શકીએ એમ મને તો નથી લાગતું. "

" તો કરવું શું ? "

" પેલા ગઢવીજીએ એક દિવસ કહ્યું'તું તેજ ! "

" શું ! પિતાજીનું......? "

" અજય ! મારાથી એ નહીં બને ! "

" બરાબર છે—વાણિયાના એ કામ નહીં—એ તો કારભારું જ કરી ખાય. અવસર આવવા દે—જે તારાથી નથી થતું તે હું એક દિવસ કરી બતાવીશ, અને જો તારી રજા હોય—સંમતિ હોય તો અત્યારે કરી બતાવું. "

" હું તો રાજભવન તરફ જાઉં છું—બાકી તને યોગ્ય લાગે તેવું કર.—પણ પાછા પોતપોતાનાં કાર્ય સાધી મળશું કયાં ? "

" કિલ્લા આગળ—હું સર્વ જરૂરી સાધનો સાથે આવી પહોંચું છું ત્યાં. પણ સંભાળજો. જે કરો તે સાચવીને, જોઇ વિચારીને ! "

" વારૂ, એ બાબત નચિંત રહેજો. કિલ્લા આગળ ભેગા થઇશું. " બધી વાત કરવા છતાંય અજય કોઇ ઘણાજ ગંભીર વિચારમાં ગુંથાયલો જણાતો હતો.

આમ વાતો કરી બન્ને પોતપોતાના માર્ગે પડયા, અને અંધકારમાં અદૃશ્ય થઇ ગયા.

# પ્રકરણ ૨૮ મું

## છેલ્લો ઘા

પ્રાચીન ભારતીય શિલ્પકલાનાં પ્રકાશ પાથરતી, ગુજરાતના પાટનગરની પ્રભુતા ભણાવતી, ને ગુર્જરશિલ્પકારોની કલા દાખવતી એક પુરાણી, સુંદર ઇમારત પાસેના નાના ઉપવનમાં મધ્યરાત્રે બે વ્યક્તિઓ ઊભી ઊભી બહુજ સાવચેતીથી વાર્તાલાપ કરી રહી છે.

" જો, કપર્દી, હું હવે પાટણ છોડી તો જાઉં છું એટલે, હવે આપણે પાછા ક્યારે મળીશું તે નક્કી ન કહેવાય. "

" મહારાજને નચિંત રહેવા મારી વિનંતિ છે. "

" પણ જો, કાકાની સહેજ પણ તબિયત લથડે કે અંધાધૂંધી ચાલે તો તરત મને ખબર આપજે. "

" પગલે ને ડગલે વિસ્તરતી પાટણ શહેરની પ્રવૃત્તિથી મહારાજને હું અહર્નિશ વાકેફ કરતો રહીશ, પછી કંઇ ? "

" બીજું મારી અનંતાની કુશળખબર. "

" એ પણ પાઠવીશ-પણ મહારાજ......" કપર્દી આગળ બોલતાં ખંચાયો.

" પણ જે કહેવાનું હોય તે ઝટ કહી નાખ–જો હમણાં પ્રભાત થઇ જશે–ને સ્ફૂર્તિ નહીં રાખીએ તો મનની મનમાં જ રહી જશે–બોલ શું છે કહેવાનું ? "

" મહારાજ, અનંતાને છોડાવીને જો પાટણ છોડયું હોત તો ઠીક થાત. "

" કપર્દી, તારું કહેવું યથાર્થ છે–પણ અત્યારે મને તેમ કરવું પાલવે એમ નથી–અને જો હવે તું કહે છે તેવું કરવા રહું તો જરૂર પાછો ચુંગલમાં સપડાઇ જાઉં–માટે એટલું તો તું જ કરી લેજે–અને તારે કરવું જ પડશે, કારણ હું એની માને વચન આપી બંધાઇ ચૂકયો છું. રાજપૂતનું વચન નિષ્ફળ ન જવું જોઇએ. તું સમજ્યો ? કરશે ને ? આપ વચન ! " મહારાજે વચન લેવાને લંબાવેલા હાથ પર વચન ન આપતાં કપર્દી કોઇક ગંભીર વિચાર-વમળમાં ગોથાં ખાવા લાગ્યો "કપર્દી, વિચાર કરવાનો આ અવસર નથી એ મેં કહ્યું તે તેં ન સાંભળ્યું ? વારૂં હરકત નહી ! જો તારાથી ન બને એમ હોય તો તું મને ના કહી દે. કારણ તું ના–હા કહી દે તો મને શું માર્ગ લેવો તેની સમજ પડે ! એટલું તો ચોક્કસ જ માનજે કે, તેં મને વાત યાદ દેવડાવી એટલે હવે હું અનંતાને છોડાવ્યા વિના પ્રાણાંતે પણ પાટણની બહાર ડગલું ભરનાર નથી. તું જાણે છે કે હું વચનબદ્ધ છું. "

" મહારાજ ! હું કયાં ના કહું છું. "

" તો આટલો બધો વિચાર શાનો કરે છે ?

" વિચાર કરૂં છું કે આપના પિતાજીને......

" પાછો અટકયો ? પિતાજીને છોડાવવાની તું વાત કરે છે. ખરૂ ? વારૂ, સાંભળ, પિતાજીને જેલખાનામાં રાખો કે જેલબહાર એ બધું સરખું છે. કારણ તને ખબર છે–એમનો સ્વભાવ–તું જાણે

છે કે તેઓ અપશ આરામપ્રિય જીવડા છે એટલે જેલને પણ મહેલ બનાવી લે એવા છે."

"છતાં પણ જો, મહારાજની રજા હોય તો એમને પણ બંધનમુક્ત કરીશ."

"બને તો કરજે મને એમાં કંઈજ વાંધો નથી.—અને તું પેલા બે સામ્રાજ્યના સ્તંભો પર ખાસ નજર રાખતો રહેજે—કારણ મુખ્ય સ્તંભ તો આપણે અત્યારેજ જમીનદોસ્ત કરી દઇએ છીએ, એટલે કેવલ બાઝીમાં ઉથલાવવાના એ બે રહેશે!"

"મહારાજનું કથન સત્ય છે. કારણ કુમારપાળને મોટામાં મોટી ઓથ એ બેનીજ છે—એ વાત આખું પાટણ જાણે છે. વારૂ, મહારાજને એક પ્રશ્ન પૂછું?"

"હા, સુખે પૂછો."

"એક મારવાડી વાણિયાના દીકરાને પાટણની રાજ્યગાદી પર પધરાવવાને આપ જેવા એક રાજપૂતકુલવતંસ પ્રાણપણે પ્રયત્ન કરી રહ્યા છો એ પાટણની પ્રજાને રૂચતું નથી હો! ક્ષમા કરશો મહારાજ, પણ આ તો જે મારે કાને ઊડતી વાત છે તેજ આપની સેવામાં હાઝર કરૂં છું હું!"

"કપર્દી, એ બધો વિષય ઘણો લાંબો છે અથીત એ ઉપર અત્યારે વિતંડાવાદમાં ઊતરવું મને પાલવે એમ નથી; પરંતુ ઉપસંહારમાં હું અત્યારે રાજરમત રમી રહ્યો છું—અને સાથે ચારુભટ્ટને લઇને એ તો તું જાણે છે ને!"

"હા, મહારાજ."

"ટૂંકમાં સ્તંભતીર્થમાં મારે મારૂં માથું શણગારવું છે અથીત મને કોઈક શણગારનાર તો જોઇએ ને સાથે?"

"સમજ્યો મહારાજ, રાજનીતિને ચીલે ચઢો છો–પણ મહારાજને આ દીન બ્રાહ્મણનું એક સૂત્ર જીવનભર યાદ રાખવાની નમ્ર વિનંતિ છે."

"તે શું? જલ્દી કર. હવે કામ પતાવી આપણે છૂટા પડવું જોઇએ, કારણ, જો ઝાડ પરના માળાઓમાં પંખીઓએ પાંખો ફફડાવી ચીંચીં કરવા માંડયું છે એટલે રાતનો ત્રીજો પહોર થયો લાગે છે."

"તે એ કે રાજખટપટમાં પારકાને પોતાના ગણજો ને પોતાના તે પારકા માનજો–જાવ મહારાજ–ફત્તેહ કરો!"

"ના હું આવું ત્યાંસુધી અહીં ઊભો રહે– કોઇ આવે તો આ તારા હાથમાંથી ઘંટડીનો અવાજ કરજે–જો સાવચેત રહેજે–હું હવે જાઉં છું અને કાર્યસિદ્ધ કરી હમણા આવ્યો જાણ." મહારાજે ચાલવા માંડયું પણ કોણ જાણે કંઇક યાદ આવ્યું તે અડધેથી પાછાં ફરવાં માંડયાં.

"કેમ, પાછા ફર્યા મહારાજ?"

"એક ખાસ વાત તો કહેવાની બાકી રહી ગઇ–કે પેલા પાનાચંદ શેઠને નિર્વાણપદે નિયુક્ત કરવા કલિકાલ સર્વજ્ઞ ભગવાન પાટણમાં પધારી ચૂકયા છે–તો એ મહારાજની પળેપળની પ્રવૃત્તિથી તારે મને માહિતગાર રાખવો એ તો તારૂં પ્રમુખ કર્તવ્ય માનજે– જો એમાં ભૂલ થશે તો તારે ને મારે બન્નેને ભવિષ્યમાં પસ્તાવું પડશે. વારૂ, ત્યારે હું જાઉં છું."

"પધારો, વિજય હો મહારાજનો!"

ભવ્ય ઇમારતની બગીચાના પૃષ્ઠભાગે પડતી વાતાયને લટકતા દોરડાની મદદથી મહારાજ ઉપર ચઢી ગયા. દીન બ્રાહ્મણ બારીની નીચે એક હાથમાં નાનકડી ઘંટડી ને બીજા હાથમાં નાગી તલ્વાર

સહિત પહેરો ભરી રહ્યો છે, અને મનમાં સંકલ્પવિકલ્પની ઘડભાંગ કરી રહ્યો છે કે–" મંત્રીનું માથું લેવા તો મહારાજ ગયા છે–પણ જો વાણિયો રખે જાગી ઊઠયો તો મહારાજના ને મારા બન્નેના સોએ સો અહીંજ પૂરા થવાનાં–ના, મહારાજનો ઘા ખાલી જાય જ નહીં !–આખરે તો રાજપૂતબચ્ચો ને ?–રંગ તો ખરો ઝામ્યો છે–જો મહારાજ પાટણપતિ થયા તો આપણું બ્રાહ્મણ બાઇનું તો ભાગ્યપત્ર જ પલટી જવાનું !"

મહામંત્રી મુંજાલ થવાને સેવેલાં સ્વપ્નાં આજે ઉદયનને ફળ્યાં, અને ઉદયન થવાને હજુ સોણલાં માણતો એક વિદ્વાન ગરીબ બ્રાહ્મણ ગુજરાતના મહામંત્રીના મહાલયની બારી નીચે એક હાથમાં ઘંટડી લઇને ઊભો છે.

મહામંત્રી થવાના વિચારસમુદ્રમાં મહામંથન કરી રહેલા બ્રાહ્મણની સામે મહારાજ ઓચિંતા આવી ઊભા રહ્યા, ને તે ચમકયો અને, "ઓ–ઓ–ઓ......" કરવા લાગ્યો. તેની છાતીનાં પાટિયાં સખ્પટ થઇ ગયાં. તેના હાથ–પગ ધ્રૂજવા લાગ્યા ને હાથમાંથી ઘંટડી ને તલ્વાર ભૂમિપર સરી પડયાં.

મહારાજે જોયું કે બ્રાહ્મણ નાસી જશે ને જો નાસતાં નાસતાં બીકનો માર્યો દૂર જઇ બૂમ પાડી ઊઠશે તો ભર્યો રંગ ભૂંસાઇ જશે ! આમ વિચાર કરી મહારાજ બોલ્યા, " અરે, કપર્દી–આ શું કરે છે તું આ કોના થકી ભયત્રસ્ત બન્યો છે ?"

વ્યક્તિનો વાણી–પરિચય થતાંજ બ્રાહ્મણની શુધસાન ઠેકાણે આવી ને તેણે મોં ફાડયું; " કોણ મહારાજ ?"

" હા, અજયપાળ."

" મહારાજ જલ્દી કરો–આ કપડાં પહેરી લોહીવાળાં વસ્ત્રો બદલી નાંખો ને અહીંથી પલાયન કરો !"

વગર આનાકાનીએ બને તેટલી ત્વરાથી અજયે કપડાં બદલી લીધાં, ને બાજુમાં ઝાડને થડે બાંધેલા અશ્વને છોડી તે પર અસવાર થઈ પવનવેગે તે ત્યાંથી પલાયન કરી છૂટયો.

બ્રાહ્મણે પણ અશ્વપૃષ્ઠપર પલાયન કરતાં અજયપાળની પાછળ મુઠ્ઠીવાળી નાસવા માંડયું, પણ તે સહીસલામત નાસી છૂટે તે પહેલાં તો બે વ્યક્તિઓએ દોડતા આવી તેને પકડી પાડયો. એકે ચીંથરાંના ડૂચાથી તેનું મૂખ સીડી લીધું ને બીજી વ્યક્તિએ તેના હાથ-પગ બાંધી લીધા.

એમાંથી એકનો જરા પિત્તો ઉછળી આવ્યો તે ઓઠ પીસી, ભવાં સંકોચી બોલ્યો, "મારો દીકરો બામણો કેટલા દિથી કાવત્રાં કરતો'તો-આજ ઠીક સપાટામાં આવ્યો છે !"

બીજાએ જરાક ટોળ કર્યો, "એલા બ્રહ્મહત્યા લાગશે-બચારા બામણના દીકરાને શું પજવે છે ?"

"કાંય વાંધો નહીં-યજ્ઞયાગ કરી પ્રાયશ્ચિત કરી લઇશું ! કરેલાં કુકર્મો ધોવાની યજ્ઞયાગની દુકાનદારી જ્યાંસુધી ખુલ્લી છે ત્યાંસુધી સંસારમાં પાપીઓએ જરા પણ ગભરાવવાની જરૂર નથી. શું સમજ્યો ?-વારૂ, ચાલ, ઉંચક એને !"

' હા, ચાલો-પણ એને ક્યાં ગોધવાનો છે ?"

" તે આપણે જોવા-વિચારવાનું નથી. તુરંગ-રક્ષકને સોંપીશું-પછી તેને યોગ્ય લાગશે તે વ્યવસ્થા કરી લેશે [illegible]?"

" બરાબર છે-ચાલો."

# પ્રકરણ ૨૯ મું

## ફાગનો વાઘ

અજયપાળે ઉદયન મંત્રીની ખબર લીધી, અને ચારુભટ્ટ ઉર્ફે ચાહડ રાજભુવનની મુલાકાત લેવા આવ્યો. સભાભુવનની ડહેલીએ આવી ચાહડે જોયું કે એક પ્રતિહાર ઘસઘસાટ ઊંઘી રહ્યો છે.

ચાહડે સભાભુવનના સિંહદ્વાર પ્રતિ નજર કરી તો તેને દગ્ગોચર થયું કે દ્વારપર તાળું વાસેલું છે. તેણે તાળુ ખેંચી ખાત્રી કરી જોઇ. સૂતેલા દ્વારપાળના માથા પાસે જઇ તેણે સિંહદ્વાર ખોલવાને કૂંચીઓ ફંફોળવા માંડી. બહુ શોધી પણ અંતે કૂંચી તો હાથ ન જ લાગી. ફરી પાછો તે દ્વારપાસે ગયો ને અંધકારમાં નીચા નમી, તાળાને હાથ લગાડી જોયું તો તાળું ખુલ્લું માલમ પડયું. તે સહસા બોલી ઊઠયો, ' અરે, આ શું ? મેં તાળું તો ખેંચી જોયું'તું—ત્યારે તે ચોક્કસ વાસેલું જ હતું. તે ખુલ્લી ગયું ક્યારે ને કેવી રીતે ? શું પેલા તીડાએ કૈંક કામણુકારજ કર્યું કે પછી મારી ભાગ્યદેવી જ મને સ્હાય કરી રહી છે ? જે હોય તે. અત્યારે સંકલ્પવિકલ્પ કરવાનો આ અવસર નથી.'' આમ મન સાથે ઘડભાંગને અંતે ચાહડે સભા-

ભુવનના સિંહદ્વારને ધકેલ્યું ને અંદર પ્રવેશ કર્યો. વળી કંઈક સાંભરી આવ્યું તે બહાર આવ્યો ને સૂતેલા પ્રતિહારના માથા પાસે જઇ નીચા નમી કંઈક શોધવા મંડયો. અંતે ખૂણામાં એક મશાલ પડેલી તેના જોવામાં આવી, અને મશાલની પાસે બે ચકમકના પથરા પડયા'તા. આ વિનાશ્રમે સમયાનુકૂલ સાધનો મળતાં વદન પર આનંદ થયો. તેના અંગપ્રત્યંગ પ્રમત્ત ને વિકુલિત થયાં. વિણયત્ને પ્રાપ્ત થયેલાં સાધનો તેણે સહસા હસ્તગત કર્યાં ને પુનર્પિ સિંહદ્વારમાં પ્રવેશ કર્યો.

એક વ્યક્તિએ તેનું અનુકરણ કર્યું જે તેના જોવામાં ન આવ્યું. એક વિચાર આવતાં પાછો ફર્યો ને રાજભુવનનાં દ્વાર વાસી દઇ, મશાલ ચેતાવવાને તે નીચે ફરશબંધી પર બેસી ગયો. મશાલ ચેતાવી ને તે આગળ વધ્યો ને આરસસોપાનશ્રેણિથી સુશોભિત વેદી પર પ્રતિષ્ઠિત, સ્વર્ગસ્થ સિદ્ધરાજ મહારાજના બહુ-મૂલ્ય કાષ્ઠરચિત, સિંહાસન નિકટ તે આવી પહોંચ્યો.

. મહાગુર્જરાતના સિદ્ધચક્રવર્તી અવંતીનાથ, બિરૂદધારી રાજાધિરાજના–જયસિંહના ક્ષાત્રકુલપ્રતિષ્ઠિત સિંહાસનને વેદીભ્રષ્ટ કરવા વણિકપુત્રે હસ્ત લંબાવ્યો ને અંતરીક્ષમાં એક ગેબી ને ગંભીર અવાજ તેને કર્ણગોચર થયો. " સબૂર ! "

નિર્જન રાજયભુવનમાં નિતાંત મધ્યરાત્રિના પાછલા પ્રશાંત પ્રહરે–" સબૂર ! " શબ્દોચ્ચાર શ્રવણગોચર થતાં જ પ્રધાનપુત્ર, રણવીર, એક સમયના જયસિંહ મહારાજના દક્ષિણહસ્ત સમા સમરવીર મંત્રીશ્વર ચાહડના ગાત્રોપગાત્ર શિથિલ થઇ ગયાં. તે સહસા ચમક્યો ને તેણે ગુર્જરેશ્વરના મૃત્યુ બાદ મહિનાઓ પર્યંત અવ્યવહૃત સભાભુવનના ખૂણેખૂણે વિહંગાવલોકન કરતી એક ઊડતી નજર કરી લીધી.

તે જરાક બબડયો, "સભામંડપમાં મારા સિવાય કોઇ જ નથી, તો પછી આ બોલે છે કોણ ?"

તે જે બોલ્યો તેનો પડઘો—પ્રશસ્ત સભામંડપની અષ્ટોત્તર સ્તંભ ઉપરની છતમાં પડયો—ને સહસા તેનો પ્રત્યુત્તર મળ્યો, "તારો બાપ !"

ઉપર્યુક્ત પ્રત્યુત્તરથી ચાહડનું હૃદય સંકલ્પવિકલ્પથી ઉભરાઇ ગયું. તેના વિશાળ લોચન પર પથરાયલા ભ્રમર ભેગાં થયાં ને તેણે અસ્પષ્ટ શબ્દોચ્ચાર કરવા માંડયા, "મારો બાપ ?—પણ—અજયે ખૂન—તે એટલામાં પ્રેત ? બને જ કેમ ? પિતાની...... અસહ્મતિ ?" ઘડીભરમાં ચાહડની સાન ઠેકાણે આવી ને મન સાથે નિશ્ચય કરી સ્વગત બોલવા માંડયું; "પેલો મારી કિલા આગળ રાહ જોતો હશે. એક નિર્જિવ પત્થરના સિંહાસનને બે હસ્ત ઊંચી વેદી પરથી વેંતભર સ્થાનભ્રષ્ટ કરી ચાલ્યા જવાનું છે એમાં આટલી બધી વાર શી ? મારે ક્યાં અત્યારે આ આસન પર બિરાજવું છે ? હું તો પેલા જોષકાએ ભાખેલા યોગનું પરખું કરવા આવ્યો છું. એમ બોલી મંત્રીપુત્રે પુનર્પિ હિંમત એકઠી કરી, હાથમાંની મશાલ જરા નમતી રાખી સિંહાસનના હાથા પર પોતાનો પંઝો સ્થાપ્યો કે સહસા જ અંતરીક્ષમાં દ્વિગુણિત વેગથી અવાજ થયો, "સબૂર !—સબૂર—એકદમ અધીરો થા મા !"

ચાહડે આ સમયે હિંમતથી આર્જવતાભર્યા અવાજે પ્રશ્ન પૂછયો, "પણ તમે છો કોણ ?" જરાક વિનમ્ર થતા સ્વરે તે આગળ બોલ્યો, "મારા પિતા ઉદયન તો જીવે છે !" તે બોલતાં બોલી તો ગયો પણ તેની આંખે અંધારાં આવવા માંડયા, ને સહસા પ્રત્યુત્તર કર્ણગોચર થયો, "ગૂર્જરેશ્વર !"

તે જવાબથી સહસા ચમકયો ને ફરી બ્હીતાં બ્હીતાં પ્રશ્ન પૂછયો, "કોણ ! સિદ્ધરાજ જયસિંહ—ધર્મપિતા ?"

"હા, સભામંડપ છોડી ચાલ્યો જા."

"શું અવંતીનાથની અસહ્મતિ...?"

"પ્રભુ આપના આત્માને શાન્તિ અર્પો !—અને હું આપનો દત્તક. આપ નચિંત રહો—હું ગુજરાતની ગાદીને સ્થિર કરીશ. અને ચૌલુક્ય પ્રતિષ્ઠિત સિંહાસનને પદભ્રષ્ટ કરીશ. પણ એમ કર્યા વિના મને સામ્રાજ્યલક્ષ્મી વરે તેમ નથી."

"અને યાદ રાખી લે કે—એક વણિકપુત્રથી સોલંકીવંશના વિસ્તરિત સામ્રાજ્યવૃક્ષનો કદી પણ ઉચ્છેદ થઇ શકનાર નથી !"

"ધર્મપિતા સોલંકીવંશ નિર્વંશ થાય એવી મારી લેશમાત્ર મનેચ્છા નથી !"

"તો ચેલા જોષીના ભાખેલા યોગસંયોગનું પારખું કરવા આવ્યો છે કેમ ? એ ભામટાએ તને ભમાવ્યો છે ! જીવતો નર ભદ્રા પામે—જો જીવવાનો મોહ હોય તો પાટણ છોડી ન્હાસી જા—પાટણ છોડી ન્હાસી જા"—આમ એકના એક વાક્યની વારંવાર આવૃત્તિ કરતી એક શ્વેત પ્રેતાકૃતિએ, ઉપદ્વારમાંથી મંડપમાં ધીર મંથર ગતિએ પ્રવેશ કર્યો.

પ્રેતાકૃતિની સ્થિર આંખો, મશાલની અનલશિખના પ્રતિબિંબથી ચળકતી હતી, તેની મંથરગતિ માન્વમતિ ભૂલાવે તેવી હતી. ચાહડ બ્હીધો ને રાજ્યમહાલયના એક બીજા ઉપદ્વારમાં તે મશાલ સાથે નાઠો. "બીહે તેની બરબાદી"—તદ્વત્ રાજ્યમહાલયદ્વારમાં ઘૂસી ગયેલા ભયત્રસ્ત ચાહડનો પ્રેતે પીછો પકડ્યો.

ચાહડ આગળ ને બોલતું પ્રેત પાછળ,—"પાટણ છોડી નાસી જા—નાસી જા—ઓ, પિતૃઘાતી—દેશદ્રોહી—કાપુરુષ—પાટણ છોડી નાસી જા—"

મૃત્યુને મુઠ્ઠીમાં રાખનાર ચાહડને પોતાનું મૃત્યુ પોતાની દૃષ્ટિ સમક્ષ તરવરતું લાગ્યું તેને કૈંક શાસ્ત્રવચન સાંભરી આવ્યું એટલે

અંતે તેણે હાથમાંની ભડકે બળતી મશાલને પાછળ પડેલા પ્રેતની સામે જોરથી છૂટી ફંગોટી–પણ મશાલ તો નિશાન ચૂકી દૂર દૂર રાજમહાલયમાં જઇ પડી, ધાર્યો કરતાં વિપરિત બનતાંજ ચાહડે મુઠ્ઠી વાળી નાસવા માંડયું, પ્રેતે પણ તેનુંજ અનુસરણ કરવા માંડયું.

મહાલયમાંથી સભાલયમાં–સભાલયમાંથી માર્ગ પર–એમ ક્રમાનુક્રમે વધી જયસિંહ મહારાજનું પ્રેત ચાહડને પાટણનગરના કિલ્લા સુધી મૂકી આવ્યું.

પૂર્વકૃત સંકેતાનુસાર અજય અસવાર બની એક બીજા અશ્વ સાથે ચાહડનીજ કિલ્લાના બંધ દ્વાર આગળ રાહ જોઇ રહ્યો હતો. ઉર્ધ્વશ્વાસે દોડતો ચાહડ ત્યાં આવી પહોંચ્યો.

તેને ગભરાયલી દશામાં જોઇ અજયે પૂછયું, "કેમ, મંત્રીશ્વર હાંફો છો કેમ આટલા બધા ?"

"હમણાં નહીં–એ વાત હું તમને નિરાંતે કહીશ."

"પણ એવુ તે શું બન્યું છે કે આવડા બધા હાંફળા–હાંફળા બની ગયા છો ?"

"અજય, અત્યારે એ વાતજ જવા દે. અત્યારે તો નાસવાની તૈયારીજ કર હવે"

"તૈયારીમાં આ રહ્યો અશ્વ–અસવાર બની જા–પછી કિલ્લાના કમાડ બંધ છે તેનું શું કરવું ?"

"કિલ્લેદારને ફોડીએ."

"ફૂટે એવા કિલ્લેદારને પાટણમાં નોકરી નથી મળતી સમજ્યો?"

"તો ખૂન—"

"હા બરાબર હમણાં હમણાં આપણા બન્ને પર રાહુ ને શનિ-મહારાજ બહુજ પ્રસન્ન થઇ ગયા લાગે છે. એટલે હમણાં તો આપણે જોવા જેવું જ કર્યાં કરવાના. વાર, તો જા–કર ઘા "

"મારી સાથે પધારો તે"

" ના, એક હાથે અનેક ખૂન સારો નહીં. તું યે જરા ભાગીદાર બન ! જો તારા પિતાજી પતી ગયા છે–એ બાબત હવે બિલ્કુલ નિશ્ચિંત રહેજે."

" હેં હેં, ના કર, જા......અરે, પણ ઊભો રહે–આ શાનો કોલાહલ થાય છે અને આ રણશીંગડું ફૂંકાતું હોય એમ લાગે છે."

" અરે, પણ આગ વગર રણશીંગું શાનું ?" જૂઓ, જૂઓ —સામે ભડકા જણાય—આગ સખત લાગી જણાય છે."

" અને તે કયી દિશામાં તે ખબર છે ? જયસિંહના મ્હેલમાંજ. સિદ્ધરાજ મહારાજના મહાલયમાં, હા ચોક્કસ ખાત્રી સાથે મહાલયમા."

અજયનો દિશાસૂચન કરતો ચોક્કસ જવાબ શ્રવણ કરતાંજ ચાહડના મનમાં સભાભુવનમાં બની ગયેલા સર્વ બનાવનું ચિત્ર દષ્ટિ સમક્ષ ખડું થઇ ગયું ને તે સહસા નિદ્રામાંથી જાગતો હોય તેમ બોલી ઊઠયો, " અજયપાળ, હવે નિમિષ માટે પણ આપણે થોભવું સલામત—" ચાહડ પોતાનું વાકય પૂર્ણ કરે તે પહેલાં તો સામેથી અસવારના અશ્વની ખરીના ખડૂક ખડૂક અવાજ કર્ણગોચર થયા.

* * *

ઇ. સ. ૧૧૪૩ ના ગૂર્જરરાષ્ટ્રના ગૌરવતીર્થ સમા પાટણનગરમાં તરુણ અરૂણ, ઉર્ધ્વમુખે કિરણરૂપી પ્રવાલ ગ્રહી, ગ્રસતો હતો–પોતાના અગ્નિમુખમાં હોમતો હતો, અને જગલોકને કહેતો હતો કે, સિધ્ધ–ચક્રવર્તી સિદ્ધરાજ જયસિંહના મહાલયની આજની આગની કાલમુખી જ્વાલાઓમાં જૈનસમ્રાટ કુમારપાળ મહારાજનો સમગ્ર શત્રુસમૂહ સળગી જશે, અર્થાત પાટણની અસ્તવ્યસ્ત થતી જતી પ્રભુતા પુનર્પિ એકવાર પૂરબ્હારમાં ચમકશે–અને જગતના ઇતિહાસના પાનાંઓને પોતાની ગૌરવગાથાઓથી પુણ્યાંકિત, પુલકિત ને વિભૂષિત કરશે.

## પ્રથમ ખણ્ડ સમાપ્ત.

ॐ शान्तिः ॥ शान्तिः ॥ शान्तिः ॥